જયબર

જગતાદિ મહાત્માઓની સંક્ષેપ ઉત્પત્તિ

અને

# કપટભેદ વૃત્તાંત.

રચનાર

દામોદરદાસ કરશનદાસ

માસ્તર સ. સ્કુલ મુંબાઇ.

काम क्रोध मद लोभकी, जबलग मनमें खांन;
तुलसी पंडित मूर्ख हीं, धनीं सब एक समांन.

મુંબાઇ

અરધો પારસી પ્રીંટીંગમાં ને અરધો રાજ્યભક્ત
પ્રેસમાં મુદ્રાંકિત કીધો.



સં. ૧૯૪૭ માગશર—સન ૧૮૯૧ જાનેવારી.

કિં. રૂ ૧-૦-૦

# અર્પણ પત્રિકા.

સ્વર્ગવાસી નેકનામ,

## રા. હરિપ્રસાદ[1] સંતોકરામ દેશાઈ. જે. પી.

એમણે લોક હિતાર્થમાં, સુધારામાં, ને પુસ્તકોની વૃદ્ધિ થવામાં બનતી મદદ આપી ઉદાર વૃત્તિ બતાવી છે. વળી તેમનો સ્વભાવ ઘણો સભ્ય ને મિલનસાર હતો. એવા કારણોથી તેમના કીર્તિતંતુ નામના સ્મરણાર્થે આ ગ્રંથ તેમને અર્પણ કર્યો છે. આ ગ્રંથનો મૂળ ખરડો તેમને વાંચી સંભળાવતાં પસંદ પડયાથી અર્પણની વિજ્ઞપ્તિ ખુશી સાથે સ્વિકારેલી, તે વચનનું માન્ય રાખી હાલ તે સ્વર્ગવાસ છતાં તેમનું નામ આ સાથે જોડયું છે; જેથી તેમના આજ્ઞાંકિત પુત્રો પિતાભકત હોવાથી ખુશી થશે; એમાં શક નથી.

લો. કર્ત્તા.

---

૧ આ ગૃહસ્થની થોડીક હકિકત આ રીતે છે. તેમનો જન્મ ભાવનગરમાં સં. ૧૮૯૭ માં અષાડ સુદ ૨ સોમે સુરયોદય વેળા ને ૪૯ વરસની ઉમ્મરે મરણ સ. ૧૯૪૬ માં છે. તેમના પિતા સંતોકરામે તા. ભાઇ છગનલાલે ભાવનગરમાં દિવાનગીરીનાં લાંબી મુદ્દત કામ કરયાંછે. તેમની તે નોકરી ઉત્તમ બજાવ્યાના બદલામાં દરબારથી કુંભણ તાબે મહુવાનું ગામ રૂ ૧૦) હજારની ઉપજતું ઇનામ મળેલું, જે હજુ તેઓ ભોગવેછે. સિવાય કુંડલા, મહુવા ને ઘોઘા પ્રગણામાં બે હજારની પેદાસનો ગરાસ મળેલો છે. તેમનું કુળ ઘણાં વરસથી દેશાઈગીરી ભોગવતું આવ્યું છે. મિ. હરિપ્રસાદના જન્મ કાળથીજ તે સુખી નીવડે, એવું ભવિષ્ય જણાયું હતું. તેર વરસની ઉમ્મરમાં તેમણે સાંસારિક ઘણો સારો અભ્યાસ

કીધો. તા. વેદનાં ને શાસ્ત્રનાં કેટલાંક પુસ્તકો જોયાં. પછી તેમને હથિયારની તાલમનો, ઘોડાની સ્વારીનો ને તરવાનો શોખ લાગ્યો; તેમાં પણ તે સફળ થયા હતા. બાદ નોકરીનો ધિક્કાર લાગ્યાથી સ્વતંત્ર વેપાર તરફ તેમનું ધ્યાન ખેંચાયું. ચારેક વરસ વતનમાં સરારી કીધા પછી મુંબાઇમાં પેઢી સ્થાપી. તેમાં પણ ઈશ્વર કૃપાથી ઇજત ને પેદાસ સારાં સંપાદન કીધાં. તેમણે ઘણીક યાત્રાઓ કરી છે. ને તે સ્થળોમાં ઘણો ખરચ કરી નામને અમર કરયું છે. ઘોઘા--ભાવનગરમાં સદાવ્રત સ્થાપ્યાં છે. પુણ્ય કરવામાં જાહેર માનની આશા કરતાં ગુપ્ત પુણ્યને ઉત્તમ ગણી તે પ્રમાણે કીધું છે. તેમને ૬ તન ને ૫ તનયા ને તેની પેટા સંતતી સાથે ઘાડા કુટુંબનુ સુખ હતું. તે પ્રજા સદ વરતની, પોતાની આજ્ઞાને આધીન, ને વચન પાળક હોવાથી હમેશ તે આનંદમાં રહેતા. જ્યારે તેઓ વખતપર સાથે બેસતા, ત્યારે મરયાદશીળ કચેરી જેવો દેખાવ દીસતો. આ નર ભાવનગરમાં પ્રસંસાને પાત્ર, સદ વિચારી, ભલો, વચનનો ટેકી, બાહોસ ને સત્યમાં પ્રખ્યાત હતો. તેના મરણથી તેને જાણતા સરવ લોકોમાં ઘણી દિલગીરી પ્રસરી હતી. સંપત્તિ ને સંતતી મળે ઘણા લોક છકી જાય છે પણ આ નરને તે બધું સુખ ઇશ્વરે આપ્યા છતાં મિજાજ થડો ને જે કોઇ નામ પૂછતો આવ્યો, તેની બીના સાંભળવાની દયાળુ બુદ્ધિ હોવાથી લોકોના જાણવા માટે આ બીના અહીં લખી છે.



# ઉપોદ્ઘાત.



માણસને કંઈ વાતની થયેલી લાગણી પ્રાપ્ત કરવા જે ઉપાય શોધે છે, તે તેનો ઉદ્યોગ છે. ને તેમાં મનનો ઉત્સાહ તે તેના ઉદ્યોગનો ખોરાક છે. આ રીતે હું જ્યારે જીલ્લાના ગામોમાં નોકરી કરતો હતો, ત્યારે તા. સં. ૧૯૩૦ માં મારા મોટા ભાઈ રણછોડદાસ સાથે સકુટુંબ અંબાજી ગયો હતો; ત્યારે દુષ્ટોથી બીજાને થતાં દુઃખની એવી લાગણી લાગેલી કે, તે વિષે કંઇ લખવું એમ મને લાગ્યું હતું. પછી સં. ૧૯૩૪માં મારી બદલી મુંબાઇ થતાં હું આવ્યો, ત્યારે તેમાં વધારો થતાં, તે મૂળ વૃત્તિ આ પુસ્તકથી પાર પાડી છે. ચાલુ કાળ સાથે જૂના કાળોનો મુકાબલો કરવો મને ઉત્તમ લાગ્યાથી મૂળથી શરૂ કરી વૃત્તાંત રૂપે લખી અગ્રે મૂકેલું અભિધાન આ પુસ્તકનું રાખ્યું છે. એમાં ઉત્પત્તિ સ્થળમાં કેટલીક વાતો અસંભવિત જેવી ને ગુચવણ ભરી લાગે છે ખરી, પણ ગમત ને જ્ઞાનને ખાતર જેવું વાંચવામાં કે સાંભળવામાં આવેલું, તેજ રીતે લખ્યું છે. આથી વાંચનારને તો ઘણું જાણવાના ગુણ સાથે કંઇ પણ શંકા સારા પંડિત મારફત દૂર કરવાનું, તે ખરૂં સાધન થશે, એમાં ફેર નથી. ને તેથી કર્ત્તાને દોષ દેવાનું કારણ સમજુને લાગશે નહિ. સર્વ દેશના દરેક જણને પોતીકું કે પારકું પુરાણું જાણવાની ઉત્કંઠા ઘણી હોય છે. કેમકે તેમાં ગમત, દાખલામાં વાપરવા જોગ, પુરાણું જ્ઞાન, ને વળી મોટો લાભ એ કે, તેમાં પ્રબોધ ઘણો સારો મળે છે; ને ઇશ્વર પ્રત્યે પ્રીતિ વધે છે. કપટ ગુણ સાથે બીજા કપટ પ્રેરક કે દુઃખદાઇ ગુણો છે, તથા જે વડે જીવ પતિત થઇ ભવાબ્ધિમાં ડુબેછે; વગેરેનું ભાગતું વર્ણન પણ નીતિને માટેજ કરવામાં આવ્યું છે. હું પ્રથમ

સ. ૧૮૬૪–૬૮ સુધી ધોલેરાની સ્કૂલમાં હતો, ત્યારે મોઢ વિવાહ નામે નાની ચોપડી લખેલી, જે પર ગુ. શા. પત્રે સારો અભિપ્રાય આપ્યો હતો. તથા બીજું પ્રસંગોપાત કંઇ લખેલું, તે પછી આ પુસ્તક લખવાનો મારો પહેલોજ પ્રયાસ છે. તેમાં હું કંઇ વિદ્વાન્ કે લેખક નથી, તથા કાવ્યની માહિતી ધરાવતો નથી, પણ મારી અલ્પ મતિ પ્રમાણે આવડું પુસ્તક પ્રજાની સમક્ષ ધરવા જે યત્ન કીધો છે, તે વાંચી ગુણી જનો દોષ ન દેતાં મારા યત્નને ઉત્તેજન આપવા દરગુજર કરશો, એવી નમ્રતાપૂર્વક આશા રાખું છું. આ પુસ્તક એવું છે કે, કોઇ ખરા વિદ્વાનને હાથ લખાયું હોય, તો ખરેખર વજનદાર થાય, એમાં શક નથી. આટલું લખ્યા છતાં ઘણે ઠેકાણે ગ્રંથ વિસ્તારના ભયથી ઘણી વાતો સંકોચવી પડી છે. પુસ્તક શુદ્ધ લખવામાં ખરેખરી કાળજી રાખી છે, ને જોકે ચિ. ભાઇ બાપુલાલ જે હાલ અં. પાંચમું ધોરણ શીખે છે, તેની મદદ લીધી છે; પરંતુ પ્રેસમાં કોઇ અક્ષર કે કાનો વાંકો ચૂકો પડી જવાથી ભૂલ જેવું લાગે, તો તે ધ્યાનથી વાંચી લેવું. ૯ મે પાને અરિહંત નામે રાજા લખ્યો છે, તે ચૂકની મતલબ એછે જે, અરિ-હંત એટલે દેહના "શત્રુને હણનાર" એવા સર્વ તીર્થંકરો છે, એમ સમજવું પુસ્તકમાં એવી ગહન બીનાઓ છે કે, તેમાં અભિજ્ઞને કંઇ ચૂક જણાશે, તો તે જાણવામાં આવેથી સુધારવા બીજી વેળા પેરવી કરીશ. પુસ્તકની મૂળ જાહેર ખબર આપ્યાને હાલ યોગ્ય કરતાં વધુ મુદ્દત થઇ છે. કારણ તે પછી સં. ૧૯૪૬ ના પોશ માશથી હું એવો શીક થયો કે, ચાર માસ રજા પર વતનમાં જવું પડ્યું. ને પછી પણ ઘણી મુદ્દત કામ બની શક્યું નહિ, તથા કંઇ પ્રેસમાં ઢીલ થઇ, પણ તેના બદલામાં મે મારા ધૈર્યવાન્ ગ્રાહકોની સેવા બજાવવા (પુસ્તક ઉપયોગી કરવા ને જણાવેલી ઇચ્છા કરતાં દૃષ્ટાંમાં

વધારો કરવા) કોતાઇ કરી નથી; માટે તે સર્વ સજ્જનો અડચણુ ન કરતાં મોટા મનથી પોતાનું વચન પાળશે. પ્રમાણિક જનો પોતાના વચનને મિથ્યા કરતા નથી.

આ પુસ્તક માજી દિ. ઇ. મિ. છગનલાલ હ. પંડયાની રહેમથી તથા હાલના દિ ઇ. રા. વ્રજરાય સંતોકરાય દેશાઇની તેવા કામમાં રૂડી નજર હોવાથી તૈયાર કીધું છે. માટે તે બેઉ ગરવા ગૃહસ્થોને યાદ કરવા ચૂકનો નથી. વળી આ કામમાં કંઇ મદદ મારા પ્રિય સાઢું મિ. કેશવલાલ હ. સત્યવક્તાના માલેકે તથા મારા પિત્રાઇ મિ. બાપુજી દેવચંદ કઠીએ તથા મિત્ર મિ. જગન્નાથ જેઠાભાઇ રાવળે આપી છે, માટે તેમને માન સહિત યાદ કરૂં છું.

મુ ભૂલેશ્વર, શાકમારકીટ, સફરાની ચાલ, મહારાજનો માળો, મુંબાઇ. } લા. દા. ક. માસ્તર.



## સાંકળિયું.



## પુસ્તક મળવાનાં ઠામ.

મુંબાઇ—સફરાની ચાલમાં કર્ત્તા પાસેથી.
મુંબાઇ કોટ—નં. ૧ લાની સ. સ્કૂલ માં ,, ,,
મુંબાઇ—કાલકાદેવી પરના બુક સેલર ,,
,,—કાપડ મારકીટ સ્કૂલ નીચેના બુકસેલર ,,
કપડવણજ—મેતાપોળમાં રણછોડદાસ કેશનદાસ ,,
ગોધરા—મગનલાલ. હ. સ્કૂલ માસ્તર ,,
વિરમગામ—વિઠલદાસ. મ. ,, ,,
વડોદરા—કાલેજમાં કેશવલાલ વિઠલ દેશાઇ ,,
અમદાવાદ—પ્રભાશંકર હરનારણ કાલેજ કે રાયપર હવેલીની પોળમાં ,,
ઉમેટા—રણછોડદાસ ના. સ્કુલ માસ્તર ,,
ભાવનગર—ભાગાતળાવ આગળ અંબાશંકર પ્રમાનંદ ,,

કમીશન દશ નકલે એક રૂપીઓ કે એક પુસ્તક છે. વધુ ખુલાસો કર્ત્તાને પૂછથી મળશે. નાટપેઠ પત્ર મોકલવો નહિ. દેશાવરવાળાને ટપાલ સાથે કીમત છે . પણ વેલ્યુપેબલ તેને શીર છે.



૪૫૮૨

# જગતાદિ મહાત્માઓની સંક્ષેપ ઉત્પત્તિ.

અને

# કપટ ભેદ વૃત્તાંત.

## ભાગ પેહલો.

### જગત્ અને અનેક ઉત્પત્ત્યાદિ વિષે.

### પ્રભુસ્તવન.

—:o:—

૧—જે સકળ વિશ્વમાં વૈરાટ્ સ્વરૂપે વ્યાપિ રહ્યો છે, જે અખિલ બ્રહ્માંડનો કર્ત્તા અને ધણી છે, જેના ગુણ ગાતાં વેદ પણ વિરામ્યા; એટલે જે નિગમાગમ છે, અખંડા-વિનાશી છે, ભક્તવત્સલ છે, સદ્ મતિનો આપનાર ને સદ્ ગતિનો કરનાર છે; એવા સર્વજ્ઞ અને દયાળુ ઇશ્વરને હું; વારંવાર નમસ્કાર કરૂં છું.

ભુજંગ.

અહો દેવ દેવાધિ દેવા દયાળું, કૃપાનાથ કીજે કૃપા હે કૃપાળુ
સ્તુતિ પ્રીતની રીતથી તો કરાવો, રચ્યું ગ્રંથ તે પંથ સીધો ચલાવો.

ઓખાહરણના રાગપર.

પ્રભુ હું તો છું પામર પ્રાણી, મને પાળજે મહેર તું આણી.
હું તો તારી કૃપાથી નમું છું, કાંકે જાપ તો તારા જપું છું
મેં તો કીધાં હશે કાંઇ કર્મ, તેના જાણે સકળ તું મર્મ.
દયા ધરીને કરજે ક્ષમાય, ખોટાં કામ કદી ન કરાય.
ઈશ, શી ગતિ થાશે અમારી, માટે માગીએ દયા તમારી.
તમે દીન દયાળુ છો નાથ, ભક્તિ આવે મરણની સા.થ

ત્રિભુવન પતિ મને ઉગારો, સદ્ બુધ્ધિનો કરી વધારો.
પ્રભુ છે આશરો એક તારો, તુજ વિણ બેલી નથી. મારો.
દ્રૌપદીને આપી બહુ ધીર, પૂર્યાં નવસેંનવાણું તેં ચીર.
ધ્રુજીને આપ્યું અમર પદ, તપ કીધું તજી મોહ મદ.
તાતા સ્તંભથી તાર્યો પ્રહ્લાદ, તેના પિતાનો ઉતારી નાદ.
સુધન્વાની સેવા તને ભાવી, તાતી કઢાથી લીધો બચાવી.
પાંડવોની પૂરી બહુ આશ, સ્મરતાં આવી તેની પાસ.
હતા હરિજન એવો પૂરા, સાથે સત્યમાં નહિરે અધુરા.
એમ દરેક ભક્ત ઉગાર્યા, નામ લેતાં અજામેળ તાર્યો.
તું તો કહેવાશે અશરણશરણ, જગત્ આખાનું કરે ભરણ,
કીડીને કણ હાથીને મણ, પહોંચાડી કરે છે પોષણ.
તારી કળાનો પામે ન પાર, બ્રહ્મા ઇંદ્રાદિક કોઈવાર.
તો હું તવ જેવા જે કંગાળ, ગુણ તારા શું ગાઉં ગોપાળ.
માટે માગુંછું ટુંકામાં એક, જન્મ સુધારી દેજે છેક.
અંત સમે સ્મરણમાં આવો, કર્મ બંધન સર્વ છોડાવો.
ધામ ડાકોરમાં રણછોડ,[1] દેવ, પૂરોછો સર્વના કોડ.
રાખો સર્વ પર કૃપા હમેશ, એમાં સંશય નહિ કાંઈ લેશ.
દાસ, દામોદર છે તમારો, પ્રભુ, આપોને આસરો સારો.
લળી લળી કરેછે પ્રણામ, ભક્ત જનોને પ્યારા રામ.

**વલણ.**

ભાવ ધરી રોજ વંદન કરતાં, પાપ થકી મૂકાય રે;
જ્ઞાન પામી તમને ભજે તો, દો મુક્તિ મોક્ષરાયરે.

**૨**—જગતમાં મૂળથી બનતાં કપટોનું વર્ણન કરવા, આ જગદુત્પત્તિનું, તેમાં થયેલા વિષ્ણુના અવતારાદિકનું

---

૧ બોડાણો નામે રજપૂત હતો. કહે છે, તે લગભગ ૭૦ વરસ જમણા હાથમાં તુળસી વાવી વરસમાં બે વાર પગે ચાલી મુક્તિપુરીમાં જઇ રણછોડજીને ચડાવતો; તેથી રણછોડજી પ્રસન્ન થઇ સં. ૧૨૧૨ માં તેની સાથે ડાકોર આવ્યા છે. તેની સ્ત્રી ગંગાબાઇ પણ ભક્તાણી હતી.

ને તેના યુગ જાણવાને, કાળ દર્શક કર્મનું વર્ણન લખવા કંઈ જરૂર જણાય છે. આ વાત ઘણી ગંભીર અને ગહન છે, તથા તેમાં જુજવા સંપ્રદાયે મતાંતર હોવાથી પૂર્ણ વિવેચન કરવું અશક્ય; પરંતુ જે ઇચ્છાનુકૂળ ઉપયોગી ને રસિક જેવું છે, તે અહીં બતાવ્યું છે.

૩—ઇશ્વર ને જગત્ અનાદિ છે. એની સ્થીતિનુ નિર્માણ કરવા મોટા ઋષિઓની બુદ્ધિ પણ તર્ક કરી શકતી નથી. ગૌતમ જેવા મહા મુનિએ કહ્યું છે કે એ બાબતમાં અતિ ઊંડા ઉતરવુંજ નહિ. આ વિષે પંડિતોની કલ્પના એવી છે કે આ જગત્‌ની પહેલાં મૂળ એકજ અદ્વિતીય સત્ સ્વરૂપ સચ્ચિદાનંદ તેજ રૂપ હતું. તેમાંથી આકાશ થયું. આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી પાણી, પાણીથી ત્રિગુણવાળી પૃથ્વી, એ રીતે એ પંચ મહાભૂત ને તે દરેકને તન્માત્ર એટલે અકકેક સૂક્ષ્મરૂપ જે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ને ગંધ, છે, તે થયાં. પછી પૃથ્વીથી ઔષધી, ઔષધીથી અન્ન, અન્નથી વીર્ય, ને વીર્યથી મનુષ્ય તથા પ્રાણી ઉત્પન્ન થયાં છે. એ રીતે સૃષ્ટિનું મૂળ તે, તેજોમય પરમાત્મા છે. ને માણસની ઉત્પત્તિ પહેલાં સૂર્ય—ચંદ્ર સુદ્ધાં આખું નભ મંડળ ને બીજું સર્વ પેદા થયું હતું. વળી એ વિષે શક્તિ મત વાળાનું કહેવું એવું છે કે શક્તિ એટલે આદ્ય દેવીએ સૃષ્ટિના કારણ માટે બ્રહ્મા, શિવ ને વિષ્ણુ એ ત્રણ દેવ એક પછી એક પેદા કીધા, ને તેમને વરવાને પોતે પાછા અગ્નિ સંસ્કાર કરી બ્રહ્માણી, રુદ્રાણી ને વૈષ્ણવી એ ત્રણ રૂપે પ્રગટ થઈ દરેક દેવને અક્કેક રૂપથી વરી. પછી તે ત્રણે દેવોએ ઉત્પત્તિ, સંહાર અને પોષણ એ ત્રણ કામ અનુક્રમે વહેંચી લીધાં, તથા ત્રિગુણમાંનો રજો ગુણ બ્રહ્માએ, તમો શિવે ને સત્વ ગુણ વિષ્ણુએ ધારણ કરયો છે. વળી પુરાણમતમાં એમ છે કે ઈશ્વરે સ્વેચ્છાથી સૃષ્ટિ નિપજાવી, ક્ષીર સમુદ્રમાં

શેષ નાગપર સૂતા હતા, ને તે ગુણાતીત છે. તેમની નાભિમાંથી કમળ થયું; કમળમાંથી બ્રહ્મા પેદા થયા. જેણે મનુષ્ય પ્રાણી વગેરેની ઉત્પત્તિ કરી. આ માટે વસ્તીના મૂળ કર્ત્તા બ્રહ્મા કહેવાય છે. બ્રહ્માની મૂર્તિ કે આરાધના જવલ્લેજ જોવામાં આવેછે, (બ્રહ્મા—બ્રહ્માણીની મૂર્તિ ખંભાત, મોતા ને પોરબંદર પાસે મિઆણમાં છે ) પણ શિવ, શક્તિ ને વિષ્ણુ; એ ત્રણમાંથી હરકોઇની ઉપાસના ભરતખંડના તમામ હિંદુ લોક કરે છે. તેમાં શિવે ફરી જન્મ ન ધરવાથી અજન્મા કહેવાય છે. ને વિષ્ણુએ તથા શક્તિએ ધર્મ કાર્ય તથા દૈત્યોનો નાશ કરવા માટે વખતે વખત રૂપ ધારણ કર્યાંછે. શકિતના અવતારથી દેવીઓ ને વિષ્ણુના અવતારોમાં મુખ્ય નૃસિંહ વામન, ફરસુરામ, રામ, કૃષ્ણ અને બુદ્ધ છે. એ અવતારો મનુષ્યાકારે હોવાથી ને તેમાં પરાક્રમી કાર્યો કરવાથી દેવળોમાં મૂર્તિમાન્ ઇશ્વરરૂપ મનાય છે, ને જ્યાં જે અવતારોની જોડે શકિતની જરૂર જણાઇ, ત્યાં તે આવી મળવાથી તેમની પત્નીઓ થઈ, તેમની જોડે દેવી રૂપે મનાવા લાગી. જેમૂ શિવ—પત્ની પાર્વતિ, રામ—પત્ની સિતા, ને કૃષ્ણ-પત્ની રાધિકા તથા સકળ રાણીઓમાં સર્વોપરી ગણાતી સતભામા, રૂક્ષ્માણી ને મચ્છાવતારમાં નારાયણ હાથે સમુદ્રમથન કરતાં પ્રગટ થયેલાં લક્ષ્મીજી, વગેરે; તથા શકિતએ ધારણ કરેલાં બીજે રૂપે અંબિકા, બૈચરા, કાળકા ને તુળજા, એ પણ દેવીઓ મનાય છે. વળી અંબિકાએ પોતામાંથી પેદા કરેલી નવ દુર્ગાઓ (જેમાં શૈલપુત્રી, બ્રહ્મચારીણી, કાળરાત્રી, ને મહાગૌરી એ મુખ્ય છે) તે નવરાત્રી (નોરતાંમાં) આનંદ પૂર્વક ગરબે ગવાય છે. વળી અદ્ભૂત રામાયણનું એક દૃષ્ટાંત છે કે સિતાજીએ એક મદોન્મત્ત રાવણ જેવા બીજા દૈત્યને મારવા ૬૪ જોગણીઓ પેદા કીધી છે. તે કોલેરાના ભયંકર વખતમાં મનાય છે.

આ સર્વ દેવીઓ બ્રહ્મચર્ય વ્રતે રહે છે. આ સિવાય ઉપર કહેલા ત્રણ મુખ્ય દેવોના વચનથી બીજા દેવોની ઉપાસના થવાનું દાખલ થયું છે. જેમકે સિતાના વરદાનથી હનુમાન, કૃષ્ણાવતારમાં શિવના વચને ગણપતિ, તથા કોઠા યુદ્ધમાં કૃષ્ણે આપેલા વચનથી બભ્રુ; એ દેવ પદવીને પામ્યા છે. બભ્રુનું ધડ વગરનું ફક્ત મસ્તક સહિયડ ઓરી ને અછબડાના દેવ તરીકે બળિયા કાકાના નામથી પૂજાય છે. બીજી પગ વગરની ધડવાળી દેવી છે, તે શ્રાવણ માસની સાતમોએ ટાઢું ખાવાના વ્રતને માટે સિતળા દેવીને નામે પૂજાય છે. તથા એક ઉટાંટીઓ દેવ, જેને ખરનું વાહન છે; તે બચ્ચાંને ઉટાંટીઓ થાય છે; ત્યારે મનાય છે. આવા ધાયા ધવાયા દેવો, જેનું કોઈ મંદિરોમાં સ્થાપન ન હોય, તેને ઉમયેશ પોતાને ત્યાં સંઘરે છે ને તેથી તેમનું સ્થાપન શિવના દહેરામાં હોય છે. વળી હનુમાન અને ગણપતિ પણ ઘણું કરીને તેમની જોડેજ હોય છે. તે સાથે શનિશ્ચરને દેવ ગણી તેની મૂર્તિ હનુમાનની પેઠે પૂજેછે, તથા દક્ષિણમાં કૃષ્ણમૂર્તિ વિઠ્ઠોબાને નામે પૂજાય છે; જેનું મુખ્ય ધામ પંઢરપુરમાં છે. આ રીતે જ્યાં ત્યાં કૃષ્ણ ઘણા નામથી મૂર્તિમાને પૂજાય છે. આટલાજ દેવોને માનીને હિંદુઓ અટકયા છે, એમ નથી; પણ કોઈ જગોએ ગુરુની, કોઈ જગોએ મહારાજોની, કોઈ સ્થળે સાધુઓની વગેરે ઘણી તરેહની મનુષ્યોની મૂર્તિઓ સ્થાપીને તેમને દેવ પ્રમાણે ગણે છે. વળી કોઈ ઝાડોને, કોઈ નદીઓને, કોઈ પશુઓને કે જાનવરોને મુકરર કરેલી તિથિઓપર પૂજવામાં આવે છે. એક વેળા શિવજી તપ કરતાં કામ બાણથી લજીત થયા, ત્યારે લિંગના બાર કડકા કરી નાખ્યા. આ બાર તે અસલ જ્યોતિલિંગ (તેજસ્વી બાણ) છે ને તે શિવના નામથી પૂજાય છે તથા જે સ્થળોમાં તેમનું સ્થા-

પન છે. તે મોટાં ધામ ગણાય છે. તેમનાં નામ: સોરઠ-પાટણમાં સોમનાથ, શ્રીશલ્ય દેશ (મારવાડ) માં મલ્લિ-કાર્જુન, ઉજ્જનમાં મહાંકાળેશ્વર, મમલેશ્વરમાં ઓંકાર, બદરીકેદારમાં કેદારનાથ, દાકન્યાં દેશમાં (કલ્યાણી તરફ) ભીમાશંકર, કાશીમાં વિશ્વેશ્વર, ત્ર્યંબકમાં ત્ર્યંબકનાથ, ચિતાભૌમિમાં વૈજનાથ, દારૂકાવનમાં (દ્વારિકાં તરફ) ના-ગેશ્વર, સ્વેતબંધુમાં રામેશ્વર, ને નંદુરબાર પાસે ગુસ્મે-શ્વર છે. આ સિવાય શિવ ઘણા નામથી પૂજાય છે. આ રીતે અનેક દેવ-દેવીઓની ઉપાસના થતી દેખાય છે; પણ મૂળ આધાર ઉપલા ત્રણનોજ સર્વ માન્ય છે. એ ત્રણમાં પ્રથમ શક્તિની ઉપાસના ચાલી હોય; એવું લાગે છે. કા-રણ કે હિંદુઓમાં લગ્ન થાય છે, ત્યારે તેની છેડાછડી પોતાની કુળદેવી માતાની આગળ છોડવાથી લગ્ન ક્રિયા પૂરી થઈ ગણાય છે. તથા સ્ત્રીને સીમંત આવે છે, ત્યારે ઘરમાં માતા વાવેછે, ને છોકરો અવતરે કે પરણે, ત્યારે માતાનો ગરબો કોરાવેછે; તથા નવરાત્રીમાં ઘણા ઘેર નવ અપવાસ[1] કરવાનો ચાલ પડેલો છે. શક્તિની પછી શિવની ઉપાસના ચાલી હશે, કેમકે છેક નાના ગામડામાં પણ શિવલિંગ અસલથી સ્થાપેલું હોયછે. તે પછી વિ-ષ્ણુની ને પછી જેમ જેમ તેના અવતાર થતા ગયા; તેમ તે નામોથી સેવા ભક્તિ થવા લાગી છે. વળી વચલા વખતમાં ઘણા ખરા વણિક જૈન થયા હશે. ને તેમાંથી વૈષ્ણવ થયા છે. પરંતુ જૈન સાથે વ્યવહાર રાખવાથી મેશ્રી કહેવાયા છે. (મિશ્ર=એકઠું) તે પરથી મેશ્રી છે. જૂના વખતમાં શ્રાવક-વૈષ્ણવને બધી રીતનો વ્યવહાર હતો, પરંતુ હાલમાં તે બંધ થતો જાય છે. અદ્યાપિ શ્રા-વકોની કન્યા મેશ્રીઓ લાવેછે. કોઈ દેવળમાં પંચાયતન દેવ હોયછે; તે શિવ, વિષ્ણુ, સૂર્ય, ગણેશ ને અંબા છે.

---

૧ ઘણા ઘેર આશોમાં ને કેટલેક ઘેર ચૈત્રમાં કરે છે.

આ વિના એક ટોળું જુદીજ ઉપાસનાવાળું છે; જે જૈન-પંથી કહેવાયછે. તે ધર્મ પણ જૂનો હોય, એમ માનવા કારણ મળેછે. તેની ઉત્પત્તિ એવી છે કે વિષ્ણુનો આઠમો અવતાર જે નાભિ રાજાના પુત્ર ઋષભદેવ (રખવદેવ) ને નામે થયો છે. તે પોતાના દીકરા ભરત, જેના નામ ઉપરથી આર્યાવર્તનું નામ ભારતવર્ષ કે ભરતખંડ પડયું છે, તેને રાજ સોંપી પોતે પ્રભુનું સ્તવન કરવા વનમાં ગયા. તેમને પછી કોઇ ખવરાવે તો ખાય ને મળમૂત્ર પણ તેજ જગોપર કરતા;–તેની ગંધ ૪૦ કોશ જતી, છતાં દેવકન્યાઓ તેમના ઉપર મોહિત થતી. આથી તેમનું જોઇ બીજા કરવા લાગ્યા ને વેદ ધર્મ છોડી જૈન થયા. માટે જૈન પંથના આ ઋષિ આદિનાથ (પહેલા તીર્થંકર) કહેવાયછે, ને તે મછાવતારની પણ પહેલાંના છે. તે વખતમાં કોઇ અરિહંત નામે રાજા થયો; તેણે જૈન ધર્મ માન્યો, ને તેનો પ્રતાપ વધાર્યો; તેથી શ્રાવકો પરકમણું કરતાં તેના નામને પણ યાદ કરે છે. જૈનપંથીઓ પોતાના મહા ગુરુ ૨૪ સિદ્ધ પુરુષોને તીર્થંકરની સંજ્ઞાથી પ્રતિમાએ પ્રભુરૂપ માનેછે. મૂર્તિને કપડાં પહેરાવવામાં આવતાં નથી. એ પંથમાં તપા, ઢુંઢીઆ, ઓસવાલ, ઉમડ, લાંકા વગેરે, ગચ્છની બીજી શાખાઓછે. તેઓ જીવ હિંસાના ભયે કરીને કંઇક મલિનપણે રહીને કેટલીક શાખાના નિરંજન નિરાકારને માને છે. વેદમાં જેમ ચાર જુગ છે, તેમ જૈન મતમાં ૭ આરા છે. આ ઋષિ ત્રીજા આરામાં થયા છે, ને વિષ્ણુના જેમ ૨૪ અવતાર છે; તેમ તેમાં ૨૪ તીર્થંકરછે. એમાં ૨૨મા નેમિનાથ, ૨૩મા પાર્શ્વનાથ ને ૨૪મા છેલ્લા મહાવીર સ્વામીન છે, જે ૨૫૦૦ વરસપર સિદ્ધ થયા છે. હિંદુઓ ઘણે ભાગે વેદધર્મી ને બાકી જૈની છે. બંને મૂર્તિપૂજક છે ને તે પુનર્જન્મ તથા કર્મ ફળના ભોગને માનેછે. બાદ કૃષ્ણાવતાર પછી લગ-

ભગ ૨૫૫૦ વરસે ગૌતમે બૌદ્ધ ધર્મ ચલાવ્યો છે. તેની પછી ૨૦૦ કે ૩૦૦ વરસે ચંદ્રગુપ્તનો પૌત્ર અશોક નામે મહા પ્રતાપી રાજા પાટલીપુત્ર નગરમાં થયો. તેણે બૌદ્ધ ધર્મ માનીને તેનો મહિમા ઘણો વધાર્યો. પરંતુ પછી બ્રાહ્મણોની વિદ્યામાં બહાદુરીને લીધે તેનો ટકાવ આ દેશમાં રહી શક્યો નહિ. પરંતુ ચીન, ટિબેટ, સ્યામ ને બ્રહ્મદેશમાં તે અંકોરરૂપે અદ્યાપિ સુધી રહ્યો છે. જૈન તથા બૌદ્ધ ધર્મનાં ધર્મ પુસ્તકો માગધી ભાષામાં છે. બૌદ્ધ ધર્મ પણ કેટલીક રીતે જૈનને મળતો છે. આ પછી કેટલાકના મતે ૨ હજાર વરસ પર ને કેટલાકના મતે ૧૧૦૦ વરસ પર દક્ષિણમાં જન્મેલા શંકરસ્વામી જે સઘળા બ્રાહ્મણોના ગુરુ ને જનોઇના અધિકારી કહેવાયછે, તેમણે શિવલિંગની સ્થાપના કરીને તેનું માહાત્મ્ય ગાઇને તેનો મહિમા વધાર્યો છે. વળી પંદરમા સૈકાની શરૂઆતમાં કબીર થયા, જે મૂળ જાતના હિંદુ છે, પણ જન્મતાંજ તાઇ મુસલમાનના હાથ આવ્યાથી તેના ઘેર ઉછરીને મોટા થયા હતા. તેમને તેમના સેવકો દેવ ગણે છે તથા તેમના ઘણા અવતાર થયા છે, એમ માનીને "નહિ પવન કે નહિ પાણી તે દિવસના કબીર થયા કહે છે." સંવત્ ૧૮૩૭ ચૈત્ર શુદ ૯ એ સહેજાનંદ સ્વામી અયોધ્યા પાસેના છપૈઆ ગામમાં જન્મ્યા. તેમણે ૧૧ મે વરસે ગુજરાતમાં આવી વૈષ્ણવ ધર્મને મળતો, પણ દેખઇતો કંઇ ફેરફાર કરીને સત્સંગથી કલ્યાણ છે, એવી મતલબનો સુબોધક પંથ ચલાવ્યો છે ને તે સ્વામીનારાયણના કે સત્સંગી ધર્મથી પ્રસિદ્ધ છે, તેઓ સં૦ ૧૮૮૬ ના જેષ્ટ શુદ ૧૦ એ દેવગત થયા છે. તેમનાં મુખ્ય ધામ અમદાવાદ, ગઢડા ને વડતાલ છે. આજથી આશરે ૪૦૦ વરસ થયાં વૈષ્ણવ નામે જે પંથ ચાલ્યો છે. તે વિશેષ ફેલાયેલો હોવાથી તેનો વિસ્તાર કરવાની જરૂર છે.

૪–વૈષ્ણવ પંથના મૂળ પુરુષ લક્ષ્મણ છે. ને તે તૈલંગા દેશના તૈલંગા બ્રાહ્મણ હતા. એ લક્ષ્મણે પ્રથમ સન્યાસ ગ્રહણ કીધું હતું ને પાછળથી વળી ગૃહસ્થાશ્રમ લીધો. આ કારણથી તેમની નાતે તેમને નાત બહાર મૂક્યા હતા ને તેટલા મારે બીજા પંથના લોકો તેમના વિષે હલકો વિચાર ધારે છે, પણ વૈષ્ણવ પંથમાં તેમના વિષે કહેવું એવું છે કે ઇશ્વિરે તેમને સ્વપ્નું આપ્યું કે તું સન્યાસ છોડી દે ને ગૃહસ્થાશ્રમ કર ? તારે ઘેર મારે જન્મ ધારણ કરી કળિયુગના જીવોનો ઉધ્ધાર કરવો છે, તે પરથી તેમણે સન્યાસ છોડી ગૃહસ્થાશ્રમ લીધો હતો. ગૃહસ્થાશ્રમ કરી તેઓ ફરવા નીકળ્યા. કાશી તરફ જતાં તેમની સ્ત્રીને રસ્તામાં બાળક જન્મ્યું. તેનું નામ વલ્લભ પાડયું તે જન્મ સંવત્ ૧૫૩૫ના વૈશાખ વદ ૧૧ (સન ૧૪૭૯માં) થયો. દંત કથા એવી છે કે રસ્તાની કેટલીક અડચણોને લીધે તે બાળકનું રક્ષણ અગ્નિનારાયણ કરશે. એવું કહીને તેજ જગોએ જંગલમાં મૂકી ચાલતાં થયાં. કેટલેક દહાડે પાછાં આવીને જુએ છે; તો તે બાળક અંગુઠો ચૂશી કલોલ કરી રહ્યું છે. ને અગ્નિ ચારે તરફ સળગી રહીને રક્ષણ કરે છે. તે છોકરાને લેવા જતાં અગ્નિએ રોક્યાં. તેવામાં માતાના સ્તનમાંથી દૂધની ધારા ચાલી, તે બાળકના મુખમાં પડી. આથી અગ્નિ શાંત પડયો ને બાળકને લઇ તે ચાલતાં થયાં. એ રીતે બાળપણમાં તેમનું રક્ષણ અગ્નિનારાયણે કર્યું, તેથી તેમનું કુળ અગ્નિકુળ કહેવાય છે. વલ્લભે નાની ઉમ્મરમાં વિદ્યાભ્યાસ કીધો ને તેમની અગાઉ જે વિશ્ણુસ્વામી થઇ ગયા હતા ને તેમણે જે ધર્મ ચલાવ્યો હતો, તે મતમાં પેઠા. એમને ઉપાસના બાળકૃષ્ણની મૂર્તિની, ગોત્ર ભારદ્વાજ, શાખા તૈતરીય, સૂત્ર આપસ્તંબ, અટક વિલ્લાટખંપાટીવારૂની હતી, જે હાલ બધું તેના વંશજો ભોગવે છે. વલ્લભે લોકોને વિશ્ણુ

સ્વામીના મત પ્રમાણે ઊપદેશ કરવા માંડયો. તે જે લોકોને પસંદ પડયો, તેમને કંઠી બંધાવી ને બાળકૃષ્ણની સેવા કરવી, એવી આજ્ઞા આપી. આ પ્રમાણે ધર્મબોધ કરતાં તે કાશી ને ઉડીશા તરફ ગયા. ત્યાં તેમનો દિગ્વિજય થયો. તેમની બરોબરી કોઇ પંડિત ટકી શકયો નહિ. એ પ્રમાણે કરતાં પછી ગોકુળ ને મથુરાં તરફ ગયા. ત્યાંથી ગૂજરાત તરફ આવ્યા. ગૂજરાતમાં તેમના શિષ્ય ઘણું કરીને વાણીઆ ને ભાટીઆ વગેરે થયા. તેમનાં મંદિર બંધાયાં, તથા ખર્ચ માટે લાગા બંધાયા ને તેમનું નામ "શ્રીવલ્લભાચાર્ય આચારજી મહાપ્રભુજી" એવું ચાલતું થયું. તેમની સ્રીનું નામ એકાંજી કરીને હતું. તેમને બે પુત્ર થયા; એકનું નામ શ્રીગોપીનાથ ને બીજાનું શ્રીગોસાંઇજી અથવા વિઠ્ઠલરાયજી, એવું પાડયું હતું. શ્રીગોસાંઇજીનો જન્મ સંવત્ ૧૫૭૨ના પોસ વદ ૯ (સ. ૧૫૧૬) ના રોજ થયો. તે મહારાજને ૭ પુત્ર થયા; તેમનાં નામઃ– ૧ શ્રીગિરધરલાલજી, ૨ શ્રીગોવિંદરાયજી, ૩ શ્રીબાળકૃષ્ણજી, ૪ શ્રીગોકુળનાથજી, ૫ શ્રીરઘુનાથજી, ૬ શ્રીજદુનાથજી, ને ૭મા શ્રીઘનસ્યામજીઃ એ સાતે ભાઇઓએ ગોકુળ પાસે શ્રીગોવર્ધન પર્વત ઉપર શ્રીબાળકૃષ્ણની સાત મૂર્તિઓ બેસાડી દરેક જણે અકકેક મૂર્તિ પોતાના સ્વાધીનમાં રાખી ને તેની સેવાનું કામ કરવા લાગ્યા. શાહજહાં બાદશાહે (ઇ૦ સ૦ ૧૬૨૭થી ૧૬૫૮) આગ્રામાં **તાજમહેલ** બંધાવ્યો ને તે **મહેલપર** ચઢીને જોયું તો દૂરથી ગોવર્ધન **પર્વતપર** અજવાળું દીઠું. તેણે તે વિષે તજવીજ કરાવી, ત્યારે માલમ પડયું કે એ અજવાળું શ્રીગોસાંઇજીના દીકરાઓના મંદિરનું છે. આથી તેના મનમાં એમ આવ્યું કે તાજમહેલ કરતાં કોઇનું મકાન ઉંચું ન જોઇએ; માટે તે મંદિરો તોડી પાડવા સંબંધી બાદશાહના વિચારોની તૈયારી થતી જાણી એ સાતે

મંદિરોના મહારાજાઓએ પોત પોતાની મૂર્તિઓ લઇને જુદે જુદે ઠેકાણે મૂર્તિનો બચાવ થઈ શકે, તેવી જગાઓમાં સ્થાપના કરી, ત્યાં પોતે વસ્યા. તે સ્થળો નીચે પ્રમાણેઃ-

| ગાદીનું સ્થળ. | મૂર્તિનું નામ. | હાલના મહારાજ. |
|---|---|---|
| ૧ મુખ્યશ્રીનાથ ધ્વારા | શ્રીનાથજી અથવા નવનીત પ્રિયાજી | શ્રીગોવર્ધન નેશજી |
| ૨ શ્રીનાથધ્વારા | શ્રીવિઠ્ઠલેશરાયજી | શ્રીકાકાગિરધરજી |
| ૩ શ્રીકાંકરોલી | શ્રીદ્વારિકાંનાથજી | શ્રીબાળકૃષ્ણજી |
| ૪ શ્રીકોટા | શ્રીમથુરેશજી | શ્રીકનૈયાલાલજી |
| ૫ જયપૂર(કામવન) | શ્રીગોકુળચંદ્રમાજી | દેવકીનંદનાચાર્ય |
| ૬ ,, | શ્રીમદનમોહનજી | શ્રીજયદેવ લાલજી |
| ૭ શ્રીગોકુલ | શ્રીગોકુળનાથજી | શ્રીકનૈયાલાલ (લાલબાવા) |

સદરહુ સાતમાંની વડી (ટિલાયત) શ્રીનાથધ્વારમાં શ્રીનાથજીની ગાદી છે ને તે વડીલ ભાઈ શ્રીગિરધરલાલજીના વંશની છે. તે ગાદીપર નીચે પ્રમાણે પેઢી ઉતાર મહારાજાઓ થયા છે. ૧ શ્રીગિરધરલાલજી ૨ શ્રીદામોદરજી ૩ શ્રીવિઠ્ઠલરાયજી, ૪ શ્રીબીજાગિરધરજી, ૫ શ્રીબીજા દામોદરજી, ૬ શ્રીત્રીજાગિરધરજી, ૭ શ્રીરઘુનાથજી, ૮ શ્રીગોવિંદરાયજી, ૯ શ્રીગોકુલઓછવજી, ૧૦ શ્રીગોપકેશ્વરજી, ૧૧ શ્રીબાળકૃષ્ણરાયજી, ૧૨ શ્રીબીજાગોકુળ ઓછવજી, ૧૩ શ્રીચોથાગિરધરજી (પદભ્રષ્ટ થયાછે), ને ૧૪ શ્રીગોવર્ધનનેશજી; એ પ્રમાણે અનુક્રમે ગાદીપર બેઠા. શ્રીગોવર્ધનનેશજી હાલના ગોસાંઇજી છે. શ્રીગોકુળની ગાદીના છેલ્લા લક્ષ્મણલાલજી[1] મહારાજ સવંત્ ૧૯૧૨માં લીલાવસ્તારી થયા, પછી કેટલેક વરસે એ લાલબાવાને ખોળે લઇ ગાદીપતિ કીધા છે. ઉપલા મંદિરોનો સંપ્રદાય

---

૧ કપડવણજમાં વૈષ્ણવ-મંદિર સં. ૧૯૧૦-૧૧માં એ મહારાજે આવીને સ્થાંપ્યું છે.

પૂજા એટલે ઉપાસનાકાંડ વિશેષે કરીને છે. ને કૃષ્ણલીલામાં જે ઓછવ ને વિધિ લખી છે, તે રીતે તે થાય છે મોટામાં મોટું અનુષ્ટાન છપન ભોગને નામે છે. મંદિરોમાં દર્શનના નિયમ બાંધેલા છે, તે એકે ૧ મંગળા, ૨ શણગાર, ૩ ગોવાળ, ૪ રાજભોગ ૫ ઉથાપન ૬ ભોગસમો, ૭ ગૌઆર્તિ, ૮ શયનઆર્ત; એ રીતે દરરોજ આખા દિવસમાં આઠ વખત ધ્વાર ખોલી દર્શન કરાવવામાં આવેછે. શ્રી ગોકુળેશજીની ગાદીના સેવકો લલાટે છુંટું ટીલું કરે છે. ને બાકી ૭ ગાદીના સેવકો બાંધ્યું ટીલું કરેછે. ગોકુળનાથજીની મુખ્ય ગાદી ગોકુળમાં છે ને ભરૂચ ગોધરા, વાડાસીનોર, પોરબંદર, કપડવણજ વગેરેમાં તેમનાં મંદિરો ને સેવકો છે. બીજા મંદિરોવાળા બાળકૃષ્ણ વગેરેની મૂર્તિનાં દર્શન કરાવે છે. ગોકુળનાથજીના મંદિરમાં તે મૂર્તિ સાથે તેમના ચર્ણની (કાષ્ટનાં પગલાં) સેવા થાયછે. કોઇ ઠેકાણે ફકત વસ્ત્ર ને ચર્ણ સેવા થાય છે. શ્રી ગોકુળેશજીનો જન્મદિવસ માગશર શુદ ૭ નો છે. જ્યારે કોઇને ગુરુ કરી સેવક થવું હોય છે, ત્યારે ઘણું-કરીને તો કિશોર વયથીજ થાય છે, તેમાં ઓછામાં ઓછા ચારેક રૂપીઆ આપવા પડે છે. એક દહાડો અપવાસ કરાવેછે ને બીજે દહાડે મહારાજ તેના કાનમાં "શ્રી કૃષ્ણ શરણ મમ" એવો મંત્ર આપી પ્રસાદ જમાડે છે. તેને બ્રહ્મસમાન કહે છે. સર્વ મંદિરોમાં શ્રી કૃષ્ણચંદ્રનાં બાળચરિત્રો ગવાય છે; તથા દરેક કાર્તક શુદ પ્રતિપદાને દહાડે છાણના ઢગલાને ગોવર્ધન પર્વત કલ્પિ તેની પૂજા કરીને પછી અન્નકૂટનાં દર્શન કરાવે છે. આ ધર્મને વલ્લભ પંથ કે પુષ્ટિ.માર્ગ કહે છે. ને તેના સેવકો કંઠીબંધા કે વૈષ્ણવ કહેવાય છે. શ્રીનાથજીની ટિલાયત ગાદી હોવાથી હરકોઇને ઘેર જ્યારે કોઇપણ મહારાજની પધરામણી કરાવવામાં આવે છે, ત્યારે અથવા કોઇ બીજા કારણ માટે ઓછવ

કરાવેછે, ત્યારે શ્રીનાથજીની ભેટ પ્રથમ કાઢવમાં આવે-છે. શ્રીગોકુળની ગાદીના મહારાજને આ ટાણે વિનય-પૂર્વક જણાવવાની જરૂર પડેછે કે જ્યારે કોઇ માણસ શ્રીગોકુળની જાત્રાએ જાયછે, ત્યારે ગાદીનાં ચર્ણ-પર્શ કરવાની ઇચ્છા રાખનાર પાસેથી તેની શક્તિ ઉપરાંત ભેટની માગણી કરવામાં આવેછે, આથી ઘણા ગરીબો જે બિચારા સેંકડો ગાઉથી આવેલા હોયછે, તેઓ નિરાશ થઇ જાય છે; માટે તેમાં કંઇ દયા ભરેલો સુધારો કરવામાં આવે, તો તેમના ઉપર મોટો ઉપકાર થાય; કેમકે ગરીબ કિંવા તવંગર સર્વને તે દેવનાં ચર્ણ-સ્પર્શની સરખી આશા હોયછે. પોતાની ગાદી શિવાયના બીજી ગાદીઓના સેવક ગમે તેટલું ધન આપે, તોપણ તેને તે પર્શનો અધિકાર આપતા નથી. પોતાની કંઠીવા-ળાનેજ તે પર્શ કરાવવામાં આવે છે. કોઈવાર ધર્મપર જ્યારે તવાઈ આવી, ત્યારે શ્રીગોકુળેશજીએ પોતાની વિ-દ્વતા તથા હિમ્મત વડે કંઠીનો ધર્મ રાખ્યો; માટે સર્વ ગાદીઓ કરતાં તેમની ગાદીને શ્રેષ્ટ માનીને સર્વ ગાદીના સેવકો શ્રીગોકુળની જાત્રાને મોટી માનેછે. મુંબાઇમાં શ્રી-ગોસાંઇજીનાં ભૂલેશ્વર ચકલામાં નવ, કોટમાં બે વગેરે મળી ચોદેક મંદિર છે, તેમાં મુખ્ય શ્રીજીવણલાલ, શ્રીચંમનલાલ, શ્રીદાઊદજી, શ્રીગોકુળાધીશ ને શ્રીનૃસિંહજીનાંછે. ઠાકોરજી કે લાલજીને આષાડ વદ ૩ થી શ્રાવણ વદ ૨ સુધી ૧ માસ સાંજ પહોરે હિંડોળે તથા શ્રાવણ વદ ૯ થી તે ભાદરવા શુદ ૮ સુધી દિન ૧૫ સવારના પારણે ઝુલાવી દર્શન કરાવવામાં આવે છે.

**૫** આ સાથે વિષ્ણુએ લીધેલા મુખ્ય ૧૦ અવતાર ને ચારે જુગની કાળ સંખ્યા નીચે પ્રમાણેછે.

૧મચ્છ[૧૦], ૨ કચ્છ[૧૧], ૩વારાહ[૧૨], ૪નૃસિંહ[૧૪], ૫ વામન[૧૫] એ

૫ સત્યયુગમાં; ૬ફરસુરામ[૧૯], ૭રામ[૨૦] એ બે ત્રેતામાં; ૮કૃષ્ણ[૨૨] દ્વાપરમાં; ૯ બુદ્ધ[૨૩] ને ૧૦મો કલ્કી[૨૪] થવાનો છે, તે કળિમાં. એમાં નામને માથે અંક છે તે ૨૪ અવતારના ક્રમના છે.

### ઢાલની રાહે.

મચ્છ, કચ્છ, વારાહ, નૃસિંહ, વામન, ફરસુરામજી;[૧]
રામ, કૃષ્ણ ને બુદ્ધ કલ્કી, એછે દશ અવતારજી.

એમાં જે જાનવરના જેવાં નામ છે, તેમાં અર્ધો ભાગ તે નામ પ્રમાણે ને અર્ધો ભાગ મનુષ્યાકારે છે. કોઇ મહત્ કાર્ય કરવા આ રીતે વિષ્ણુએ ૨૪ કે ૧૦ અવતાર લીધેલા ગણાય છે ખરા, પણ ખરૂં જોઇએ તો જગત્કર્ત્તાના રૂપનો કંઈ પારજ નથી. તેને કોઈ નિરાકાર કહે-છે, કોઈ સાકાર કહેછે; તો ભલે, તે એકેમાં કંઈ બાધ જેવું નથી. કહ્યું છે કે "જેને જેવો પાયો, તેવી રીતે તે ધાયો." લેકિન તેના રૂપ-ગુણનું વર્ણન કરવા કોઈ મહાન્ પુરુષ પણ શક્તિમાન્ થયો નથી. પરંતુ એમ તો આસ્તિક માત્રનું કહેવું ખરૂં છે કે તે સર્વશક્તિમાન્ છે, તો પછી તેનો અર્થ એજ કે તે ચહાય તેવું કાર્ય ને રૂપ કરી શકે, ને હિંદુ મતે તો ભક્તોને જેવા રૂપનો ભાવ, તેવા રૂપે દર્શન દેછે. વળી જેવો કાર્યપ્રસંગ, તેવું રૂપ ધર્યું છે. ઉપલા અવતારોમાં નૃસિંહ, રામ અને કૃષ્ણ એ ત્રણ લેવાનું તો મુખ્ય કારણ એવું કહેછે કે એક વાર બ્રહ્માએ સનક, સનત્કુમાર, સનંદ, અને સનાતન એવા ચાર ઋષિઓને સાથે પેદા કરી સૃષ્ટિ વધારવા આજ્ઞા આપી. તેઓ ફરતા ફરતા વિષ્ણુના દરબારમાં ગયા. દ્વારપર જય, વિજય બે દ્વારપાળ પોળિયા ઉભા હતા, તેમણે તેમને અ-

---

૧ ફરસુરામ, રામ વગેરે અંશાવતારીછે ને કૃષ્ણ પૂર્ણ કળાના અવતારી છે.

ટકાવ્યા, તેથી ગુસ્સો કરી શાપ દીધો કે "જાઓ, તમે પૃથ્વીપર મૃત્યુ લોક થશો." આ વાત વિષ્ણુએ જાણી, ત્યારે ઉશાપ આપ્યો કે "જાઓ, પણ ભક્તિ ભાવે મને ભજશો; તો સાત અવતારે ને વૈરભાવે ભજશો તો ત્રણ અવતારે પાછા આ પદને પામશો." આ પદનું સુખ છોડી મૃત્યુ લોકમાં ઝાઝું રહેવું લાભકારી નથી, એવું ધારી ઝટ પાછા આવવા તેમણે વૈરભાવનું કબુલ કર્યું. તેથી તેમનો પહેલો અવતાર સત્યયુગના પાછલા ભાગમાં હિરણ્યાક્ષ ને હિરણ્યકશિપુનો થયો. તેમને માટે વિષ્ણુએ નૃસિંહરૂપ ધર્યું. બીજે અવતારે તે પોળિયા રાવણ ને કુંભકર્ણ થયા, તેમને માટે વિષ્ણુએ રામાવતાર લીધો, ને ત્રીજે અવતારે તે શિશુપાળ ને દંતવક્ર થયા, તેમને માટે કૃષ્ણાવતાર લીધો. આ રીતે તેમના ત્રણે અવતારમાં વિષ્ણુને પોતાને હાથે તેમની ગતિ કરવી, માટે પોતે અવતાર ધારણ કરી તેમની પરમગતિ કરી છે. તેમ તુળસીદાસ અને હનુમાનને રામાકારે મળ્યા. નૃસિંહ મહેતાની હુંડી સ્વિકારી તથા મામેરૂં પૂર્યું, ત્યારે વણિકરૂપે થયા. દ્રૌપદીને કૈયાકએ વૈરાટ નગરમાં પાણી પાવાના મિષે બોલાવી કુદષ્ટિનેમાટે છેતરી ઓરડીમાં પૂરી, ત્યારે વાંદરરૂપે જઇ તેને છોડાવી હતી. કર્ણ પાસે દાન લેવા ગયા, ત્યારે કેવા પતીઆ બન્યા હતા? સગાળશાનું પણ જોવા કેવા બદશિકલના રોગિષ્ટ થયા હતા? એટલે સુધી કહેછે કે નૃસિંહ મહેતાની નાતમાં પુષ્કળ ઢેડાનું રૂપ તેમણેજ ધારણ કર્યું હતું. ભસ્માસુરને હણવા પાર્વતિનું રૂપ કોણે લીધું હતું? દૈત્યોનો યજ્ઞ ભંગ કરવા સેવડા બનીને કોણ ગયું હતું? અહિલોચનને મારવા દૈત્યોના ગુરુ જેવા કોણ થયા હતા? આવી વાતો ખરી કે ખોટી તે વાંચનારની બુદ્ધિ પ્રમાણે છે, પરંતુ એવા દરેક જુગના બેહદ દાખલા છે, જે બધા લખતાં લંબાણ થાય, માટે વિચાર કરવા

આટલાજ લખ્યા છે. ખરા ભક્તને પૂર્ણ ભાવથી દર્શન દેછે, ત્યારે મહા મનોહર દિવ્ય મનુષ્ય સરખું ચતુર્ભુજ-રૂપ બતાવે છે. આવા દાખલાને માટે ગમે તેમ હો, પણ ઇશ્વરનું રૂપ કળી શકવાને મનુષ્ય પાત્ર થતું નથી. કારણ તે નથી કળાતો નર કે નથી કળાતી નારી, નથી જાનવર-રૂપે કે નથી માણસરૂપે; તેને મન નથી કોઈ નીચ કે નથી કોઈ ઊંચ. વળી કદી અવતાર માનો? પણ ગર્ભ-સ્થાનમાં રહ્યા કે યોનિધ્વારાએ અવતર્યા, એવું માનવા જોગ નથી. એ તો કોઇથી કળી ન શકાય, એવી તેમની માયા છે. પણ જો યોનિધ્વારનું માનીએ, ત્યારે તો આપ-ણી પેઠે તે કોઇના બેટા કે કોઈના બાપ થાય, પણ ગ્યાનીઓ કહેછે કે "ઇશ્વર કિશીકા બેટા નથી, ઓર નથી કિશીકા બાપ" જો બાપ કે બેટા ખરા હોય, તો દરેક અવતારે જુઓ? પોતાની પાછળ પોતાના કોઈને દેવ-પદવી આપી ગયા છે? ભક્તિભાવમાટે હનુમાન વગેરેને આપી છે. પણ પ્રધુમ્ન, અનિરુદ્ધ, લવ કે કુશ, જેવા કોઇને દેવ પદવી આપી છે? ના. એ તો કોઈ કાર્ય-કારણે કે મહાત્માઓનાં વરદાન પાળવા કે ધર્મનું સ્થાપન કરવા સંસારી જેવા થવું પડે છે; માટે હે મિત્રો, ઇશ્વ-રને સર્વવ્યાપક ને આપણો કર્ત્તા માની શુભાચરણ રાખી થોડી વારનો પણ તેના સ્મરણ માટે નિયમ રાખજો, કે જેથી તે મહાપ્રભુજી રીઝે અને ભલું કરે. જે ઇશ્વરને ચહાયછે, તેને ઇશ્વર પણ ચહાય છે, એ નક્કી છે.

૬ હવે ચાર જુગની ગણત્રી આ રીતે છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧લો સત્ય | કે કર્ત યુગ | ૧૭૨૮૦૦૦ | વર્ષનો. | કાર્તક શુદ ૯થી શરૂ છે |
| ૨જો ત્રેતા | યુગ | ૧૨૯૬૦૦૦ | ,, | વૈશાખ શુદ ૩થી ,, |
| ૩જો દ્વાપર | યુગ | ૮૬૪૦૦૦ | ,, | માઘ શુદ પથી ,, |
| ચાલતો૪થો કળિ | યુગ | ૪૩૨૦૦૦ | ,, | શ્રાવણ શુદ પથી ,, |

એ ચારે જુગ મળી ૧ ચોકડી, ને કુલ વર્ષ ૪૩૨૦૦૦૦ છે,

આ ઉપરથી જણાય છે કે પ્રથમથી દરેક જુગ ૪૩૨૦૦૦ વરસની ઉતરતી શ્રેઢીએ માનેલો છે, ને તે ચારે જુગનો એકંદર સર્વાળો ઉપર મૂક્યા જેટલો થાય છે. એમાં કળિજુગનાં ૪૯૯૦ વર્ષ ગયાં છે, તો હવે જવાનાં બાકી ૪૨૭૦૦૦ વરસ છે, તે બાદ કરીએ, તો સત્યયુગથી આજ સૂધી જગદુત્પત્તિને લગભગ ૩૮ લક્ષ ૯૩ હજાર વરસ થયાં જણાયછે. આટલાં વરસ તો સત્યયુગથી શરૂઆત ગણીને માનીએ ત્યારે, પણ કહેવામાં તો એમ છે કે જગત્ અનાદિ છે; એટલે તો તેનો છેડોજ કહી શકાય નહિ. વળી એવી પણ ગણત્રી કલ્પેલી છે કે ચારે જુગનાં વરસને (સર્વાળાને) ૯૯૪એ ગુણીએ ને જે આવે (૪૨૯૪૦૮૦૦૦૦) તેટલા વર્ષનો બ્રહ્માનો એક દિન[1] ને તેટલીજ રાત્રી છે; એટલે તે ગુણાકારને બમણો કરવાથી તેનો આખો રાત્રીદિન થાય. આવા દરેક દિવસમાં સૃષ્ટિની જેટલી ઉત્પત્તિ થાયછે, તેટલી દરેક રાત્રીમાં નાશ પામે-છે. પરંતુ એવાં એવાં બ્રહ્માનાં ૧૦૦ વરસ થાય. ત્યારે એક મહાપ્રલય થાયછે. આ પ્રમાણે નિધા કરતાં તો કાળના માપ વિષે વાંચનાર ઊંડા વિચારમાં પડયા વગર રહેશે નહિ. મુસલમાન વગેરેમાં પણ પૃથ્વી ઘણા કાળની છે, એમ કહે છે. આ વાત ગીતાના બીજા અધ્યાયના ૧૧મા શ્લોકથી સિદ્ધ થાય છે ખરી:—કૃષ્ણ, અર્જુનને કહે છે કે,

नत्वेवाहंजातुनासं, नत्वंनेमेजनाधिपा;

नचैवनभविष्यामः, सर्वेवयमतःपरम्.

---

[1] વળી કલ્પથી ગણતરી કરેછે, દર કલ્પે ૧૪ મનુ થાય-છે. દર મન્વંતરનું (બે મનુ વચ્ચેનું અંતર) ૩૦૬૭૨૦૦૦૦ વરસનું છે; માટે તેને ૧૪ એ ગુણતાં પણ ૪૨૯૪૦૮૦૦૦૦ વ-રસનો કલ્પ થાયછે, જે બ્રમ્હાનો એક દિન છે.

અર્થ–"હે અર્જુન; હું, તું ને આ રાજા હાલ છીએ, કોઇ આગળ ન હતા એમ નથી, ને આગળ આપણ સર્વે નહિ થઇએ એમ નથી;" એટલે શાસ્ત્રોક્ત મુજબ તેની તે બાજી તેના તે જુગમાં પેદા થાય છે. આ પ્રમાણે જુગ ને અવતાર વિષે સર્વ ભારતવાસીઓ એકમતના જણાયછે.

૭ પૂજ્ય દેવોની તથા જુગની હકિકત ઉપર આપી, હવે દેવતા, દૈત્ય, રાક્ષસ ને માણસની બીના નીચે પ્રમાણે છે.

૧ **દેવતાઓ**—ઇશ્વરેચ્છાએ બ્રહ્માના પુત્ર કસ્યપની સ્ત્રી આદિતિથી ૩૩ ક્રોડ દેવતા પેદા થયા. તેમને સ્વર્ગના વાસી કીધા. ને તેમાં શ્રેષ્ટ પદવી ઇંદ્રની સ્થાપી, તેને રાજપદ આપ્યું. દેવતાઓમાં વધઘટ થતી નથી. જ્યારે તેમાંથી કોઇ પાછો પડે છે, ત્યારે તેના બદલે પુણ્યશાળી મનુષ્યને ત્યાં પદવી મળે છે. તેમની સ્ત્રીઓ દેવાંગનાઓ ને ગાયનમાટે અપછરાઓ[1] છે. અપછરાઓના પ્યારથી તેમને મૃત્યુ લોકમાં આવવું પડેછે. વળી તે દેવતાઓ છતાં કોઇ દૈત્ય કે માણુસ મહા તપેસ્વરી કે દાનેસ્વરી થાય, તો રખેને અમારૂં ઇંદ્રાસન લઇ લેશે, એથી ડરેછે, કપટ ને ઇર્ષા કરેછે, ને વિષ્ણુ પાસે પોતાનું દુઃખ નિવેદન કરવા દોડેછે. ત્રીજી સ્ત્રી વિનતાથી ગરુડ પુત્ર ને સુમતિ પુત્રી થયાં છે. ગરુડનું આગલું અડધું અંગ પક્ષીનું ને પાછલું અડધું માણસનું છે. ગરુડ પણ દેવતામાં છે, ને ભક્તિ વડે વિષ્ણુનું વાહન થયા છે. એ દેવતાઓની ઉમ્મર વિષેનો સુમાર એક પુરાણ મતે આ પ્રમાણે છે. આ મૃત્યુ લોકનું એક વરસ ૩૬૫ દિવસનું થાયછે, ત્યારે ઇંદ્રાદિક દેવતાઓનો એક દિવસ થાયછે;

---

૧ સં. માં અપ્સૃ છે. (અપ=પાણી ને સૃ=જવું) સમુદ્ર-મથન વેળા નીકળી હતી.

એટલે આપણા ૬ માસ જેટલો તેમનો એક દિવસ ને બીજા ૬ માસ જેટલી રાત્રી. આવાં આવાં સો વરસ સુધી તેમની ઉમ્મર છે. એટલે તેમનો આવરદા ૧૦૦×૩૬૫=૩૬૫૦૦ વરસનો છે. દેવતાની પદવી ને જોડે આવી લાંબી ઉમ્મર છતાંએ અંતે તેમના માથે મરણનો ભય તો રહેલોજ છે. કેવો ઇશ્વરનો નિયમ? પોશ માસમાં સૂર્ય ઉત્તરાયનના થાય છે, ત્યારે દેવતાઓના દિવસની શરૂઆત થાયછે, ને ૬ માસે દક્ષિણાયનના થાયછે, ત્યારે તેમની રાત્રી શરૂ થાય છે. ઉત્તરાયનને દહાડે લોકો પુણ્ય કરેછે, ને મોટો મહિમા માનેછે, તેનું કારણ એ છે જે તે વખત દેવતાઓ નિદ્રાવસ્થામાંથી જાગૃદાવસ્થામાં આવેછે, માટે તે સમે દાન આપ્યું હોય, તો દેવતા સમક્ષ સાહેદીરૂપે આપ્યું કહેવાય. આ મહિમા **બળિરાજા** મહા દાનેસ્વરી હતો, તેણે પોતાના વખતથી ચલાવ્યો છે. તે અદ્યાપિ ચાલ્યાં જાય છે. દેવતાઓમાં જેને આકાશમાં ગ્રહ પદવી આપી છે, તેઓ અમર છે, જેવા કે સૂર્ય, શુક્ર, બુધ્ધ, ચંદ્ર, મંગળ, બૃહસ્પતિ ને શનિ. તેમનો નાશ તો પ્રલય સાથેજ થાયછે. આથીજ શુક્રાચાર્ય ચારે જુગમાં હયાત જણાય છે.

૨ **દૈત્યો**—એ કસ્યપની બીજી સ્ત્રી દિતિથી થયા છે. તે માણસ સાથે પૃથ્વીના વાસીછે. તે ઘણાખરા દેવોસાથે સદા વેરજ રાખતા, તપ કરી વરદાન મેળવવામાં ઘણા આગ્રહી હતા. બળિષ્ટ, વિશેષ પાપ બુદ્ધિવાળા હતા, પરંતુ કેટલાક તો ભગવાનૂભક્ત ને પ્રજાપાળક થયા છે, જેવા કે બળિ તથા પ્રલ્હાદ વગેરે.

૩ **રાક્ષસો**—એ બ્રહ્માના પુત્ર પુલસ્ત્ય ઋષિના વંશના છે. તે કરૂપ, વિક્રાળ આકૃત્તિના, મહા બળિયા, દૈત્ય રાજાની સેવા કરનારા, ઘણા ક્રૂર, માણસના હાર કરીને પહેરનારા, અનેક રૂપે થનારા અને અનેક જાતની માયા કરી શકનારા હતા.

**૪ માણુસો**—એ ત્રણ સાથે ચોથા માણુસો કીધા; તેમાં પ્રથમ ૮૮ હજાર ઋષિઓ એટલે બ્રાહ્મણો પેદા થયા. **ब्रह्मवाइदम आसी देकमेक.** એ બ્રુહદ્ઉપનિષત્નું ચરણ છે. તેનો અર્થ એ છે જે બ્રહ્મદેવે આરંભે જે સંધળી પ્રજા પેદા કીધી, તે બ્રાહ્મણજ હતા. ઉપલા વાક્યવિષે શંકરાચાર્યની એવી ટીકા છે કે **वाइदक्ष त्रादिजातं ब्रह्मै वा भिन्नमासी देकमेक.** અર્થ, તે વખતે ક્ષત્રી, વૈસ્ય વગેરે પણ બ્રાહ્મણમાંજ સમાએલા હતા. જ્ઞાતિ ભેદ ન હતો; માત્ર બ્રાહ્મણનીજ એક જાત કહેવાતી. આ રીતે સત્યજુગથી કસ્યપના વખતમાંજ દેવતા, દૈત્ય ને માણુસો પેદા થયા છે. આગળ જતાં બ્રાહ્મણોના મૂળ પુરુષ ઉપરથી જુદાં જુદાં ગોત્ર કહેવાયાં છે; પણ અસલ જોઈએ અથવા જેને પોતાના ગોત્રની ખબર ન હોય, તે તો પોતાનું ગોત્ર કસ્યપ કહે છે. વૈશ્ય–વાણીઆ તેથી કસ્યપ ગોત્રનાજ કહેવાય છે. એ રીતે મનુષ્યમાં પ્રથમ બ્રહ્માએ પોતાના મુખમાંથી પેદા કરેલા બ્રાહ્મણ હતા, પણ તેમાં વધારો થવાથી બ્રહ્મદેવે વિચાર્યું કે ક્ષત્રી વગર બ્રાહ્મણોનું રક્ષણ થશે નહિ, તેથી તેણે ઉત્તમ ગુણવાળા બાહુમાંથી ક્ષત્રી પેદા કીધા. દેવતાઓમાં પણ ઇંદ્ર, વરુણ, સોમ, રૂદ્ર, યમ, મૃત્યુ એ પણ ક્ષત્રી હતા. આથી તૃપ્તિ ન થઈ, તેથી સર્વનો વ્યવહાર રૂડી રીતે ચલાવી આપવામાટે છાતીમાંથી વૈશ્ય ને તેઓની ચાકરી એટલે દાસત્વપણું કરવામાટે પગમાંથી શૂદ્ર પેદા કીધા. એ રીતે સત્યજુગમાંજ ચાલતાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, ને શૂદ્ર; એવી ચાર જાત થઈ. વળી આ વર્ણાશ્રમ વિષે મહાભારતના શાંતી પર્વમાં ભૃગુ ઋષિએ ભારદ્વાજને એવું કહ્યું છે કે "બ્રહ્માએ ઉપજાવેલું આ સર્વ જગત્ પૂર્વે બ્રાહ્મણ જાતિવાળું હતું. કંઈ વર્ણભેદ ન હતો. પણ પછી કર્મે

કરી વર્ણપણાને પામ્યું. એટલે કે જેમાં સત્ય, દાન, અદ્રોહ, અક્રૂરતા, લજ્જા તથા જીતેન્દ્રિય હોય, તે બ્રાહ્મણ છે. બ્રાહ્મણોમાં જે કામ તથા ભોગમાં પ્રીતિ રાખનાર તિક્ષ્ણ સ્વભાવના, ક્રોધી, સહાસિક, સ્વધર્મને છોડી દેનાર તથા રજોગુણી થયા, તે ક્ષત્રી છે. તે સાથે યુદ્ધ-કુશળ, પ્રજા-પાળક, દાન આપનાર, તે પણ ક્ષત્રીના ગુણ છે. જે બ્રાહ્મણો પશુને ઉછેરી તેવડે વૃત્તિ ચલાવનાર, રજો તથા તમો ગુણવાળા, ખેતી કરનાર ને સ્વધર્મથી વિમુખ થયા, તે વૈશ્યપણાને પામ્યા. તે સાથે વેપારી, પશુ પાળનાર, ખેતી કરનાર, પવિત્ર તથા ભણેલો હોય, તે પણ વૈશ્ય છે. જે બ્રાહ્મણો હિંસા તથા અસત્યમાં પ્રીતિ રાખનાર, લોભી, હરેક કર્મ કરી ઉપજીવિકા કરનારા, તમો ગુણી ને અસુચિ થયા, તે શૂદ્રપણાને પામ્યા, તે સાથે ન ખાવા લાયકને પણ ખાનાર, અપવિત્ર, મૂર્ખ તથા આચાર રહિત હોય, તે પણ શૂદ્ર થયા. આ પ્રમાણે જુદા જુદા ગુણકર્મે કરી બ્રાહ્મણો વર્ણપણાને પામ્યા છે. પરંતુ તે સર્વને નિરંતર ધર્મ તથા યજનક્રિયા કરવા મના નથી. હવે જે ધર્માચરણ રહિત, નિર્દય, પરને પીડા કરનાર, ક્રૂર, નિરંતર હિંસા કરનાર તથા અવિવેકી હોય, તેવાને મ્લેચ્છ કહ્યા છે. વળી એમાં ચારે વર્ણના બીજા પણ હલકા ગુણો હોય છે.

---

ટિકા. દેવતા, દૈત્ય ને ગરુડ એ ત્રણે ઓરમાન ભાઇઓ, એકજ પિતાના છતાં સ્વભાવ જુદો કેમ? આ વિષે ભાવપ્રકાશમાં કહેલું છે કે સંભોગ કાળે વીર્ય સિચન થતાં દંપતીનો જેવો ભાવ હોય, એટલે જેવું જેને યાદ આવે, તેવા સ્વભાવનું સંતાન થાય. વળી ગર્ભ રહેતાં કેટલીક સ્ત્રીઓને ખરાબ વિચારો સુઝે છે. હલકા પદાર્થ, કોયલા, માટી, નળિયાં વગેરે ખાવાની પરે થાય છે. એ નિર્માલ્ય ને રોગિષ્ટ સંતતી થવાનું કારણ છે, ને વીર્યના તેજને ક્ષીણ કરે છે.

૮ પાછળ છઠ્ઠી કલમમાં પૃથ્વીની ઉત્પત્તિ વિષે લખ્યું છે. પરંતુ જૂની દુનિયાંના પશ્ચિમ ભાગના ભૂસ્તરશાસ્ત્રીઓ ને અન્ય વિદ્વાનો જગદુત્પત્તિ ૫-૭ હજાર વરસથી થયાનું બતાવે છે. તેઓ કહેછે કે "પ્રથમ એશિયાના તુર્કસ્તાનમાં જે કોકેસસ પર્વત તથા ઓકસસ નદી છે, તેના પ્રદેશમાં ને તેની આસપાસના મૂલકમાં પ્રથમ મનુષ્યવસ્તી થઈ. તેમની પાસે વેદ ધર્મ હતો, ને ભાષા વેદની કે તેને કંઈ મળતી હતી. પછી તેઓની વસ્તી વધતી ગઇ, ને જેમ જેમ વધી; તેમ તેમ તેઓ દૂર ખસતાં યૂરોપ, ઇરાન, ભરતખંડ આદિ દેશોમાં જઈ વસ્યા" ભરતખંડમાં જે આવ્યા, તે પોતાની સાથે વેદ ધર્મ લાવ્યા, તેને પાળ્યો ને ખરા મનથી વળગી રહ્યા. એમાં એ વાત તો ખરી હશે કે પ્રથમ ત્યાંથી આ દેશમાં આવ્યા હશે, પણ તેને કાળ ગણો હોવો જોઇએ. તે સત્યયુગમાંજ આવેલા એમ ધારી શકાય. જો કદી એમ ન ધારીએ તો:—પહેલા મનુનો પૌત્ર ઉત્તાનપાદ ને તેનો પુત્ર ધ્રુજી જે સત્યયુગમાં થયો, ને જેણે ૩૬ હજાર વરસ તો તપ ર્ક્યું છે તે, તથા સૂર્યના પુત્ર સાતમા મનુનો જેષ્ટ પુત્ર રત્નાદેને પેટે ઇક્ષ્વાકુ થયો, જેણે સત્યયુગમાં અયોધ્યા વસાવી, તેમાં રાજ સ્થાપ્યું; જે સૂર્યવંશનો મૂળ પુરૂષ કહેવાયછે તે, વળી તેની ૨૫મી પેઢીએ ત્રેતામાં સત્યવ્રત રાજા થયો; જેણે પ્રલય જોવા ૧૦ હજાર વરસ તપ ર્ક્યું છે તે, તથા મહાન્ માનધાતા ચક્રવર્તી રાજા થઇ ગયો તે, ને તેના કુળમાં મોટા નામી ૫૫ રાજાઓ અનુક્રમે થયા, ને ૫૬-૫૭મી પેઢીએ તેજ અયોધ્યામાં દશરથ ને પછી તેમના ચિરંજીવી સર્વનું ભૂષણ એવા રામચંદ્ર ત્રેતાયુગમાં થયા; ને તે નાશીક, ચિત્રકોટ વગેરેમાં પધાર્યા હતા તે, ને તેમની પછી તેમના વડા કુંવર લવે અયોધ્યા છોડી

પોતાના નામે લાહોર[1] વસાવી તેમાં ગાદી સ્થાપી તે; વળી સત્યયુગથીજ ચાલેલો ચંદ્રવંશ, જેમાં ચંદ્રનો પુત્ર બુદ્ધ ને બુદ્ધનો પુત્ર પુરૂરવા સત્યયુગમાં રાજા થયો તે, ને દ્વાપરમાં તેજ વંશનો રૂક્ષ અને કળિમાં ક્ષેમક; ક્ષેમકમાંથી આગળ નંદવંશ નીકળ્યો છે. એ વગેરે પુરાણુમત પ્રમાણે અનેક રાજાઓ થઇ ગયા છે. તે વખત ક્યાં ગયો? વળી તે સ્થળો પણ આ આર્ય ભૂમિમાંજ છે. માટે પૃથ્વીની ઉત્પત્તિને ઘણો દીર્ઘ કાળ હોવો જોઇએ. કદી સત્યયુગના પ્રારંભથી વિશ્વોત્પત્તિ ને તેજ જુગથી આ ભારતભૂમિમાં વસ્તી થયેલી ને કળિને અંતે તેની લય સ્થીતિ થયાનું માનીએ, તો તેમ ધરાય; પણ દરેક જુગે લય થયાનું માનીએ, એમ તો ધ્યાનમાં આવી શકતું નથી.

૯ એ બાબતના પેટામાં કેટલાકના મતે એમ કહી શકાય કે અવનીપર શરૂઆતથી ઘણી વસ્તી થતા સુધીના કાળમાં લોકોની અવસ્થા જંગલી હશે. હુનર કે તત્વજ્ઞાનમાં કંઇ જાણતા નહિ હશે. ખોરાક કે કપડાં કરી જાણતા નહિ હોય, કેમકે ઘણે ઠેકાણે વાંચવામાં આવે છે કે મૂળમાં લોકો શિકારથી ઉદરપોષણ કરતા. વલ્કલવસ્ત્ર પહેરતા. પણ જે વખતથી વેદ થયા, તે વખતમાં લોકો ઘણા સુધર્યા હોય, એમ ધારી શકાય છે; નહિ તો વેદ જેવું પુસ્તક કદી કાળે તેમને મળે તેહિ. વેદને આર્યો ઇશ્વરકૃત માને છે, ને બીજા ધર્મવાળા પણ પોતા-

---

૧ લાહોરમાં તેમની ગાદી ૬૩ પેઢી રહી, ને પછી તે વંશના કનકસેન નામે પુરુષે ગુજરાતમાં આવી વડનગરમાં ગાદી સ્થાપી. તે પછી તેની ચોથી પેઢીના વિજયસેને વલ્લભીપુરમાં ગાદી સ્થાપી. તે દિવસથી ગુજરાતમાં સુર્યવંશ દાખલ થયો છે, જેની ૧૪મી પેઢીએ સુર્યપુત્ર પહેલો શિલાદિત્ય થયો છે. તે ઘણું કરી ઇ૦ સ૦ પાસે જણાય છે.

નાં ધર્મ પુસ્તકો વિષે એમજ કહે છે. ખ્રિસ્તીઓ કહે છે કે "ધી બાઇબલ ઇઝ ધી વર્ડ ઓફ ગોડ" વેદના વખતમાં લોકો તત્વજ્ઞાન તથા સદ્ગુણમાં, શિલ્પશાસ્ત્રમાં, શસ્ત્રકળામાં, વૈદકમાં ને ગાયનમાં[1] ઘણા આગળ વધ્યા હતા; તે એટલે સુધી કે પોતાને આર્યન્ (શ્રેષ્ટ) એવું મોટું નામ મેળવ્યું છે. પછી વસ્તી ઘણી વધી ગઇ, ત્યારે તેઓ દૂરના પ્રદેશોમાં ફેલાતા ગયા. તેમાં આ તરફ જેઓ આવ્યા, તેઓ પોતાની સાથે વેદ ને સંસ્કૃત ભાષા લાવ્યા. તે ભાષા લગભગ માળવાના ભોજ રાજાના વખત સુધી ચાલતી રહી. પછી તેમાંથી પ્રાંત પ્રાંતની ભાષાઓ નીકળી છે. જેઓ યૂરોપ તરફ ગયા, તેમાં આદમ, નુહ, ઇબ્રાહિમ, મુસા ને ઇસા પેગમ્બર થયા. ને લાટીન ભાષામાં વ્યવહાર ચલાવ્યો. તેમાં તેમનું બાઇબિલ છે. તેમાંથી ઇંગ્લિશ, ફ્રેન્ચ, સ્વિડીસ, જર્મન, રૂશ વગેરે ભાષાઓ નીકલી છે. લાટીન અને સંસ્કૃતને કંઈ મળતાપણું હોવાથી તેઓ પણ આપણી પેઠે આર્યન્ હોવાનું ધારી શકાયછે. વળી જેઓ આર્બસ્તાન ભણી વસ્યા; તેઓએ પ્રથમ ઉપલાજ પેગંબરોને માન્યા; ને છેલ્લે મહમદ થયા, ત્યારથી તેઓ દારૂ વગેરેથી નાંખા પડયા; ને આરબી ભાષાથી વ્યવહાર ચલાવ્યો; તેમાંથી ઉરદુ નીકલી છે. તેમનું શાસ્ત્ર ક્લામુલ્લાં–ક્લામેશરીફ કે કુરાન છે. તેના ભાગ પાડેલા છે, તેને સિપારા કહેછે. હાલ જે મુસાને માને છે, તે યાહુદા, ઇસ્રાયલ ધર્મના છે. ઇસાને માનનારા નસારા, ખ્રિસ્તી ધર્મનાછે. મહમદને માનનારા મુસલમાન, ઇસલામી ધર્મના છે. ઇસુ જેરૂસાલેમમાં ને મહમદ મક્કામાં જન્મ્યા છે. ઇસુ ૪ વરસનો હતો, ત્યારથી તેનો સન ચાલે છે. યાહુદાનું વરસ હાલ ૫૬૫૧ મું, પારસીનું

---

[1] ગાયનના મગટ કર્તા નારદ છે, ને તે શિવ પાસેથી શીખ્યા હતા. શિલ્પના કર્તા વિશ્વકર્મા ને વૈદકના ધન્વતરીછે.

૧૨૬૦મું, ને મુસલમાની હીજરી ૧૩૦૮મું ચાલે છે. મુસલમાનોમાં પેગંબર ઘણા થયા છે; પણ ઉપલા ૬ મુખ્ય છે. પારસીઓમાં એકજ પેગંબર જરતોસ્થ થયાછે. તે આશરે ૫ હજાર વરસની વાતછે. તે લોકોપર કંઇ જૂલમ પડવાથી ઇરાનના પર્શીસ તરફથી ગુજરાતમાં પ્રથમ સિદ્ધરાજના વખતમાં આવ્યા. રાજાએ તેમની પાસે લગ્નાદિક કેટલીક હિંદુ રસમો કબુલ કરાવી નિર્ભયતાથી વસવા છૂટ આપી, જે તેઓ હજુ પાળેછે. તે પ્રથમ સંજાનમાં વસ્યા; પણ પછી ત્યાંથી ઉપડી ઉદવાડે ગયા; ને ત્યાં તેમનું આતસબેરામ છે. ભાષા તેમની ઝંદ, જે સંસ્કૃતને મળતી છે. તેઓ અગ્નિ, દરિયો ને ગાયને પૂજ્ય માનેછે. તેમાં રૂસ્તમ વગેરે થયેલા પહેલવાનોની બહાદુરી ને બળ એટલું વર્ણવ્યું છે કે ભીમને પણ હઠાવે. તેમાં સેહેનશાહી ને કદમી બે જથા છે. એ કોમમાં બીજી જાતો કરતાં વિવેક વધું દિસે છે. વેદ ધર્મ ચાલતાં ઘણો કાળ વીતી ગયા પછી દેશની પડતી આવી; એવી કે છેલ્લે હાલની સ્થીતિ થઈ. તેમાં ઇશ્વરકૃપાથી આ રાજ આવ્યું નહોત તો અમૂલ્ય સંસ્કૃત પુસ્તકોને ઉધઇમાં ડૂબી જવાનો વખત આવ્યો હોત. પણ રાજકોમને તે ભાષાનાં પુસ્તકોમાં સ્વાદ ને ગુણ થવાથી તેનો પાછો સારોદ્ધાર ને ઉત્કૃષ્ટતા થઇ. તેથી જીર્ણ થયેલાં બેહદ પુસ્તકો જાહેરમાં આવ્યાં. આ લાભ આપણને ખરે, એ વિદ્ધાન્ રાજવંશીઓથીજ મળ્યોછે, એમાં શક નથી. બીજી જાતના ધર્મ ને તેને માનનારા બાણાસુર પછી થયાનું ધરાયછે. કારણ તે સોણીતપુરનો રાજા હતો. સોણીતપુરને કોઇ મિસર ધારેછે. જો તેમ હોય તો ત્યાં સૂધી બધે વેદ ધર્મ ને શિવ, વિષ્ણુને માનનારા આર્યો હોવા જોઇએ. બાણાસુર શિવભક્ત હતો. વળી પ્રેમાનંદે પણ કહ્યું છે કે દ્વારામાત સોણીતપુરથી ૧૧ હજાર જોજન છે. આ સંખ્યામાં ફેર ઘણો છે, પરંતુ સોણીતપુરને મિસર ધારી શકાય ખરૂં.

૧૦ પુસ્તકો—પાછળ બતાવ્યું છે કે બ્રહ્મદેવે મનુષ્યની મુખ્ય ૪ જાત કરી. પછી ધર્મથી સર્વ મર્યાદામાં રહી શકે, માટે વેદ બનાવ્યા; એમ સંભવે છે. કારણ વેદમાં એ ચારે જાતનું વર્ણનછે. વેદ ચારછે: ૧ ઋગ્વેદ, ૨ યજુર્વેદ, ૩ શામવેદ, ૪ અથર્વવેદ. વળી ચાર ઉપવેદછે: ૧ આયુ: (વૈદક વિષે), ૨ ધનુ: (શસ્ત્ર વિષે), ૩ ગાંધર્વ (ગાયન વિષે), ૪ શિલ્પ (કારીગરી વિષે). અતિ પ્રાચીન કાળના ઋષિઓ દેવતાની આરાધના કરતા, તે વગેરે જગત્‌ના સર્વ વ્યવહારનું વર્ણન એમાંછે. પછી ૨૨માં રામાવતારની પહેલાં ૬૦ હજાર વરસપર નારદના આસરાથી વાલ્મિકે શતકોટિ રામાયણ કર્યુંછે. તથા ૨૧મો અવતાર વ્યાસજીનો મનાયછે. તેમણે પાછો વેદનો સંગ્રહ, વેદાંત, મહાભારત, ને ૧૮ પુરાણ કર્યાં છે. મહાભારત આગળથી આલેખી મૂકયું ધરાય. કેમકે તે બીના તો તે પછી ૨૨મા કૃષ્ણાવતારમાં બની છે. પછી વેદ સમજવાને અઘરૂં ન પડે, માટે સૂત્રો ને સ્મૃતિઓ થઈ. સર્વથી વધારે આધારવાળી મનુસ્મૃતિછે. તેમાં રાજા પ્રજાના ધર્મ, ધર્મશાસ્ત્રો એટલે કાયદા ને ચારે વર્ણને કરવાની ક્રિયાનું વ્યાખ્યાનછે. આ પરથી દિસેછે કે તે બનતા સૂધી ચારજ જાત હશે. પછી આગળ વેદાંત=ઉપનિષદ્, તે આત્મા જ્ઞાનવડે બ્રહ્મ થાયછે, એવું બતાવનારૂં તત્વજ્ઞાન; ખટ શાસ્ત્રો (ગૌતમકૃત ન્યાય, કણાદકૃત ન્યાય, જૈમુનિકૃત પૂર્વમિમાંસા, વેદવ્યાસનું ઉત્તરમિમાંસા, કપિલનું સાંખ્ય, ને પતંજલીનું યોગ) એ પુસ્તકો થયાં. આ કર્ત્તા સર્વે તપેસ્વરી મુનિઓ હતા, ને તે સર્વનાં મત ભિન્નભિન્ન છે. મૂર્તિમાનો ઘણુંકરી છેલ્લાના મતને મળતાછે, કેમકે તેણે ઉપાસના યોગાદિ સાધને જીવનું ઈશ્વિર સાથે એકપણું (જીવનો શિવ) થાયછે, એવું બતાવ્યુંછે. ખટ દર્શન થયાં છે તે: જોગી, જંગમ, ફકીર, સન્યાસી, જૈન અને બ્રાહ્મણ છે. એમ જીવ ને ઇશ્વરાદિ સંબંધનાં ઘણાં પુસ્તક થયાંછે.

વળી વેદની ભાષામાં સુધારો થયો, તે વડે વ્યાકરણ, જ્યોતિષ્ય, શિલ્પ, કાવ્ય ને વૈદાદિકના પુષ્કળ ગ્રંથો બન્યાછે. ને સુધરેલી જે ભાષા થઈ, તે સંસ્કાર પામવાથી સંસ્કૃતને નામે ઓળખાતી આવીછે. વાલ્મિક પછી ઘણા જણે સંસ્કૃત રામાયણ કર્યાં છે; પણ હિંદુસ્થાનીમાં તુળસીદાસે ને ગૂજરાતીમાં ગિરધર કવિ વડોદરાના દશાલાડ વાણીએ સં. ૧૮૯૩માં, કર્યાંછે, તે પ્રખ્યાતછે. આ સિવાય ગૂર્જર પ્રખ્યાત કવિઓએ જે ગ્રંથો કર્યા છે તેઃ—ગૂર્જર ભાષાનો પ્રથમ કવિ જૂનાગઢનો નાગર બ્રાહ્મણ નરસિંહ મહેતો જે સં० ૧૫૧૨માં હતો, તેણે રાસલિલા ને બાળલિલા; કુતીઆણાનો સારસ્વત બ્રાહ્મણ તુળસી સં० ૧૬૧૪ માં હતો, તેણે ધ્રુવાખ્યાન; શિવદાસ ખંભાતનો નાગર બ્રાહ્મણ સં० ૧૬૭૩માં હતો, તેણે ને લજ્જારામ અમદાવાદનો ઔદીચ સહસ્ત્ર બ્રાહ્મણ સં० ૧૮૪૩માં હતો. તેમણે ભારત; પ્રેમાનંદ વડોદરાનો ચોવીસો બ્રાહ્મણ સં० ૧૭૭૩માં હતો, તેણે દશમસ્કંધભાગવત, ઓખાહરણ, નળાખ્યાન; શામળ ગોમતીપુરનો શ્રીગોડ બ્રાહ્મણ સં० ૧૭૮૧માં હતો, તેણે શિવપુરાણ ને વારતાનાં તથા કૃષ્ણારામે કળિના વર્ણનનાં; એમ પુષ્કળ ગ્રંથો થયાછે ને થાયછે.

**૧૧** અનેક જાતો—પ્રથમ મનુષ્યની ચાર જાત હતી. તે પુરાણમત પ્રમાણે આખા સત્યયુગ તથા ત્રેતાના કેટલાક ભાગ સુધી રહી; પણ પછી જમદગ્નિઋષિના પુત્ર ફરસુરામ જે ત્રેતાના આરંભમાં જન્મ્યા હતા, તેમણે ૨૧વાર નક્ષત્રી પૃથ્વી કરી, તેના ભયથી મહાભારત કહેછે કે લોકોએ જાત બદલી નાખી, ને ચારની ચોરાસી થઈ. નક્ષત્રી કરવાનું કારણ એવું છે, કે જમદગ્નિની સ્ત્રી રેણુકા ને સહસ્ત્રાર્જુન ક્ષત્રી રાજાની સ્ત્રી, બે બેનો હતી. એક દિવસ તે રાજાને જમદગ્નિએ તેના લશ્કર સહિત પરોણો રાખ્યો. ને પોતે ઇંદ્રને ત્યાંથી કામદુધા—ધેનુ, મન ચિંતવ્યું આપે તેવી સ્વ-

ર્ગની ગાય માગી લાવ્યા. ને તેના પ્રતાપથી સર્વને જમાડયા. આથી લોભાઇને રાજાએ તે ગાય માગી; પણ ન આપી, ત્યારે એ તો રાજા એટલે જોરથી પડાવી લીધી. આ ગુના-માટે ફરસુરામે તે રાજાને માર્યો, ને ગૌ પાછી લીધી. બાદ તેના પાપથી મુક્ત થવા પોતે યાત્રા કરવા ગયા; એટલે તે રાજાના છોકરાઓએ આવીને બિચારા ઋષિને મારી નાખ્યા. તે વેળા માતા રેણુકાએ તેમના ત્રાસથી ૨૧ વાર છાતી કૂટી. આ વાત સમર્થ ફરસુરામને જ્ઞાનદૃષ્ટિથી માલમ પડી, ત્યારે ઘેર આવ્યા, ને માતાને કહ્યું કે તેં ૨૧ વાર છાતી કૂટી; માટે ૨૧ વાર નક્ષત્રી ધરા કરૂં, તોજ હું ખરો! એમ નક્ષત્રી કરતાં અ-નેક જાતો થઈ. આ વિષે આધુનિક ઐતિહાસિક શોધકો એવું કહેછે કે ઈ૦ સ૦ ની પૂર્વે ૫૫૦ એટલે આજથી આશરે સાડીચોવીસસેં વરસપર બૌદ્ધ ધર્મ ચલાવનાર ગૌ-તમ અથવા શાકયસિંહમુનિ નામે રાજા થયો. આ રાજ-પુત્રે બૌદ્ધધર્મ ચલાવ્યો, તે વખત બ્રાહ્મણોના અને બૌ-દ્ધોના ઝઘડામાં ચાર જાત તુટીને સેંકડો થઇ છે. પણ ઉપલી બીના પ્રમાણે તો તે પહેલાંની થવી જોઇએ. વળી યુનાન દેશનો સિકંદર બાદશાહ સુમારે સવાબેહજાર વ-રસપર આ દેશમાં આવ્યો હતો, તેણે પણ કહ્યું છે કે તે આવ્યો, ત્યારે એક જાતના લોક હિંદુસ્થાનમાં નહતા, પણ ઘણી જાતના હતા. માટે બૌધ્ધોના વખતથી એટલું થયું હશે કે નાતોમાં તડાં (વિભાગો) ઘડી સેંકડો થઈ હશે. ને તે પછી કન્યા તથા ભાણા વ્યવહારમાં બીજાઓની મલિનતાનેલીધે અંતર પડયાં હશે. પરંતુ જ્યાં લગી ચાર જાત રહી, ને તે પછી પણ ઘણાં વરસલગણ ભાણા વ્ય-વહારમાં બાધ હશે, એવું જણાતું નથી.

ટીપ—ફરસુરામ આ વખતે છે, ને કૃષ્ણવતારમાં પણ દે-ખાયછે, તો તેનું એ છે કે તે ચિરંજીવી છે. એવા ચિરંજીવી

સાતછેઃ ૧ ફરસુરામ, ૨ વિભિષણ, ૩ વ્યાસ, ૪ અશ્વત્થામા, ૫ કૃપાચાર્ય, ૬ બળિરાજા, ને ૭ હનુમાન. તેમાં છેલ્લા બે ક્ષત્રી ને બાકી બ્રાહ્મણ છે,

**૧૨** વિક્રમ સંવત્ પહેલાંનો ને કંઇક તે પછીનો પુરાણ મતનો સાર—મનુષ્યની ચાર જાત હતી. તેમાં ઉપલા વર્ગના માણસ નીચલા વર્ગની કન્યા પરણતા હતાઃ બ્રાહ્મણ ચારે જાતની, ક્ષત્રી ત્રણ જાતની. વૈશ્ય બે જાતની, ને શૂદ્ર પોતાની; એવું મનુસ્મૃતિમાં કહેલું છે. જમદગ્નિ બ્રાહ્મણની સ્ત્રી રેણુકા, ને સહસ્રાર્જુન ક્ષત્રી રાજાની સ્ત્રી, બે બેનો હતી. આ બે ક્ષત્રી રાજાની પુત્રીઓ, બે જાતમાં પરણાવેલી છે; તથા ભીષ્મપિતાના પિતા સંતનું રાજા માંછીની દીકરી સત્યવતીને પરણ્યા હતા. દરેક વર્ગનાને તેના ગુણ, તપ ને કર્માંતરથી ઊંચ વર્ગમાં દાખલ થવાની છૂટ હતી. જુઓ? વાલ્મિક નામે શૂદ્રભીલ હતો, ને લૂટારાનો ધંધો કરતો; પણ નારદની કૃપાએ ઊંચ ગુણ સંપાદન થતાં બ્રાહ્મણ જાતમાં ભળી ઋષિપદને પામ્યો છે. જે પહેલું ને ઉત્તમ શતકોટિ સંસ્કૃત રામાયણનો કર્ત્તા છે, ને તેનો મઠ ગંગાકાંઠે હતો. વળી વેશ્યાપુત્ર વશિષ્ટમુનિના ચિરંજીધી પારાસરે માછીની દીકરી મચ્છગંધા સાથે હોડીમાં સંભોગ કર્યો; તેથી જે પુત્ર થયો, તે વ્યાસ હતા, તેપણ ઉત્તમ ગુણો સંપાદન કરવાથી બ્રાહ્મણ પંક્તિમાં ગણાયાછે, ને તે મોટા જ્યોતિષી થયાછે, તથા વિષ્ણુનો ૨૧મો અવતાર મનાયાછે. લોમસઋષિના પુત્ર શૃંગીઋષિ હરણીથી થયેલાછે, તે પણ વિદ્યા-ગુણે કરી ઋષિ થયાછે. વળી વિશ્વામિત્ર ક્ષત્રી હતા, તે તપવડે રાજર્ષિ થઇને બ્રહ્મર્ષિ થયા હતા. નારદને માટે પણ કોઇ જગોએ એવું છતાં ભક્તિવડે મહામુનિ કહેવાયા છે. સુતપુરાણી (જૈમુની) ભાટ હતા, પણ બ્રહ્મજ્ઞાને તથા શાસ્ત્રવિદ્યાએ ઋષિપદને પામ્યા હતા, ને બીજા ઋષિઓને પોતે કથા સંભ-

ળાવતા હતા. બ્રાહ્મણને ઘેર અવતર્યો તેજ બ્રાહ્મણ કે બીજાને ઘેર તે બીજો; એવું મૂળમાં ન હતું. ગુણ, તપ કે કર્મ પ્રમાણે ફેરફાર થતો. રાજા વગેરે કન્યાઓનું હરણ કરતા, તેનું ગંધર્વ લગ્ન કરતા, ને પછી સામાને બળથી થકવી શાસ્ત્રાધારે લગ્ન કરતા. પણ તે સત્યથી એટલે કન્યાની એવા કંઈ ઇચ્છાથી કે થયેલી સગાઈ બીજો કોઈ દુષ્ટ તોડાવતો, તેથી કરતા. જુઓ? સુરેખા (બળદેવની દીકરી)નું હરણ અભિમન્યુએ, સુભદ્રાનું અર્જુને, રૂક્ષ્માણીનું કૃષ્ણે, કાશી કાજાની ત્રણે દીકરીઓનું ભીષ્મપિતાએ, ને ઓખાહરણ અનિરૂધ્ધે કર્યુંછે. સ્વયંવર કરી રાજાઓ પોતાની કુમારિકાઓ પરણાવતા; જેવા કે સિતાસ્વયંવર, દમયંતી સ્વયંવર, દ્રૌપદી, સ્વયંવર, તારામતિ સ્વયંવર, અંબિકાદિ સ્વયંવર; ને તેમાં દૈત્યોને પણ આમંત્રણ કરવામાં આવતાં હતાં. તથા ગૂજરાતનો રાજા વિશળદેય જે સન ૧૨૪૪–૬૨ સુધી ગાદીપતિ હતો, તે કર્ણાટકના રાજાની દીકરીને સ્વયંવરથી પરણ્યો હતો. મનુષ્ય કે દેવતા, આદિથી તે પ્રભાસમાં જાદવાસ્થળી થઈ; ને દારૂ પીધાથી બેભાનમાં તમામ જાદવકુળનો નાશ થયો, ત્યાં સૂધી સર્વ કોઈ મંદિરા પીતા, તથા સોમવલ્લીના રસનો મધ કરી બ્રાહ્મણો યજ્ઞમાં પીતા, તે શુદ્ધ ક્રિયાવાળાથીજ પીવાતો, બીજાથી જીરવી શકાતો નહિ. ઋષિ સરખા પણ માંસ ખાતા. દારૂનું વ્યસન ઘણુંજ ખરાબછે. બળદેવ જેવા મહાત્માએ દારૂ પીધાથી ને તેવડે ક્રોધ થવાથી ખોટી ચોંટેલી બ્રહ્મહત્યાનું નિવારણ કરવા તીર્થાટણ કરતાં જૈમુનિ નામે મહા વિદ્વાન સુતપુરાણીને તેમને જોતાં શિર ન નમાવ્યાથી (વ્યાસનું વચન છે કે હરિકથા કહેવાતી, હોય ત્યારે વક્તાએ શ્રોતાજન ગમે તેવો મોટો માણસ આવે, તોપણ તેને શિર નમાવવું નહિ; કેમકે તેટલી ઘડી તેનામાં બ્રહ્મતેજ વાસો કરેછે) વગર વિચારે મારી

નાખ્યા હતા. ને તે ખરી હત્યાને માટે યાત્રાઓ કરવામાં દુઃખ ભોગવવું પડયું હતું. કહેછે કે આટલામાટે શ્રીજદુપતિ સ્વધામ ગયા, ત્યારે દારૂ માંસથી હવે ઘણાં પાતક થશે, એવું ધારી વર્જ કરતા ગયાછે. ને એટલો ધિક્કાર બતાવ્યોછે કે તે પીનાર તો શું ? પણ તેનો સ્પર્શ કરનાર ગમે તેવાં સુકૃત કાર્ય કરનારો હશે, તોપણ નર્કને પાત્ર થશે. તો જેઓ વ્રજરાજના વેણને શાસ્ત્રાધાર માનેછે, તેમણે તો નજ પીવો જોઇએ. એ સુરાપાન સમુદ્રમથન કરતાં મૃત્યુલોકમાં આવ્યો છે. ઘણા હિંદુ લોકોને તો તે પીવાનો ધર્મથી બાધછે, પણ જેઓને બાધ નથી, એવા ઘણા અંગ્રેજો ને મુક્તિ ફોજવાળા ખ્રિસ્તીઓ પણ તેનો ઘણો ધિક્કાર કરેછે. તેઓ કહેછે કે "પશુ નર્કે જતાં નથી; પણ દારૂબાજ જાયછે; તે પશુ જેવો જીવેછે, ને પશુ જેવો મરેછે, વગેરે." દૈત્ય, રાક્ષસો વગેરે પાસે માયાગુણ હતો, એટલે શસ્ત્ર લાગવાથી રુધિરના છાંટા પડતા, તો તેનાથી તથા બીજી રીતે એકના હજારો થતા. બધા દૈત્યોમાં ઘટોત્કચ્છ ઘણી માયા વાળો હતો. તેણે ધ્વારિકાંમાં સુરેખાનું હરણ કરતાં કૌરવોને છળવા જે માયા કરી હતી, તેનો તો આડો આંકજ નહતો. એવા દૈત્યોનો કૃષ્ણે પોતાને હાથે, કેટલાકનો શક્તિરૂપે ને કેટલાકોનો પાંડવોહસ્તે, એમ તમામનો નાશ કરાવી નાખ્યો છે. યુદ્ધક્રિયા મંત્રોવડે ચાલતી. તે મંત્રોનું કામ એવું તો અદ્ભૂત હતું કે એક બાણ ફેંકે, તેનાં હજારો થતાં, ને પાછું તે ભાથામાં આવતું જુદા જુદા મંત્રબળવડે અગ્નિ, મેઘ, સર્પ, ગરુડ, કીડીઓ, પથ્થર વગેરે વરસતાં. અર્જુન, કર્ણ વગેરે મહા જોધ્ધાઓના રથ મંત્રવડે આકાશમાં ચઢતા, ને અંતરિક્ષ રહી યુધ્ધ કરતા હથિયારોમાં ઘણું કરીને ગદા, બાણ, ફરસી, ભાલા, તરવાર, સાંગ ને ડાંગ હતાં. તેવડે યુદ્ધ કરતા. કૃષ્ણનું મુખ્ય છેલ્લે અંતે મારવાનું હ-

થિયાર સુદર્શનચક્ર હતું. મહાદેવજીનું પશુપતાકાબાણ; શક્તિનું ત્રિશૂળ ને બળદેવનું હળ–મૂસળ હતું. યુદ્ધો ઘણું કરીને મોરચાબંધ નહિ, પણ અથડાઅથડીનાં, બથમબથાનાં, એક એકના દળમાં ઘુસીને કરતા, ને મહારથિઓ મલ્લકુસતીનાં કરતા. મહાભારતમાં અક્કેક જોધ્ધો યુદ્ધ માથે લેતો, ભીમે જરાસંધને મલ્લકુસતીમાં માર્યો છે. લશ્કરી મુખ્ય માણસો ઘોડાવાળા રથોમાં બેશીને, બાણ વૃષ્ટિથી યુદ્ધ કરતા. મૂર્છામાં પડેલા ઉપર હાથ ચલાવતા નહિ. એમ ઘણી જગોએ ધર્મ યુદ્ધ ચાલતાં, પરંતુ કેટલાક અધર્મે ચાલતા. અશ્વત્થામાએ દ્રૌપદીના પાંચ પુત્રોને ઊંઘતા કાપી નાખી પોતાના શૂરપણાને એબ લગાડી છે. પતિવ્રતા અર્ધાંગના તેના પિયુની પાછળ તેનીજ ચેહમાં સતી થઇને બળી મરતી. રાવણના છોકરા ઇંદ્રજીતની સ્ત્રી સુલોચના પોતાના ભરથારનું મસ્તક ખોળામાં મૂકી રામની સમક્ષ બળી મુઇ છે. આ સતી થવાનો ચાલ તો થોડા વરસપર લોર્ડ વિલિયમ બેંટીક નામે ૯મો ગ૦ જનરલ સન ૧૮૨૮માં થયો હતો, તેણે બંધ કરાવ્યો છે. ઘણી કન્યાઓ ઇચ્છાવર વરતી, પુનર્વિવાહનો ચાલ હો કે ન હો, પણ મદ્ર (ભુટાન) દેશના રાજા અશ્વપતિની દીકરી સાવિત્રી[૧] નામે હતી, તેણે એક રાજભ્રષ્ટ થયેલા ને ભટકતા ગરીબ સત્યવાન નામે રાજકુમારને પરણવાનું પસંદ કીધું હતું તે વેળા નારદે આવીને તેને કહ્યું કે તે કુંવરનું આયુષ્ય તો ફક્ત એકજ વરસનું બાકી છે, તેથી તું વિધવા થઇશ; પણ જો પુનર્વિવાહનો ચાલ હોત તો નારદ તેને આવો ભય બતાવત નહિં. વળી તેણે કહ્યું કે હવે બને તે ખરૂં, હું તો તેને તનમને વરી ચૂકી છું;

---

૧ આ વડસાવિત્રી કહેવાય છે, ને તેના પતિવ્રતપણાના માનને માટે જેઠ શુદ ૧૫ એ સ્ત્રીઓ વ્રત કરે છે. પતિવ્રત કેવું ઉત્તમ છે? બ્રહ્માની સ્ત્રી સાવિત્રી છે, પણ તે જુદી.

તેથી બીજાને વરૂં નહિ. આવું કહીને તેનેજ પરણી; પણ પતિવ્રત પાળવાથી યમ રાજાએ પ્રસન્ન થઇ વરદાન આપ્યું, તેથી પતિનો આવરદા વધ્યો, તેને ૧૦૦ પુત્રો થયા, ને તેનાથી સાસરીઆં જે મહા દુઃખી હતાં, તે સુખી થયાં; ને તેમને તથા પોતાનાં પીઅરીઆં સર્વને સુખની પ્રાપ્તિ કરાવી સ્વર્ગે પહોંચાડયાં. આવી સુપાત્ર સ્ત્રીથી જેટલું સુખ થાયછે, તેટલું બીજા કશાથી થતુ નથી. સુપાત્ર ને ઘરનાં માણસ ઉપર અમી નજર રાખનારી, ઉદ્યાગી ને રૂડો અવેર કરનારી નારી ઘરમાં લક્ષ્મીરૂપ છે, એ નક્કી જાણવું. પુનર્વિવાહને માટે કોઇ ઠેકાણે એવું કહેલું છે કે અવિંધ્ય યોનિ હોય, એટલે પરણ્યા છતાં ધણીનો સંગ થયો ન હોય, કિંવા વગર સગે, તે મરી ગયો હોય, વિશેષ કહીએ તો, એકે પુત્ર થયો ન હોય, ત્યાં સુધી જો ધર્મે ન રહેવાય, તો પુનર્વિવાહ કરી શકે, પણ પુત્ર થયા પછી કરવો અયોગ્ય છે. પછી હાલ તો વિધવાના મનનું જેવું વલણ. દિયરવટાનો ચાલ હશે; વાંદરના રાજા વાલીને રામે માર્યો, ત્યારે તેનું રાજ તેના નાના ભાઇ સુગ્રિવને આપ્યું, ને તેની સ્ત્રી તારાનું રામે પોતાની સમક્ષ સુગ્રિવસાથે દિયરવટાનું લગ્ન કરાવ્યું, તથા રાવણને માર્યો, ત્યારે તેની સ્ત્રી મનોહરીને તેના ભાઇ વિભિષણસાથે પરણાવી હતી. દેવતા, બ્રાહ્મણ કે રાજા ઋષિનું કામ કરતા, તો તે કરનાર દેવર્ષિ, બ્રહ્મર્ષિ કે રાજર્ષિ કહેવાતા, એકંદરે મહર્ષિ કહેવાતા. નારદ આદિ દેવર્ષિ છે. વ્યાસ, બગદાલવ, [૧] જયબાલી, મારકંડ, ભૃગુ તથા સપ્તર્ષિ (વશિષ્ટ, ગૌતમ, ભારદ્વાજ, વિશ્વામિત્ર, જમદગ્નિ, કસ્યપ, ને અત્રિ એ અમર છે), એ વગેરે બ્રહ્મર્ષિ છે. વિશ્વામિત્ર

---

૧ બગદાલવનો આશ્રમ નાશીકમાં, જયબાલીનો કપડવણજથી ૫ ગાઉ ઉત્કંઠ મહાદેવની ટેકરીપર, ને ભૃગુનો ભૃગુકચ્છ (ભરૂચ)માં હતો.

ક્ષત્રી રાજાના પુત્ર છે; પણ તેમના પિતા બીજા કરતાં ઋષિ કે બ્રાહ્મણને વધું માન આપતા, તેથી જાણ્યું કે રાજા કરતાં ઋષિની પદવી શ્રેષ્ટ છે, તેથી તે મેળવવા તપ કરી રાજર્ષિ ને પછી વિશેષ તપ કરવાથી બ્રહ્મર્ષિ થયા હતા. રાજાઓ રાજસુય, અશ્વમેધ, નરમેધ, વગેરે સાત પ્રકારના યજ્ઞ કરતા. આ યજ્ઞમાં પુષ્કળ ખર્ચ ને વિધિ કરવી પડે છે. પાંડવોએ રાજસુય ને રામે અશ્વમેધ યજ્ઞ કીધા હતા. દુર્યોધને કરવા માંડેલો પાર પડયો ન હતો. સગર રાજાએ ૯૯ યજ્ઞ કીધા, ને ૧૦૦ મો ઇંદ્રે ભંગ કરાવી નાખ્યો. સન ૧૮૭૭ માં દિલ્લીમાં રાણી વિકટોરિયાએ જે કૈસરી-હિંદનું પદ ધારણ કર્યુંછે, તે રાજસુય યજ્ઞને મળતુંજ છે. યજ્ઞમાં મુખ્ય તો તાબાના સર્વ રાજાઓએ પોતાની શ્રેષ્ટતા માન્ય કીધાની ખુશાળી બતાવવી જોઇએ, તો તે પ્રમાણે ઘણાએ ત્યાં હાજર થઇને ને બીજાઓએ લખીને બતાવી છે. મંત્રવડે તથા માયાવડે બાળકો પણ દારૂણ યુદ્ધ કરી જાણતા. લવ-કુશ બે ભાઇઓએ તેમના પિતા રામ સાથે (રામે યજ્ઞ કરવા ઘોડો છૂટો મૂક્યો હતો, ને તે તેમણે બાંધ્યો હતો ત્યારે); કંસે આઠ વરસની ઉમ્મરમાં જરાસંધ રાજા સાથે; અભિમન્યુએ સુરેખાનું હરણ કરવા જતાં હેડંબાના વનમાં તેના કાકા ભીમના છોકરા ગટોરગચ્છસાથે: ને બીજી વખત કોઠાયુદ્ધમાં, તથા ગટોરગચ્છે અભિમન્યુને પરણાવવા દ્વારિકાંમાં ગયા, ત્યારે કર્ણ, ભીષ્મ વગેરે કૌરવોસાથે; બભ્રુએ કોઠાયુદ્ધમાં, અનિરૂદ્ધે બાણાસુરસાથે ને બીજીવાર ડાંગેવ રાજા કનેથી ઘોડી પડાવી લેવા ગયા, ત્યાં પાંડવ-કૌરવ એક બાજુ થયા હતા; તેમાં કર્ણે કૃષ્ણદળને મૂર્ચ્છા પમાડી, તે ટાણે બહુ ભારે યુદ્ધ કર્યુ છે. હાલ પણ આવા શૂર વીરો તો કોઈ કોઈ નીકળે છે. સન ૧૪૯૫માં થયેલા બાબરે ૧૨મે વરસથી ને ૧૫૫૬માં ગાદીપર બેઠેલા અકબરે ૧૩મે વરસથી

યુદ્ધામાં જશ મેળવ્યા છે. રાજા વગેરે મરજીમાં આવે તે-ટલી સ્ત્રીઓ કરતા. દશરથને મુખ્ય ત્રણ સિવાય બીજી ૭૦૦ હતી. કૃષ્ણને ૧૬૧૦૮ હતી. હાલ પણ રાજાઓમાં ઘણી જગાએ ઘણી રાણીઓ છે. ટર્કીના સુલતાનના જનાનામાં બેગમોની સંખ્યા ઘણી મોટી કહેવાયછે. અંગ્રેજોની સોબતથી આ બાબતમાં દેશી રાજ્યોમાં સુધારો થતો જાય-છે. રામને ફક્ત એક સ્ત્રી, એક બાણ ને એક વચનનું આકીન હતું. શૂદ્ર સિવાય ત્રણે જાતિને (દ્વિજને) [1] ઉપવીત દેવાનો ચાલ હતો. ને તે દે, ત્યારેજ શૂદ્રમાંથી પોતાની ઊંચ જાતિનો થયો કહેવાતો. તમામ બ્રાહ્મણો તો હજું જનોઈ લેછે. પણ ઘણા ભાગે બીજી બે જાતની નીકળી ગઇ છે. ભાટીઆ, લુવાણા, વૈશ્ય તથા મેવાડા સુતાર, બ્રહ્મ-ક્ષત્રી, માસ્તાન તથા ત્રાગડસાની, પૂર્વમાં અગ્રવાલ વાણી-આ વગેરે લોકોની રહેલી છે. માસ્તાન ને ત્રાગડ પ્રથમ શ્રીમાળી બ્રાહ્મણને મળતા બ્રાહ્મણ હતા; પણ સોનીનો ધંધો કરવાથી સોની કહેવાયા છે. માસ્તાને બ્રાહ્મણપણાનો કેટલોક આચાર રાખેલો છે, ને ત્રાગડે ફક્ત જનોઇનોજ રાખ્યો છે, ને તે નાતરાં પણ કરેછે. લુવાણામાં નાતરાં ચાલે છે, ને મેવાડા સુતારમાં હાલ ચાલ પડયો છે. જે લોકોની જનોઈ નીકળી ગઈ છે, તે પિતૃશ્રાદ્ધ સારતાં ઘાલે છે. વાઘેલા ઠાકોરો પરણતાં પણ ઘાલે છે. જનોઈ દીધા પછી દ્વિજ, ગાયત્રીનો નિત્ય જપ કરવાને યોગ્ય થાય-છે. એને દેવીરૂપ માનીને તેની સ્તુતિ કરે છે. તે ૨૪ અ-ક્ષરનો છંદ છે. (ओमूतत्सवितुर्वरेण्यं । भर्गोदेवस्यधीमहि । धियोयोनःप्रचोदयात् ।. શિલ્પશાસ્ત્રમાં પ્રાચીન કાળના લોક બહુ કસબી હતા. એવી તો વિકટ જગાઓમાં ને એવું

---

[1] દ્વિ'જ=બેવાર જન્મેલો (એક અવતર્યો તે, ને બીજો જનોઈ દીધું તે)

તો અદ્દ્ભૂત કાર્ય કર્યું છે કે મોટા મોટા અંગ્રેજો પણ તારીફ કરેછે. રામ ને પાંડવ વખતની બનેલી જે એંધાણીઓ હાલ રહેલી છે, તે નવાઈ જેવી લાગે છે. રામકુંડ, પાંડુગુફા, અનેરી-કનેરી, ધારાપુરી, વેલુર, આબુ, ગિરનાર વગેરે પહાડોમાં કોતરેલી જૂની કારીગરી કેવી મનોરંજન છે? વળી સન ૧૦૩૦–૩૫માં ભીમ રાજાના રાજમાં વિમળશાહે બંધાવેલાં કુંભારીઆ ગામમાં દેરાં ૧૦૫માંનાં રહેલાં જે ૫ છે, તેની શોભા કેવી ઉત્તમ છે? આગ્રાનો તાજમહેલ કેવો વખણાયછે? ફારબસ સાહેબ રાસમાળામાં લખેછે કે "દેલવાડાનાં દેવળ આંખને વિચિત્રતા પમાડી મનને સ્તબ્ધ કરી નાખે છે." તેમ ઔરંગાબાદ પાસે ઇરોડા ગામ જોડે ડુંગરમાં વિશ્વકર્માની ઉઠાવેલી કારીગરી જોઇ કોણ ડંખ નહિ પામે?

જૂના કાળમાં લોકો તપ ઘણું કરતા, ને તે તપવડે મંત્ર મેળવતા કે ધારેલું કામ સિદ્ધ કરતા. અર્જુન મૃત્યુલોકનો માનવ હોઇને કૈલાસપર જઈ શિવનું તપ કરી પશુપતાકાબાણ ને તેનો મંત્ર પશુપતિ પાસેથી પામ્યો હતો. વળી ત્યાંથી શિવની સલાહ પ્રમાણે ઇદ્રલોકમાં ગયો. ઇંદ્રે તેને પોતાનો પુત્ર જાણી બૃહસ્પતિને આજ્ઞા કરવાથી તેણે તમામ દેવતાઓની વિદ્યા મંત્રવડે તેને આપી હતી, તથા ચિત્રાંગદા ગંધર્વે તમામ ગાયનકળા તેને શિખવી હતી, તથા તે ગંધર્વ એકવાર પૃથ્વીપરના દેવતાઓના તળાવનું પાણી દુર્યોધનાદિકે અંદર નહાઇને મલિન કરી દીધાથી તેને બાંધીને આકાશ માર્ગે ઇંદ્રપાસે લઈ જતો હતો, તે જોઇ અર્જુને પોતાની વિદ્યાવડે તેને છોડાવ્યો હતો. તે વખતની સ્ત્રીઓ ધર્મશીળ અને સદાચારી હોવાથી તેમનું સારૂં માન રાખવામાં આવતું હતું. સ્ત્રીઓનું માન ભંગ કરવામાં કે ઠપકો દેવામાં શાંત વિચાર રાખતા, વળી ઘણું કરીને પુરૂષ પહેલાં તેમના નામનો ઉચ્ચાર થતો

જેમકે સિતારામ, લક્ષ્મીનારાયણ, રાધે કૃષ્ણ, ભવાનીશંકર, અંબારામ, દુર્ગાશંકર, પાર્વતિશંકર; તથા શરણાગતને પાળવો, એ સત્ય ધર્મ સમજતા, ને જો તે ન બને, તો સત્યને તથા ક્ષત્રીવટને બટ્ટો સમજતા, તથા નર્કે જઇએ, એમ માનતા. મરદોજ આમ સમજતા, એટલુંજ નહિ, પરંતુ સ્ત્રીઓએ એવું સમજતી. આ વિષે એક મનરંજન દાખલો છે કેઃ–

મેનકા નામે ઇંદ્રની અપછરા હતી. તે ઇંદ્રસભામાં નાટારંભ કરતી હતી. તેમાં દુર્વાષાઋષિ જઇ બેઠેલા હતા. અપછરાએ તેમનું કંઈ અપમાન કર્યું, તેથી ઋષિએ ગુસ્સે થઈ શાપ દીધો કે જા? તું મુત્યું લોકમાં ઘોડી થઇને અવતરીશ, પણ પછી કાલાવાલા કરતાં ઉશાપ્યો કે દિવસની ઘોડી ને રાત્રીની દેવાંગના જેવી સ્ત્રી થઇશ. આ ઘોડી ડાંગેવ નામે રાજાએ દીઠી, એટલે તેના વાંસે પડી જંગલમાં પકડી. ત્યારે તેણે કહ્યું કે હું દિનની ઘોડી થઇને તારી સેવા બજાવીશ, ને રાત્રે તારી સ્ત્રી થઇશ. પણ મને તારે માગી કે વેચાણ કોઇને આપવી નહિ. તેણે તે વચન માન્ય કીધું, ને ઘેર લાવ્યો. પણ પછી નારદના ભંભેરવાથી પ્રદ્યુમ્નને તે લેવા ઉત્કંઠા થઈ, ત્યારે ડાંગેવે વિચાર્યું કે માગી કે વેચાણ અપાશે નહિ, ને કૃષ્ણ લીધા વગર પણ રહેશે નહિ. માટે ગંગાપર જઇ બળી મરવા લાગ્યો. આ બનાવ સુભદ્રા ને કુંવર અભિમન્યુએ દીઠો. મનુષ્ય હત્યા પોતાના દેખતાં થતી જોઇ કારણ પૂછી પોતે શરણે રાખ્યો. આથી કૃષ્ણ ને જાદવો, પાંડવોસાથે લડવા આવ્યા. પાંડવોની પક્ષમાં કૌરવો પણ આવ્યા હતા. મહા દારૂણ યુદ્ધ થયું. ઋષિએ એમ પણ કહ્યું હતું કે કૃષ્ણ–પાંડવની લડાઇ થશે, ને તે અવસરે

સાડાત્રણ [1] વજ્ર ભેગાં થશે, ત્યારે પાછી તું અપછરા થઈશ. તે પ્રમાણે સાડાત્રણ વજ્ર ત્યાં ભેગાં થયાં કે અપછરા પોતાના રૂપે થઈ સ્વર્ગમાં ચાલી ગઈ.

આ વાત બતાવવાનું પ્રયોજન એ છે જે આ રીતે યુધ્ધે ચઢયા, પણ પાંડવોએ સુભદ્રાને ઠપકો આપ્યો નહિ. તેમ કહ્યું નહિ કે તને કોણે ડાહી કરી હતી. કોણે તને કહ્યું હતું, એઠે બેઠે ધંધો તો જોઈએ. એવાં ને એથી હલકાં વેણ હાલ કહેવામાં આવે છે, તેવું કશું કહ્યું નહિ. ઉલટી પોતાની ધાર્મિક ફરજ બજાવી, માટે ખુશી થયા. વાહ; આ કેવું સત્ય, ને સ્ત્રીનું કેટલું માન અને ડહાપણ? હાલ આવું માન રાખવા જાય, તો કંઈ સ્ત્રીઓ મૂર્ખાઈથી ગરદન મરાવી નાખે. હાલ સ્ત્રીઓમાં કંકાસની ઉધ્ધતાઈ ઘણી છે.

મામા ફોઈનાં છોકરાં પરણતાં, એવું જણાય છે. અર્જુનની માતા કુંતા, તે કૃષ્ણ, બળદેવ ને સુભદ્રાને ફોઈ થાય; કેમકે એ ત્રણે ભાંડુ છે. તેમાં સુભદ્રા અર્જુનને અને બળદેવની દીકરી સુરેખા, તે તેની ફોઈ સુભદ્રાના દીકરા અભિમન્યુને પરણીછે. એ પ્રમાણે ક્ષત્રીઓમાંછે; પણ બીજી જાતોમાં એવું હોવાનો આવો મોટો દાખલો જણાતો નથી. તેમાં તો એવી સગાઈ કરનાર ધર્મ વિરોધી ગણાયછે. સર્વ લોક વેદ ધર્મ પ્રમાણે ચાલતા. ને કર્મ, કાંડ વગેરે સર્વ કરતા. ઘણો ભાગ ચાર આશ્રમ પાળતો. (બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ્ય, ને સન્યાસ). બ્રાહ્મણો વેદપાઠ ભણતા. ઘણા વિદ્વાન થતા. દાન ઘણું-કરીને લેતા નહિ. વળી કેટલાક દાન લેતા ને આપતા.

---

૧ કૃષ્ણનું સુદર્શન, શિવનું તીરશુળ (ભીમ તપ કરી માગી લાવ્યો હતો), અર્જુનના ટંકાર કરવાથી ત્યાં આવેલા હનુમાન ને ભીમનું અડધું અંગ વજ્ર છે. એ સાડાત્રણ વજ્ર ત્યાં લડતાં લડતાં ભેગાં પડયાં હતાં.

પણ એકલું દાન લે, તે ભિક્ષુક ને હલકો કહેવાતો. અને ન લે, તે ગૃહસ્થ ગણાતો. ખેતી ઉત્તમ, વેપાર મધ્યમ, ને ચાકરી તથા ભિખ કનિષ્ટ ગણતા. બ્રાહ્મણો ગુરુને ઘેર ભણવા જતા. ને ત્યાં ભિક્ષા માગી પેટ ભરતા. નોળીકર્મ તથા યોગસાધના સારીપેઠે જાણતા. સમાધિ કરી જીવ તાળવે ચડાવી દેતા. યુદ્ધમાં પણ કુશળ થતા. જુઓ ? દ્રોણાચાર્ય, કૃપાચાર્ય ને અશ્વત્થામાએ પાંડવો સાથે કેવાં યુદ્ધ કર્યાં છે. ઘણા બ્રાહ્મણો ને ક્ષત્રીઓ તપ કરી ઋષિપદને પામતા, ને પછી એકાંતમાં રહી લોકોના ઉપદેશમાટે પુસ્તકો લખતા ને તેવાઓની વૃત્તિ રાજાઓ તરફથી ચાલતી. હાલ ઘણા બ્રાહ્મણો કહેછે કે, અમે ધર્મભ્રષ્ટ, ક્રિયારહિત ને આચારહિણ થયા, અયોગ્ય દાન લેવા લાગ્યા, તથા શાસ્ત્રવિદ્યાપર અરૂચિ થઇ, તેથી એ વિદ્યાઓ અમને ફળીભૂત થતી નથી; બાકી શાસ્ત્રો તો તેનાં તેજ છે. કેમ કે સાધારણ તપ કરવાથી દેવતા પ્રત્યક્ષ આવી વરદાન આપતા, ને પછી અંતર્ધાન થઇ જતા. વખતે મરજી માફક રૂપ ધરી પૃથ્વીપર આવતા. ધ્રુજીને વિષ્ણુએ, બાણાસુર તથા રાવણાદિ અનેક તપસ્વી દૈત્યોને ભોળાનાથે વરદાન આપ્યાંછે. ઋષિઓ પણ એવા હતા કે તેમની સેવા ચાકરી કરવાથી ખુશી થતા, ને વરદાન આપતા. અને તેથી પુત્ર પૌત્રાદિકની ધારેલી ઇચ્છા પૂર્ણ થતી. તેઓ ધર્મશીળ હોવાથી વિદ્યા ને મંત્રબળ ચાલતાં. નારદ પવનવેગે ઘણા દરબારમાં જતા. દેવતા વૈમાનમાં બેશી અંતરિક્ષ ફરતા. પંચ દેવો દમયંતી મળવાની આશાએ નળપાસે જાચવા આવ્યા હતા. મોટા મોટા જોદ્ધા ક્રોધને વશ થતા, તો ન સહન થઇ શકે તેવું "પણ" લઇ બેસતા. દ્રુપદના પુત્ર ધૃષ્ટદ્યુમ્ને વનવાસમાં પાંડવોને વળાવવા આવ્યા, ત્યારે દ્રૌપદીને દુર્યોધનના દરબારમાં પડેલા દુઃખની વાત જાણી, દ્રોણગુરુને મારૂં નહિ

તો બ્રહ્મહત્યાનું પાપ; એવું પણ લીધું. તથા બીજા છોકરા શિખંડીએ ભીષ્મપિતાને મારવાનું તથા ધર્મે મામા શકુનીને મારવાનું; એમ દરેક પાંડવે ને રાજાએ પણ લીધાં હતાં; કારણ તે બધા સભામાં હોવા છતાં ચીર કેમ ખેંચવા દીધાં? અજબ જેવી વાત છે કે આવા જે સોગન લીધા, તે શું! તેમને એમ માલમ હશે કે આ કામ અમે કરી શકીશુંજ. ખરે તેમનું ધાર્યું તો થયુંછે; એટલે દ્રોણગુરુએ પોતાના પુત્ર અશ્વત્થામાના મરણની ખાત્રી કરવા યુદ્ધમાં ધ્યાન ધર્યું; તેવામાં ધૃષ્ટદ્યુમ્ને તેમને માર્યાછે. વળી કહેછે, તેમનો જીવ ઘોડામાં પેઠો, તેને અર્જુને માર્યોછે. એ પ્રમાણે તેમનાં વચનો સફળ થયાં છે; પણ હાલ તેમ બને નહિ. એવા શબ્દો યુદ્ધપ્રસંગે શૂરવીરોથી કદી રાજ્યદરબારે બોલાય; પ્રજામાંથી તો કોઇને માટે કોઇ બોલે.તો કાયદા વિરૂદ્ધ ગણાઈ શિક્ષાને પાત્ર થાય. પાછલા કાળમાં લોક નાચમાં, મોટા વરઘોડામાં, જમણવારમાં કે ખોટી મોટાઇમાં પૈસો વાપરી નાખતા નહિ. પણ દેવસ્થાન બંધાવવા વગેરેનાં પુણ્ય કામોમાં ઘણો ખર્ચ કરતા. લગનમાં વરવાળા કે કન્યાવાળા, એક બીજાને પૈસો ખાવા આપતા નહિ. કંકુને ચાંલ્લે ને સાધારણ પલ્લાએ કન્યા પરણાવતા. કન્યાવાળા શક્તિમાન્ હોય તો કન્યાને અને વરને શક્તિ મુજબ બક્ષીસ તરીકે આપતાં; પણ કન્યા તરફથી પૈસો ખાવા લેવો, તે મુસલમાનોને જેમ વ્યાજ હરામછે, તેમ નર્ક સમાન સમજતા. કન્યાવિક્રય ઇશ્વિરની મરજી વિરૂધ્ધ ને દોષયુક્ત કામછે. શાસ્ત્રમાં કન્યાનું દાન દેવું, તેને મહા પુણ્ય ગણ્યુંછે. આથી કેટલાક સમજુઓને કન્યા નથી હોતી, તો બીજા ગરીબની કન્યાનું દાન દેછે, અથવા તેના ખર્ચના રૂપીઆ આપેછે. આમ કરવાને બદલે તેના ખાવા લેવા; એટલે માણસ વેચ્યા જેવું ...ં, એ કેવું ખરાબછે! કેટલાક ખાવા નથી

લેતા, તો ચોરી મંડપમાં આવેલા વરને વીતાડી, નાતના ધારા તોડી, મોં માગ્યાં હજાર પંદરસો ઉપરાંત પલ્લાં લેછે, ને તે બાબત કોઇ નીચ પણ ન ખાય, તેવા પોતાનું કાળું કર્મ ઢાંકવાને, કેટલાક ગામોમાં ખાવા લેવા વગેરે બાબતમાં નાતના સખ્ત ધારા હોવાને લીધે જૂઠા સોગન ખાયછે. પલ્લું કે ખાવા લેનાર પાપી તો તેમ કરે, પણ આપનાર જૂઠું બોલે, તેથી શું લોકમાં છાનું રહેછે? આમ જેઓ જૂઠા સોગન ખાય, તેઓ બીજાં ખોટાં કામ શું નહિ કરે? વળી મૂર્ખ માણસો એવી ભૂલ કરેછે કે ખાવા લે, ત્યારે થોડા શું કરવા લે, પણ વિચારતા નથી કે વધારે લીધાનું વધારે ને થોડાનું થોડું દુઃખ ભોગવવું પડશે. લેનારના દરેક ઘરના અનુભવથી નાનું-મોટું સર્વ કોઇ જાણેછે કે તેમાં કોઇનો જયવારો થતો નથી, ને પોતે દુઃખીનો દુઃખી રહેછે. આમ છે, ત્યારે તો લેનારાઓ કઇ સમજો, વિચાર કરો, તમને આ મનુષ્યા દેહ ફરી ફરી મળનાર નથી. માટે પોતાનું કલ્યાણ ને દીકરીનું સુખ ઇચ્છો તો વરનું વિત્ત હરી ન લો. ઘરના સુખ દુઃખનો આધાર મરદ ઉપર છે. જો પુરુષ સુખી હશે, તોજ તમારી કન્યા સુખ પામશે. છોકરીને ચિંતામાં નાખવાથી ને તેના નિશ્વાસથી તમે તરવાના નથી. કેટલાક તેનાં દલાલાં કરી પેટ ભરેછે; તે પણ તેવુંજ છે. કોઇ તો એટલા દુષ્ટ નીવડેછે કે પોતાની ગૌ જેવી બિચારી બાળાની કરેલી સગાઇ ને તે વિષે આપેલાં વચન તોડી બીજે ઘેર ને બીજેથી ત્રીજે; એમ પૈસાના લોભે કે ઘેલાઇથી સગાઇ કરેછે, ને તે બિચારીને માથે નાની વયમાં બે ત્રણ ધણીનું લાંછન લગાડી દેછે; તેઓ પ્રભુના કોપથી કે લોક લાજથી જરા ડરતા નથી. માટે અરે પરમેશ્વર, લોકો આવા અધમપણાને પામી રહ્યાછે, તેમાંથી તેમને કંઇ સારી મતિ દે. આ બાબત લખતાં એક નાનું પુસ્તક થાય, એવુંછે; માટે

ઇશ્વરઇચ્છા હશે, તો બીજે પ્રસંગે થઇ રહેશે. વળી તે કાળમાં બાળલગ્ન ન કરતાં યોગ્ય ઉમ્મરે પરણાવતા.

**૧૩** દરેક જુગે માણુસ વગેરે પ્રાણીના શરીરના બાંધા ભિન્ન ભિન્ન થતા ગયાનો ભાસ થાયછે. સત્યયુગમાં શરીરનાં કલેવર કદાવર ને ઘણાં મજબુત, ત્રેતામાં તેથી કમી ને દરેક જુગે તેથી પણ કમી થતાં ગયાનું કહેવાયછે. જુઓ ? વિભિષણ, ઇંદ્રજીત, હનુમાન ને ભીમ વગેરેનાં શરીર કેવાં કદાવર ને મજબુત વર્ણવ્યાંછે. ઉમ્મરનું પણ એજ રીતે છે, તે નીચેના દાખલાથી વિચારમાં આવશે.

अ. વાલ્મિક એક દિવસ નારદને લૂટવા માંડયા; પણ તે મહા પુરુષે તો ઉલટો તેને સુધારી તેનું કલ્યાણ કીધું. નારદે તેને બોધ આપ્યો કે તારા આ પાપી કર્મમાં તારો કોઇ કુટુંબી ભાગીઓ થશે, તે પૂછી આવ, ને હા કહે, તો પછી લૂટ ? પૂછતાં સર્વ તરફથી એવો જવાબ મળ્યો કે “કરે તે ભોગવે”. આથી તે પસ્તાયો, ને કંઇ સમજ્યો; એટલે વિશેષ બોધ કરી તેનો દુષ્ટ ધંધો છોડાવ્યો; ને કહ્યું કે તું હવે રામનું રટણ કર્યા કર, કે જેથી તારા જીવનું કલ્યાણ થાય. એમ કરતાં ભૂલથાપમાં “મરા મરા” કરવા લાગ્યો. બાર વરસે વળી નારદ પાછા આવ્યા, ને પેલાને તો રામપર ખરી પ્રીત લાગવાથી તેજ ધુમમાં મચેલો જોયો. તેથી પ્રસન્ન થઇ તેનાપર હાથ મૂકયો; એટલે તેજસ્વી કાંતિનો અને વિદ્વાન ઋષિ બની ગયો. પછી તેણે પૂછયું કે કાળ મારે શી રીતે ગમન કરવો ! ત્યારે નારદે કહ્યું કે રામચંદ્રજી થવાનાછે, તેનું રામાયણ થવાનુંછે, તે તું આળેખી મૂક? તેથી શત કોટિ રામાયણ કર્યું. તે પછી ૬૦ હજાર વરસે રામાવતાર થયો, તે વખતે પણ તે હયાત હતા. કારણ રામ, ચિત્રકોટમાં તેના આશ્રમે કેટલાક દિવસ રહ્યા હતા, તથા

સિતાને કંઇ શંકા માટે રામે ત્યાગ કર્યાં, ત્યારે ગંગા કિનારે આસરો આપી પોતાના મઠમાં રાખ્યાં હતાં, ને ત્યાં જન્મેલા પુત્ર લવ અને કુશને વેદ તથા ધનુર્વિદ્યા ભણાવ્યાં હતાં. આ જોતાં વાલ્મિકની ઉમ્મર કેટલી બધી લાંબી ધરાય? વળી બીજા દાખલા એ છે જે શુક્રાચાર્યે કોઇ દેવતાથી યજ્ઞ ન થાય માટે મેઘને મંત્રવડે બાંધી રાખ્યો હતો, કારણકે દેવતાઓનું બળ વધે નહિ. આ માટે ઇંદ્રે તેની સાથે લડાઇ કરી; પણ હાર્યા; એટલે દશરથને મદદે બોલાવ્યા. તેમણે યુદ્ધ કરી શુક્રાચાર્યને હરાવ્યા. શુક્રાચાર્ય દૈત્યોના ગુરુ, મહા વિદ્વાન્ અને સમર્થ હતા. આ અહીં લખવાની મતલબ એછે જે આ વખતે શુક્રાચાર્ય હતા, અને બળિ રાજાને યજ્ઞ કરાવવામાં પણ હતા. આ અંતરથી તેમની ઉમ્મર પણ કેટલી ધારી શકાય? શૃંગી ઋષિનો આવરદા કેટલો બધો હશે, કે જેણે દશરથને પુત્ર પ્રાપ્તિ થવા યજ્ઞ કરાવ્યો હતો, ને કળિમાં પરિક્ષિતને ૭ દિવસમાં મરવાનો શાપ આપ્યો હતો. આ છેટું કેટલાં બધાં વરસનું કહેવાય? વળી હસ્તિનાપુરના પ્રતિપ રાજાના પુત્ર બાહિલકે ૭૦૦ વરસની વય છતાં કૌરવો પક્ષે રહી યુદ્ધ કર્યુંછે. તથા ૮મી કલમમાં બતાવેલા ધ્રુજી, સત્યવ્રત વગેરે ઘણાઓનાં એ પ્રમાણે હજારો વરસનાં આયુષ્ય હોય, એવા દાખલા શાસ્ત્રકથાઓમાંથી મળી આવેછે. એક તરફ આમછે, ને બીજી તરફ વેદમાં સો વરસનાં આશીર્વાદ વચનોછે, કે તું સો વર્ષા કે સો વસંત કાળ જીવજે. આથી વળી એમ ધરાય કે સર્વ માણસોને માટે આવરદા સો વરસનોજ નિર્માણ થયેલો હશે, પરંતુ જેઓ સત્ય, તપ, મંત્ર ને ક્રિયામાં બળિષ્ટ થઇને સમાધિનિષ્ટ થતા, તેઓ સમાધિમાં હોતાં મૃત્યુનો સમો થયો હોય, તો તે સમાધિના પ્રતાપથી મૃત્યુ તેમને લેઇ શકતો નહિ હોય, તથા એવા લોકો

કાળને કદી પાછો કાઢી શકતા હશે. તેથી તેવાઓની ઉમ્મર હજારો વરસની તેમની ઇચ્છાનુકૂળ રહેતી હશે, એમ કહેવામાં આવેછે. જો વાલ્મિક જેવા, મહા પદને પામ્યા ન હોત તો તેમની અસલ સ્થિતિમાં એટલી ઉમ્મર રહેત નહિ. માટે કંઇ સમાધિનો પ્રતાપ હોય, કિંવા તે કાળના પ્રમાણમાં સર્વની ઉમ્મરનું નિર્માણ લાંબું હોય, અથવા તો વેદનાં સો વરસોમાં આ લોકનાં હજારો વરસનો સમાસ થતો હોય; સિવાય બીજી રીતે તો કોટિ ઉપાયે આયુષ્યમાં એક ક્ષણ માત્રની પણ વધઘટ થતી નથી. વિક્રમ ચરિત્રમાં કહ્યુંછે કે વિક્રમે વીરવૈતાળને પૂછયું કે તું યમના દરબારમાં જઇ મારી ઉમ્મરમાં ૫ વરસનો વધારો કે ઘટાડો કરાવી લાવ? ત્યારે તેણે પૂછી આવીને કહ્યું કે એ લેખમાં તો એક કિંચિત પળનો પણ ફેરફાર થશે નહિ. વર્તમાન કાળમાં ફેરફાર થવાનો બિલકુલ સંભવ નથી, કારણકે તે કાળના જેવી ક્રિયા હાલમાં કોઇ કને રહી નથી. ગમે તેમ હો, પણ તે કાળે આજના કરતાં આયુષ્ય વધારે હશે ખરૂં; હાલ તો ૬૦–૭૦ વરસનાજ આવરદાએ આવીને અટકયુંછે, એવું તો નહિજ હોય.

૪. તે કાળમાં કંઇ જુદા આકારનાં માણસ પણ હશે ખરાં; રામનો સરદાર–રીંછોનો રાજા જાંબુવન, હનુમાન, સુગ્રિવ, તેનો ભાઇ વાલી,[1] વાલીપુત્રઅંગદ–વાંદરાંનો રાજા. આ કંઇ હાલના જેવાં જાનવર નહિ હોય, પણ તેને મળતા આકારના માણસોજ હશે. કેમકે તેમને વાચા હતી વસ્તી પણ ઘણી હોવાનું લાગેછે. ફક્ત દ્વારિકાંમાં એક જાતના ૫૬ કોટિ જાદવો હતા. હસ્તિનાપુર વગેરે શહેરોમાં અનેક અક્ષૌહિણી[2] સેનાઓ હતી. ગાંધારીને ૧૦૧ સંતાન,

---

૧ વાલી એવો જબરો હતો કે રાવણને તેણે બગલમાં દબાવી રાખ્યો હતો. ૨ જેમાં ૧૦૯૩૫૦ પાયદલ, ૬૫૬૧૦ સ્વાર, ૨૧૮૭૦ રથ ને ૨૧૮૭૦ હાથી; એટલા લશ્કરનું નામ છે.

કૈઆકચ એક માના ૧૦૫ ભાઇ, કૃષ્ણુ, રામ અને રાવણુનો વિસ્તાર (જે આગળ બતાવવામાં આવ્યોછે તે). આવી રીતે ઘણી જગાએ ઘણી વસ્તીનું વર્ણન સાંભળવામાં આવેછે. આજ એક પોળની સો ઘરની સ્ત્રીઓનાં છોકરાં ભેગાં કરે, તો ભાગ્યેજ એટલાં થાય. કેટલાક કહેછે કે આવી આવી ઘણી બાબતો કૃષ્ણુ સ્વધામ ગયા, ત્યારથી આટોપી ગયાછે; કર્મ અને સ્વભાવ તો હાલ લોકોનાં એવાં અધમ થઇ પડયાંછે કે તે વિષે હવે પછી ભાગ ત્રીજામાં આવશે. આ કલમની બીનાઓમાં કદી અતિશયોક્તિ હશે, તે બાદ કરીએ, તોપણ આ વાતોનું મનન કરતાં આપણને અજાયબી લાગ્યા વગર રહેતી નથી.

૧ મનુષ્યાદિ જીવોત્પત્તિ તપાસતાં આ ભૂતળપર વસતા લક્ષ ચોરાસી જાતના જીવોની ચાર ખાણુ એટલે વર્ગછે; ૧ જરાયુજ (ઓળવાળાં, જેના ગર્ભને સૂક્ષ્મ ચર્મ વિટાયેલું છે તે, જેમાં માણસ, પશુ, રાક્ષસ ને પિશાચ છે), ૨ અંડજ (ઇંડામાંથી થનાર- પક્ષી, સાપ, માછલાં, કાચબા, ને કીડીઓછે), ૩ સ્વેદજ (હવા, પાણી ને માટીથી થનાર-જીવજંત, મચ્છર, જૂ, માકડ, કાનખજુરા વગેરે, ૪ઉદ્ભીજ્જ (ઉંચે ભેદીને થનાર ૧૮ભાર વનસ્પતિ). એમાંની પહેલી બે જાતને માટે તો સાંપ્રત કાળમાં આપણે એવો નિયમ દેખીએ છીએ કે, નર માદાનો સંભોગ થતાં માદાના યોનિ કમળમાં નરનું વીર્ય સિંચન થવાથીજ સંતતી ઉત્પન્ન થાયછે, પરંતુ કોઈ અંડજ બાદ થાયછે. કહેછે, ઢેલ તેના નર મોરની કરેલી કળા વખતનાં પડતાં અશ્રું ચાટેછે, તેથી તેને ગર્ભ રહેછે; પણુ માણસ તથા પશુમાં તો કોઇને માટે એવું કંઇ નથી. કોઈ માણુસ ઉપલો નિયમ તુટે, એવી રીતે કોઈ સ્ત્રીને સંતાન થયાનું કહે, તો કોઈ માનશે નહિ; તેમ દેવતાથી પણુ ઓધાન રહ્યાનું કહે, તો લોકોમાં તેનો ફિટકાર થયા વગર રહે

નહિ. વખતે નવાઈ જેવી પેદાસ થઈ આવેછે ખરી, પણ સંભોગ તો ખરોજ. માટે કોઈ સ્ત્રી ગમે તે દેવ કે સાધુની ઉપાસના કરે, આકીન રાખે, દોરા ધાગા વગેરે કરાવે, ને પછી તેના મનને એમજ ઠસે, કે આમ કરવાથી મને સંતાન થયું, પણ તેમાં મુખ્યત્વે કરી સંભોગ તો હોવોજ જોઇએ તે વગર થવું કેવળ મિથ્યાછે. હાલ તો આમજ છે. પરંતુ મૂળ મનુષ્યની ઉત્પત્તિવિષે જૈન મત કહેછે કે "હવા, પાણી ને પૃથ્વીના સમાગમે તે સડવાથી આજ જેમ સ્વેદજ પેદા થાયછે, તેમ જુગલીઆં (નરનારીનાં જોડાં) ઉત્પન્ન થતાં, બાદ કંઇ કાળ પછી દૃષ્ટિ સંતતી થવા લાગી. ને છેલ્લે હાલની મૈથુની શક્તિ દાખલ થઇછે." પરંતુ રામાયણ, મહાભારત, પુરાણો કે દંતકથાઓથી એમ કલ્પના થાયછે કે, મનુષ્ય વગેરેના અવતાર મંત્ર આવાહનથી, દેવતા કે મહાત્મા કે સત્ય જનોના વરદાનથી કે શાપથી, કંઈ રણ સંબંધે, કંઇ રહી ગયેલી વાસનાને લીધે કે દેવતાઓના ખલિત થયેલા વીર્યથી અથવા ઈશ્વિરને કંઇ મહાન્ કાર્ય કરવું હોય, ત્યારે દેવતાઓ માણસરૂપે અવતરેછે, તેથી થાયછે. પ્રાચીન ઉત્પત્તિઓ કેટલાકને માટે ઘણું વિચિત્ર બ્યાન આપેછે, નવાઇ જેવા દાખલા છે કે ઈશ્વિરી નિયમથીજ ઉત્પત્તિ થતી, એટલુંજ નહિ, પણ મહા પુરુષો મંત્રવડે સ્વેચ્છાથી ઉત્પન્ન કરી શકતા. વળી તેવા મહાત્માઓના આપેલા ફળવડે પુરુષના કે સ્ત્રીના અંગના કોઇ ભાગથી પેદાસ થતી. દેવતાઓની દૃષ્ટિથી કે સ્પર્શથી જે પેદાસ થતી, તે જીવ નવ માસ ગર્ભમાં રહેતો હોય, એવું જણાતું નથી. વળી ચાલુ જન્મમાં પાછલા જન્મનું ભાન રહેતું હોય, એવા તથા પશુયોનિમાં કે મોંવાટે વીર્ય જવાથી માણસ પેદા થતાં, એવા દાખલાછે. આ પ્રમાણે ચમત્કારી બ્યાન લખવામાં આવ્યુછે; તો તેને લગતા દાખલા નીચે આપ્યા છે, તેથી વાંચનાર તેનો વિચાર કરી શકશે.

૧ નારદ—પ્રથમ અવતારે બ્રાહ્મણની એક દાસીના પુત્ર હતા, પણ સાધુસંતની સેવા કરવાથી પછી બ્રહ્માના જમણા હાથના અંગુઠામાંથી પેદા થઈ તેના પુત્ર થયાછે. ને ભક્તિવડે વિષ્ણુનું મન થઈ રહ્યાછે. બ્રહ્મા (વિરંચી)ને મુખ ચારછે, ને તેમનું વાહન હંસછે.

૨ સગરરાજા—રઘુવંશના સૂર્યવંશી આહુક રાજાનો પુત્રછે. તે ઋષિઓના આસરાથી જંગલમાં જન્મ્યો હતો. તેને ઘણું દુઃખ પડયુંછે. તે ગરુડની બેન સુમતિસાથે પરણ્યો હતો. સંતાન ન થવાથી ભૃગુઋષિની તપશ્ચર્યા કરી, તેથી તેની સ્ત્રીએ કોળું જણ્યું, તેમાંથી ૬૦ હજાર પુત્ર થયાછે.

૩ માનધાતા—સૂર્યવંશી યુવનાસ્વના પુત્ર ને મુચકુંદના પિતાછે. યુવનાસ્વને પુત્ર ન હોવાથી ઋષિઓનું સેવન કરતા. એક ઋષિએ મંત્રીને તેને પાણી આપ્યું, કે તારી સ્ત્રીને પાજે, તેથી પુત્ર થશે પણ તે વાત ધ્યાનમાં ન રહેવાથી અજાણતાં પોતે પી ગયા. ત્યારે તેની કૂખે પુત્ર અવતર્યો, તે માનધાતાછે. માનધાતા મોટો ચક્રવર્તી રાજા થયોછે.

૪ શાલિગ્રામ ને તુળસી—લક્ષ્મીજીના ભાઈ ઝાલંદરની સ્ત્રી વૃંદા પતિવ્રતા સતી હતી. તે જો સત્ય ચૂકીને ૬ માસ સૂધી પર પુરુષને વશ રહે, તો ઝાલંદરનું મોત થાય, સિવાય તે મરે નહિ એવું હતું. ઝાલંદરને કોઈએ કહ્યું કે તારા બાપ સમુદ્રમાં મથન કરીને તેમાંથી વિષ્ણુ ૧૪રત્ન (લક્ષ્મી, કૌસ્તુભ, પારિજાતક, સુરા, ધન્વંતરિ, ચંદ્ર, કામદુર્ગા, ઐરાવત, રંભા, સપ્તમુખો ઘોડો, સુધા, શંખ, સારંગધનુષ્ય, હળાહળ.) લઈ ગયાછે. તેપરથી તેણે દેવતા વગેરેને સંતાપવા માંડયા. તેથી વિષ્ણુને ક્રોધ થયો. આ માટે ઝાલંદર કોઈ લડાઈમાં ગયો હતો, ત્યારે વિષ્ણુએ છળ કરી, ઝાલંદરનું રૂપ લઈ વૃંદા પાસે જઇ યુક્તિઓ

કરી તેને ફસાવી તેના ભેગા રહ્યા, તેથી ઝાલંદર મૃત્યુ પામ્યો. આ વાતનો ભેદ વૃંદાએ જાણ્યો, ત્યારે પોતે શાપ દીધો કે તમે પથ્થર થઇને ગંડકીમાં પડજો. વિષ્ણુએ તેને શાપ દીધો કે તું ઝાડ થઇ રહેજે. પછી આજીજી કરી, ત્યારે ભગવાને કહ્યું કે હમેશાં હું તારી પાસે રહીશ. ને થાળમાં તારા પત્ર વિનાનો ભોગ હું આરોગીશ નહિ. વિષ્ણુ પાસાણરૂપે થયા, તે શાલિગ્રામ છે; ને વૃંદા ઝાડ-રૂપે થઇ, તે તુળસી છે. દર કાર્તક શુદ ૧૧ ને રોજ વિષ્ણુનો અને તુળસીનો વિવાહઓચ્છવ થાયછે. આ વિવાહને દેવ-દિવાળી કહેછે. ઝાલંદરને મરવાની બાતમી વિષ્ણુએ તેની બેન લક્ષ્મીજીને મોકલીને મંગાવી હતી. આ કામ તે ન કરે, પણ પતિનું મન દુભાય, તો પતિવ્રત ભંગ થાય, કાં તો બેને વેર હોય, એવા કારણથી આ બાતમી લક્ષ્મીજી લાવ્યાં હશે. શાલિગ્રામ એ ગોળ, કાળો ને એક છિદ્રવાળો પથ્થર છે.

૫ અશ્વિનિકુમાર—સૂર્યને કામ વ્યાપવાથી અશ્વરૂપે. થઇ અશ્વિનિપાસે ગયા ને એ ઘોડા ઘોડીનાં નસકોરાં એક બીજાને અડકયાં, તેથી ઘોડીને બે જોડ પુત્ર થયા, તે અશ્વિનિકુમારછે, ને તે બંને સ્વર્ગના વૈદ્યછે.

૬ રામ વગેરે—રઘુવંશના સૂર્યવંશી રાજા દશરથ હતા. પુત્ર થવા યજ્ઞ કીધો, ત્યારે યજ્ઞનારાયણે પ્રસન્ન થઇ તેની રાણીઓને ખવરાવવા એક ફળ આપ્યું. તેના ત્રણ ભાગ પાડ્યા. એક ભાગ પટરાણી કૌશલ્યાને આપ્યો, તે તેના ખાધાથી પૂર્ણ પુરુષોત્તમ રામ,[1] બીજો નાગકન્યા સુ-મિત્રાને, તે તેના ખાધાથી લક્ષ્મણ, ને ત્રીજો ભાગ કેક-યીને આપ્યો હતો, પણ તે ક્રોધી હતી, તેથી રગઝગ કરતાં તેના હાથમાંથી સમડી પડાવી ગઇ, ત્યારે પેલી બેનામાંથી અડધો અડધો, તેને ફરી આપ્યો. તે બે ભાગ ખાધાથી ભરત અને શત્રુઘ્ન; એ રીતે ચારે પુત્રો સાથે

---

૧ રામનો અર્થ સર્વમાં વ્યાપી રહેલો પરમાત્મા એવો પણ છે.

થયા છે. રામ, લક્ષ્મણ ને છેલ્લા બે એ ઓરમાન ભાઇઓ છે. રામચંદ્ર ચૈત્ર શુદ૯ મધ્યાને પુષ્પ નક્ષેત્રમાં જન્મ્યા છે, ને ચારેમાં મોટા ભાઈ લેખાય છે. તેમના ગુરુ વિશ્વામિત્ર છે, ગોર વશિષ્ટ છે, આ ગોરનેજ ફક્ત ખબર હતી કે, રામ સાક્ષાત્કાર પરિબ્રહ્મ પરમાત્માનો અવતાર છે. બીજાઓને તે કાળે ખબર ન હતી. રામે ૧૩ હજાર વરસ રાજ ભોગવ્યું છે. રામનો અંગવર્ણ સ્વચ્છ આસમાન જેવો હતો. સન ૧૪૨૦ માં ગાદીએ બેઠેલો કુંભોરાણો રામચંદ્રજીના વંશનો છે. કુંભાની રાણી મિરાંબાઈ હતાં, જેણે કૃષ્ણ લિલાનાં ઘણાં પદ લખ્યાં છે.

૭ સિતા—રાવણે ઋષિઓપર જૂલમ કરી તપ કરવા બેઠેલા, તે ભોંયનો કર માગ્યો. ત્યારે બાવાએ ગુસ્સે થઈ પોતાની આંગળી કાપી ટીપું ટીપું લોહી કાઢી એક ઘડામાં ભરી રાવણને કરના બદલામાં આપ્યો. પણ આ સંગ્રહવાથી વિઘ્ન થશે, એવી મંદોદરીની સલાહથી તેને પેટીમાં મૂકી બંધ કરી દરિયામાં વહેતી મૂકી, કિંવા દટાવી દીધી. તે કોઇ વેળા એક ખેડુતને ખેતર ખેડતાં હાથ લાગી. તે તેણે મહીધન રાજાનું જાણી પોતાના મિથિલ દેશના જનકપુર (ગોરખપુર) ના રાજા જનકને આપી. ત્યાં પેટી ખોલતાં તે રુધિરનાં કન્યારૂપ પ્રગટ થઈ નીકળ્યાં, તે સિતા છે. સિતાની માતાનું નામ સુબેધાછે. જનક વાંઝીઓ હતો, તેથી આનંદ ભેર ઉછેરી મોટી કરી પરણાવી. આ માટે સિતા જાનકી, જનકપુત્રી કે વૈદેહી કહેવાય છે. ને હળસિત (હળની અણી) વડે નીકળ્યાં; માટે હળસિતા કે સિતા નામ છે. વિદેહીએ[1] ફરસુરામનું તેને સોંપેલું બાણ ઉપાડવાની સરતનો સ્વયંવર કીધો. તે કામ રામે કર્યાથી રામસાથે સિતાને પરણાવ્યાં છે. તેમને

---

[1] વિદેહી એટલે સંસારી છતા વેદાંતજ્ઞાને કરી સંસારથી મુક્ત હતા.

એ પુત્ર લવ ને કુશ જોડે જન્મ્યા છે. ને જનકના ભા- ઇની ત્રણ દીકરીઓ રામના બીજા ત્રણે ભાંઇઓને પ- રણાવીછે.

૮ વશિષ્ટ ને અગષ્ટ ઋષિઓ—ઉર્વશી નામે સ્વર્ગમાં ઇંદ્રની અપછરા હતી. તેને નરનારાયણે બદ્રિકેદારમાં તપ કરતાં ઇંદ્ર પોતાને છળે નહિ, માટે ઝાંગમાંથી પેદા કરી હતી. તપ કરી રહ્યા પછી તે ઇંદ્રને સોંપી હતી. એક દહાડો સૂર્યે તેને પોતાને ઘેર બોલાવી, ને તેજ રાત્રે વરુણે પણ પોતાને ત્યાં બોલાવી. બંનેને માઠું ન લાગે, માટે કોઇને ત્યાં ગઇ નહિ, પણ તે બંને દેવ કામના જોસ્સાથી ખલિત થયા. તેમણે પોતાનાં વીર્ય ઘડામાં રાખ્યાં. પછી તેથી સૂર્યના ઘડામાં થયા, તે વશિષ્ટ ને વરુણના ઘડામાં થયા, તે અગસ્ટ, ઋષિઓ છે. મૂળ નામ તેમનાં કુંભમાંથી થયા, માટે કુંભજ છે. વસિષ્ટ ઘ- ણાજ શાંત ગુણી ને જ્ઞાની હતા. અગસ્ટ દરિયો પી ગયા હતા. ને મૂત્રવાટે પાછો કાઢયો હતો. માટે કહેછે, તે ખારો થયો છે. વળી વિંધ્યાચળ પર્વત સ્વર્ગની કન્યા લેવા ઉંચો વધ્યો, ત્યારે અગસ્ટે કહ્યું કે, તું આડો પડી રહે, હું કન્યા લઇ આવું. હું પાછો આવું, ત્યાંસુધી ઉઠીશ નહિ. આ રીતે આડો પાડીને ગયા છે, તે પાછા આવ્યાજ નહિ. માટે “ અગસ્ટના વાયદા ” એવી કહેવત પડી છે.

૯ રજપૂતો—વશિષ્ટનો આશ્રમ આબુ પર હતો, ને ત્યાં તેમનો યજ્ઞકુંડ હતો, તેમાં રાક્ષસો ખરાબ પદાર્થો નાખી હરકત કરતા, માટે કુંડનુ રક્ષણ કરવાને તેમાંથી મંત્રવડે જે પેદા કીધા, તે રજપૂતો છે.

૧૦ હનુમાન—એ ગૌત્તમઋષિની પુત્રી અંજનીના પુત્ર છે. ગૌતમના ઘરમાં ઇંદ્ર ભરાયો હતો, પણ અંજ- નીએ પોતાને તે વાત ન કહી, માટે શાપ આપ્યો હતો

કે, જા, તને કુંવારે લાંછન લાગશે. પછી વિનતિ કરી, ત્યારે ઉશાપ કીધો કે, તને કુંવારે છોકરો થશે, પણ લાંછન નહિ લાગતાં સતી કહેવાઇશ. તેથી પછી તેણે પ્રતાપી પુત્ર થવા શિવજીનું ૭ હજાર વરસ તપ કર્યું. શિવે તેને તેવો પુત્ર થવા વરદાન આપ્યુ. એવામાં કેકયીના હાથમાંથી પુત્રપ્રાપ્તિનું ફળ સમડી ઝુંટાવી લઈ જતી હતી, તે અંજનીના હાથમાં પડવાથી તેણે ખાધું. આથી જે પુત્ર થયો છે, તે હનુમાન છે. બીજે ઠેકાણે એમ પણ છે કે, શિવનું ખલિત થયેલું વીર્ય નારદે લઈને અંજની તપ કરતી હતી, ત્યાં જઇ તેના કાન વાટે વાયુ મારફત અંદર મૂકયું. ને તેથી જે થયા, તે હનુમાન છે. હનુમાન શિવપુત્ર કહેવાય, ને વાયુ મારફત થયા, માટે વાયુપુત્ર કે પવનસુત કહેવાય છે. સિતાજીની સેવા કરવાથી વરદાન આપ્યું છે. તે દેવોમાં તેલ, સિંદૂર ને અર્કનાં પુષ્પથી પૂજાય છે. તેમનું અંગ વજ્ર છે, તે અર્જુન સાથે એક સરતમાં એવી રીતે બંધાયેલા હતા કે, અર્જુનને જરૂર• પડે, ને હનુમાનનું ચિંતવન કરે, ત્યારે તે જઇ તેના રથની ધજાપર વિરાજમાન થતા તે પરણ્યા નથી ને કછોટા બંધ રહ્યા છે. તેમનું અંગ પુછડાવાળું ને બધું કપિને મળતું છે. તેનું રહેઠાણ ઋષિમુખ પર્વતમાં પંપા સરોવરકાંઠે હતું, ત્યાં રામની મુલાકાત થતાં, તે તેના સેવક ને પ્રેમીભક્ત થયા છે. શનિશ્વર એટલે સર્વને દુઃખ દેણુ જે પનોતી, તેને પોતાના પગ નીચે દબાવી રાખી છે. પનોતી પોતાને હનુમાન પ્રતાપે દુઃખ ન દઇ શકે, માટે લોકો તે દેવોને પ્રસન્ન કરવા શનિવાર કરે છે. પોરબંદરના રાણા હનુમાનના વંશના કહેવાય છે.

૧૧ મકરધ્વજ—હનુમાનના પરસેવાનું ટીપું મધરીએ ગળ્યું, તેથી જે છોકરો થયો, તે મકરધ્વજ છે. ને તે જેઠવા રજપૂતોનો મૂળ પુરુષ કહેવાય છે.

૧૨ વાલી ને સુગ્રિવ–બ્રહ્માના પુત્ર રૂક્ષે અજાણે પાર્વતિના નહાવાના કુંડમાં સ્નાન કીધું, તેથી સ્ત્રીરૂપ થઈ ગયો. તેવામાં ઇંદ્ર ને સૂર્ય તે રસ્તે જતા હતા, તે પેલી સ્ત્રીરૂપ જોઈ મોહિત થઇ ખલિત થયા, ને તે વીર્ય પૃથ્વીપર પડતાં ઇંદ્રના વીર્યનો વાલી ને સૂર્યના વીર્યનો સુગ્રિવ થયા છે. વાલી કીશકિંદાનો રાજા હતો.

૧૩ અહિરાવણ ને મહીરાવણ બે ભાઇ–એક અપછરા પદ્મનીરૂપે થઈ હતી. તે જોઇ સૂર્યનું વીર્ય ખલિત થયું. તેમાંથી અડધું પૃથ્વીપર ને અડધું પદ્મનીની જીભપર પડયું. પદ્મનીની જીભ પરના વીર્યથી અહિરાવણ અને પૃથ્વીપરના વીર્યથી મહીરાવણ થયા છે.

૧૪ રામનું સૈન્ય વાદરા—રાવણનો ઘણો જુલમ વરત્યો, ને દેવોએ વિષ્ણુ આગળ તેની વિનતિ કરી, ત્યારે તેમણે ફરમાવ્યું કે, તમે દેવતાઓ વાંદરા થઇને અવતરો, ને હું રામાવતાર ધારણ કરૂં છું; કેમકે મારે તે કામ કરવાનું છે. આથી દેવનાઓએ પૃથ્વીપર અવતાર લીધો, તે રામનું સૈન્ય વાંદરા હતા.

૧૫ કાર્તિકેય–એક સમે શિવ-પાર્વતિ વિહાર કરતાં હતાં. તેવામાં અગ્નિ બ્રાહ્મણનો વેષ ધરી માગવા આવ્યો. જટાધારીએ ગુસ્સે થઇ પોતાનું વીર્ય આપ્યું. નાખી ન દેવાય, માટે પી ગયો સહન ન થવાથી ગંગામાં વમન કરી નાખ્યું. તે છ ભાગે પડયું, પણ પાછું ભેગું થઇ જવાથી છ મુખનું કલેવર બંધાયું, તે ષડ્મુખા કાર્તિકેય થયા છે. તે ગણપતિના ભાઇ કહેવાય છે. એક દિવસ એ બંને ભાઇને માતા પાર્વતિએ કહ્યું જે, જે પૃથ્વીની પ્રક્રમા કરીને વહેલો આવે, તેને પરણાવું. કાર્તિકેય બિચારા પૃથ્વીજ ફરવા ગયા, ને ગણપતિ પાર્વતિની પ્રદક્ષિણા કરી પગે લાગ્યા કે, તું માતા પૃથ્વીનું રૂપછે. તેથી તેમને પરણાવ્યા. આથી કાર્તિકેય ગુસ્સે થઇ ચાલી

નીકળ્યા. તેમણે સંસાર કર્યો નહિ, ને આટલા માટે કહે-છે, સોહાસણ સ્ત્રીને તેમના દર્શનની મના છે.

૧૬ ગણપતિ ને ઓખા—શિવજી તપ કરવા ગયા, ત્યારે તેમની લઇ રાખેલી આજ્ઞા મુજબ પાર્વતિએ પોતાના અંગનો મેલ ઉતારી એ બે ભાંડુ નિપજાવ્યાં હતાં. નારદના ભંભેરવાથી પોતે આપેલું વચન તો ભૂલી ગયા, ને ગુસ્સો કરી પાછા ઘેર આવ્યા. ઘરમાં પેસતાં ગણપતિએ તેમને રોકયા આથી વધારે ક્રોધ થતાં તેનું શિર છેદી નાખ્યું, પણ પાર્વતિના વિલાપથી પોતાને ભાન થતાં તે માથું હાથ ન આવ્યાથી હાથીનું લાવી તેને ઠેકાણે મૂકી સજીવન કીધા. તેથી ગણપતિનું માથું હાથી જેવું ને શરીર માણસ જેવું છે. પોતાની ભૂલથી નિરપરાધીનું આવું વરવું શરીર થવાથી તેને વરદાન આપ્યું કે, જા તું, દેવમાં ગણાઇને સર્વ શુભ કામમાં પહેલો પૂજાઇશ. તે દિવસથી સર્વ શુભ કામમાં પ્રથમ ગણેશની સ્થાપના થાય-છે. ને શ્રી ગણેશાય નમઃ એ રીતે લખાય છે. હાથીના શિરના ભારથી તેમનું પેટ ફુંડાળું થયું છે. હાથ ચાર છે. તેમને વાહન ઊંદરનું ને બે રાણી રિદ્ધિ ને બુદ્ધિ છે. તેની ઉત્પત્તિ ભાદરવા શુદ બેસતી ચોથ વેળા છે. તેને ગણપતિ કે ધગડા ચોથ કહેછે. એક દિન પોતે મૂષકપર બેશી કૈલાસમાં જતા હતા, તેવામાં પડી ગયા. તે જોઇ ચંદ્રને હાસ્ય આવ્યું; તેથી શાપ દીધો કે, તારો ઉદય થશે નહિ. આથી દેવતાઓએ ભેગા થઈ કાલાવાલા કીધા કે, એ વગર જગતને ચાલશે કેમ ? ત્યારે દયા લાવી કહ્યું કે, મારી ચતુર્થીએ જે તેને જોશે, તેને કંઇ પણ વિઘ્ન થશે. આ પરથી લોકો તે જોવાઇ જાયછે; ત્યારે બીજાના ઘરપર પથ્થરો ફેંકી ગાળો ખાય છે, એવું જાણીને કે એટલાથી એ વિઘ્ન પત્યું. ઓખા તે વખત ભયથી મીઠાની કોઠીમાં સંતાઈ ગઈ,

માટે માતાએ શાપ દીધો કે, જા, તું, દૈત્ય પુત્રી થઇને અવતરીશ, ને તને એ વર થશે. ને જે સ્ત્રી ચૈત્રમાં અલૂણું મોળું અન્ન જમશે, તે સુખી થશે. આજીજી કરી, ત્યારે કહ્યું કે, દૈત્યને ઘેર અવતરીશ, પણ વર કૃષ્ણ કુળનો મળશે. ને એકનેજ તું સ્વપ્નામાં ને જાહેરમાં પરણીશ. આ પછી બાણાસુરને ઘેર તે અવતરી, ને અનિરુદ્ધ તેને પરણ્યો છે. આ સંબંધી જે પુસ્તક પ્રેમાનંદે કર્યું છે, તે ઓખાહરણનું છે.

૧૭ મૂરદૈત્ય ને ગુરુ દત્તાત્રી—મૂર નરકાસુરનો પ્રધાન ૫ માથાનો હતો. નરકાસુરની તરફથી કૃષ્ણ સાથે લડવા આવ્યો હતો, માટે તેને માર્યો. તે વખતથી કૃષ્ણ મોરારિ કહેવાયા છે. આ દૈત્ય મોરોક્કોનો યવન હશે. દત્તાત્રીને પણ ૩ માથાં ને ૬ હાથ છે.

૧૮ વ્યાસજી, મચ્છગંધા ને મચ્છગંધ-અયોધ્યાના એક રાજાને સંતાન ન થવાથી પ્રધાનને રાજ સોંપી પોતે તપ કરવા ગયો. જઇને વનમાં એક ઝાડ નીચે બેઠેલો, ઉપરથી કોઈ પક્ષીની વાણી થઇ કે, ફલાણા દિવસે જે સ્ત્રી સંભોગ કરશે, તેને સંતાન થવાનો જોગ છે. રાજાએ આ સાંભળ્યું; એટલે પોતાનું વીર્ય પોતાની સાથેના પોપટને એક પત્રમાં આપી, રાણી પાસે મોકલ્યો. રસ્તામાં તે વીર્ય રત્નાગરમાં પડી ગયું. તે મચ્છીએ ગળ્યું, તેથી ગર્ભ રહ્યો, ને પછી ઢીમરને હાથ આવી. તેને ચીરતાં એક છોકરો ને એક છોકરી નીકળ્યાં. તેને ઉછેરી મોટાં કર્યાં. અફવાથી તે વાત રાજાને કાને ગઇ. તજવીજ કરતાં નારદે આવી તેને તેના વીર્યનું ભાન આપ્યું; એટલે છોકરો પોતે રાખ્યો, ને છોકરી ઢીમરને આપી. આ છોકરો તે મચ્છગંધ ને છોકરી મચ્છગંધા છે. એક સમે તે છોડી પારાસરને હોડીમાં બેસાડી ગંગાપાર ઉતારવા ગઇ. તે વખત પારાસરને કામ વ્યાપવાથી

મંત્રવડે અંધકાર કરી તથા પાણી સ્થંભાવી તેને ઋતું દીધું. મચ્છગંધાએ કહ્યું, હવે મારી શી વલે થશે? ઋષિએ કહ્યું, ફિકર ન કર. આ ગર્ભથી તને લાંછન નહિ લાગે, એવો મહા પ્રતાપી પુત્ર થશે આ પુત્ર તે વ્યાસજી છે.

૧૯ ભીષ્મપિતા—હસ્તિનાપુરમાં ચંદ્રવંશી મૂળ પુરુષ પુરૂરવા રાજા સત્ય યુગમાં થયો; તે પછી ૨૦ મો પ્રતિપ રાજા, ને તેનો છોકરો ૨૧મો સંતનુ રાજા છે. સંતનુની સ્ત્રી ગંગા ને ગંગાથી થયેલા પુત્ર તે ભીષ્મપિતા છે. વળી ગંગાના નામથી ગંગાપુત્ર કે ગંગેવ કહેવાય છે. ગંગાએ પાસે રાખી મોટા કીધા, ને બૃહસ્પતિ પાસે ચારે વેદ તથા ધનુર્વેદ ભણાવ્યા, ને ઈંદ્રે તેને પોતાનાં અસ્ત્રશસ્ત્ર આપ્યાં હતાં. પછી શુક્રાચાર્ય ને ફરસુરામ પાસે ધનુર્વિદ્યા ભણાવીને ૨૪મે વરસે પાછા તેના પિતા સંતનુ રાજાને સોંપ્યા. પછી સંતનુ તે પુત્રની સલાહથી માછીની સત્યવતી છોકરીને પરણ્યા. તે સ્ત્રીથી ચિત્રાંગદ ને વિચિત્રવીર્ય એ બે પુત્ર થયા, આ બે ભીષ્મપિતાના સાવકા ભાઈ થાય. ભીષ્મે પોતાની સાવકી મા સત્યવતીની એવી સેવા કરીછે કે, તેવી તો સગો પુત્ર પણ કરી ન શકે. માતાના ઊંઘતા સૂધી રાત્રે હરરોજ પગચંપી કરતા. લોકોના ભમાવ્યાથી વિચિત્રવીર્યે આ વાતમાં ખોટો ભેદ ધારીને એમને જોયાં. આ પાપથી છૂટવા તે પિપળાના ઝાડમાં બળી મુઓછે. ભીષ્મનું મૂળ નામ તો દેવવ્રત હતું, પણ પોતે ન પરણતાં બ્રહ્મચર્યવ્રતે રહ્યાથી (કામને ભષ્મ કરવાથી) ભિષ્મ કહેવાયાછે. સંતનુ રાજાના મરણ પછી પ્રથમ ચિત્રાંગદ ને તેના મરણ પછી વિચિત્રવીર્ય ને તેના બળી મરવા પછી તેના મોટા છોકરા ધૃતરાષ્ટ્ર અંધ, માટે નાના પાંડુ ગાદીપર બેઠા, પણ પછી ધૃતરાષ્ટ્રનો છોકરો દુર્યોધન મોટો થયો; એટલે તે ગાદીપતિ થયો. જુઓ કે, કાશીના રાજાની ત્રણ પુત્રી અનુ-

ક્રમે અંબિકા, અંબાળિકા ને અંબા ત્રણ હતી. તેમનો સ્વયંવર કીધો. તેમાં ૧૦૮ રાજા આવ્યા હતા. મુખ્ય જરાસંધ, શિશુપાળ, દંતવક્ર ને શલ્ય હતા. એ બધાને પોતાના બળે હરાવી ભીષ્મ ત્રણેને ઉપાડી લાવ્યા. પણ અંબાએ નારાજી બતાવ્યાથી તેને તેના બાપ કને પાછી મોકલી દીધી ને બેને વિચિત્રવીર્ય સાથે પરણાવી, પણ ઉપર પ્રમાણે વિચિત્રવીર્ય મુઓ, ત્યારે બંને વિધવા સાવકી ભોંજાઇઓએ કુળનો વંશ ન જાય, માટે ભીષ્મને પરણવા કહ્યું, પણ ન માન્યું, ત્યારે તેમના કહેવાથી વ્યાસને તેડી લાવ્યા. તેમણે એ બે વિધવા તથા તેમની દાસી સાથે સંબંધ કર્યો, તેથી અંબિકાના ધૃતરાષ્ટ્ર, અંબાળિકાના પાંડુ ને દાસીના વિદુર, એ ત્રણ પુત્ર થયા. આ ત્રણેના ભીષ્મ, સાવકા કાકા થાય, ને તે ત્રણ વ્યાસના પુત્ર પણ કહેવાય. પાંડુ ને દુર્યોધન ગાદીપતિ, પણ કારભાર ભીષ્મ કરતા. ભીષ્મે બ્રહ્મચર્યવ્રત રાખ્યાથી બ્રાહ્મણ જેવા ગણાયા છે. પાંડવ-કૌરવ ચંદ્રવંશી છે. ઉપર મુજબ ભીષ્મની ઉત્તમ ઉત્પત્તિ ને ખરેખરા મહાત્માઓ જેના ગુરુ, તેનામાં બેહદ બુદ્ધિ ને બળ હોય, તેમાં નવાઇ શી?

૨૦ ધૃતરાષ્ટ્ર–વિધવા અંબિકાને વ્યાસથી થયેલો પુત્ર છે. સુરત સમે વ્યાસનું તેજ સહન ન થવાથી આંખો મીચી હતી, માટે તે અંધ પુત્ર થયા છે. તેના પિતા વિચિત્રવીર્ય દ્વાપરના ૨૨મા ચંદ્રવંશી રાજા હતા. ધૃતરાષ્ટ્ર કૌરવોના પિતા છે.

૨૧ પાંડુ–અંબિકાની નાની બેન વિધવા અંબાળિકાને વ્યાસથી થયેલો પુત્ર છે સુરત સમે વ્યાસનું તેજ સહન ન થવાથી ધોળીફગ થઇ ગઇ, તેથી પાંડુ કર્પૂરવર્ણા થયાછે.

ઉપલી પાસેની ત્રણ કલમથી ધૃતરાષ્ટ્ર ને પાંડુ જેમ સાવકા ભાઇ થાયછે, તેમ મસીઆઈ ભાઇ પણ થાયછે.

૨૨ પાંડવ—પાંડુ રાજાની સ્ત્રી કુંતા હતી. તેણે દુર્વાસાઋષિની સેવા કરવાથી ઋષિએ તેને ૫ મંત્ર આપ્યા, પણ તેની પતીજ અજમાવવા કુંવારી અવસ્થામાં ગંગાતીરે જઇ સૂર્યનો મંત્ર જપવાથી સૂર્યે આવી આલિંગન કરવાથી કર્ણ પેદા થયો, પણ આતો લાંછન લાગશે, એવું જાણી ગુપ્તપણે પેટીમાં મૂકી ગંગામાં વહેતો મૂકયો, તે પેટી કોઇના હાથ આવતાં તેણે ધૃતરાષ્ટ્ર રાજાને આપી, તેણે તેને ઘેર રાખી ઉછેર્યો, તેને ઉછેરનાર દાસીનું નામ વિદુરા કે રાધા હતું, આથી કર્ણ દાસીપુત્ર કહેવાયાછે. આ રીતે કર્ણ કૌરવોનું અન્ન ખાઇને ઉછર્યો; માટે અંત સૂધી તેમના પક્ષમાં રહ્યોછે, બાદ કુંતાના પરણ્યા પછી વરસ વરસના આંતરે યમનો મંત્ર ભણવાથી ધર્મ (યુધિષ્ટિર), વાયુનો જપવાથી ભીમ, ઇંદ્રનો જપવાથી અર્જુન, એવા ચાર પુત્ર થયા, ને પાંચમો મંત્ર પોતાની સોક માદ્રિને આપ્યાથી, અશ્વિનિકુમારના મંત્રથી નકુળ ને સહદેવ એ જોડ પુત્ર થયાછે, ઉપલા ચારના આ બે સાવકા ભાઈ કહેવાય, માદ્રિનો ભાઇ મારવાડનો રાજા શલ્ય પાંડવોનો મામોછે, કહેછે તે ૮૦ મણનું કડું હાથે પહેરી રાખતો હતો, કેવી નવાઈ? કર્ણ વગર ઉપલા પાંચ ભાઇ પાંડવ કહેવાયછે, તે અને કૌરવ નાના હતા, ત્યારે હસ્તિનાપુરમાં સાથે રહેતા, રમતા ને ભણતા તેમાં કૌરવ-દુર્યોધન જરા સમજણો થવા આવ્યો, ત્યારથી જાણવા લાગ્યો કે, પાંડવો રાજનો ભાગ લેશે, માટે નાહક હરેક વાતે સતાવ્યા કરતો. એમ કરતાં મોટા થયા ને દુર્યોધનને હાથ ગાદી આવી, ત્યારે તેના મનમાં પાંડવો વિષે પાપનો અંકુર વધતો ગયો. તેણે વિચાર્યું કે એ પાંચમાં ભીમ જબરોછે, માટે મારી નંખાવું, તો પછી બીજાઓથી કંઇ થનાર નથી. તેથી તેમનો જૂનો એક ભૂતીઓ માણો હતો, તેમાં ભીમને જોઇએ, તેટલા ઝેર ભર્યા લા-

ડવા બનાવી ભૂખ્યા ભીમને ખાવા મોકલ્યો ને કબજ કર્યો. રાતે તમામ ભૂત ત્યાં આવ્યાં, તેમને ભીમે ઠાર માર્યા, ને પછી પેલા ઝેરી લાડવા ખાધા. તેના ઝેરથી અધમુઓ થઇ ગયો; એટલે મરેલો જાણી તેને ગંગામાં નંખાવી દીધો કહેછે, ગંગામાંથી તે પાતાળમાં ઉતરી પડયો. ત્યાં ચિત્રાંગી નામે નાગ કન્યા પરણ્યો ને તેથી જે છોકરો થયો, તે બભ્રુછે. આ વાત વિસારે પડતાં એક લાક્ષાગૃહ કૌરવોએ બનાવી, તેમાં કુંતા સુદ્ધાં પાંડવોને રહેવા આપી સળગાવી દીધું. ત્યારે ત્રણ માના સામટા ૩૦૦ હોમવાની અગ્નિની બાધા લઇ વનવાસ ચાલી નીકળ્યાં, તેમાં સાડા ત્રણ વરસ વિતી ગયાં. આ પ્રવાસમાં ભીમ પ્રથમ હેડંબા રાક્ષસણીને પરણ્યો. ને તેથી જે છોકરો થયો, તે ગટોરગચ્છ છે. ત્યાંથી માખણીઆ પર્વતપર ગયાં, ત્યાં પોતાને વિના કારણે દુઃખ દેનાર ૧૦૦ ભાઇ કબીરા કરી દૈત્ય હતા. તેમને અગ્નિકુંડમાં હોમ્યા. ને તેમાંનો એક જયમલ નામે નાઠો, તે દુર્યોધનની સેવામાં આવી રહ્યો. ત્યાંથી ફરતાં દ્રુમઋષિના આશ્રમે જઇ રહ્યાં. તેવામાં દ્રૌપદીના સ્વયંવરની ચીઠી તે ઋષિપર આવેલી, તેથી તેમને સાથે લઇને ઋષિ ત્યાં ગયા. તેમાં સર્વ આવેલા રાજાઓથી ન થઇ શકેલો, સવામણ સોનાની માછલી ઘણે ઊંચે ફરતી ટાંકી હતી, તેનો મચ્છવેધ અર્જુને કર્યો. તેથી તે દ્રૌપદીને પામ્યો. આમ જોગ બનવાનું કારણ એ છે જે, કોઇ સમે એક ગાય વાંસે પાંચ સાંઢીઆ પડયા, આ જોઈ પાર્વતિને મશ્કરીમાં હાસ્ય આવ્યું. તેથી ગાયે શાપ દીધો કે, જા, તને પણ પાંચ ભરથાર થશે. આ શાપને લીધે પોતે દ્રુપદ રાજાને ઘેર અવતર્યાં, તે દ્રૌપદીછે. પાર્વતિના ઘણા અવતાર થયાછે, પણ શિવ શિવાય બીજાને નહિ વરવાથી શિવના પોતાના અંશમાંથી પાંચ પાંડવો થયા, કારણ

દેવીને વરનાર દેવજ હોય. આ રીતે પાંડવો શિવાંશ ને દ્રૌપદી પાર્વતિનું રૂપ છે. આ દ્રૌપદીને સ્વયંવરમાંથી લઈ આવ્યા, ને માતાને કહ્યું; પરંતુ માતાના અજાણપણે પાંચેની કહેવાથી પાંચ ભાઈઓની તે સ્ત્રી થઈ. ત્યારે દરેક વાર અગ્નિ સંસ્કાર કરી, તેનું તેજ રૂપ ધરી એક પછી એક એમ પાંચેને વરી. એક સ્ત્રીને એક અવતારે ધણી જીવતો છતાં એક કરતાં વધુ ભરથાર થાય, એ શાસ્ત્ર વિરૂદ્ધ હશે; માટે એ પ્રમાણે કર્યું જણાયછે. એ પાંચથી તેને અકેક, એમ પાંચ પુત્ર થયા છે તે મહા યુદ્ધમાં અશ્વત્થામાએ માર્યાછે. પછી કૌરવો સાથે વેર બંધાયું જાણી, તેમનું ઇંદ્રપ્રસ્થમાં રહેવાનું થયું. તે પણ દુર્યોધને બળાવી નાખ્યું. તે રાતે ધર્મ સાથે દ્રૌપદીને રહેવાનો વારો હતો. એકના વારામાં બીજાએ પૂછયા વગર અંદર જવું નહિ, એવો કરાર હતો, પણ અગ્નિના ભયે અર્જુન ઓચિંતો અંદર હથિયાર હતાં, તે લેવા ગયો; એટલે એ અદબ ગણાઇ, તેથી ઠરાવ પ્રમાણે તેને એકલાને બાર વરસ વનવાસ જવું પડયું. ફરતાં ફરતાં દ્વારિકાંમાં ગયો. ત્યાં સુભદ્રાને પ્રથમ હરણ કર્યા, ને પછી જાહેર પરણ્યો. એથી જે છોકરો થયો, તે અભિમન્યું છે. પછી તે પાછો આવ્યો, ત્યારે પાંડવે યજ્ઞ કીધો. તે વખત નજરાણામાં પુષ્કળ ધન આવ્યું. આથી દુર્યોધનને લોભ થયો. ને યજ્ઞ કરવા વિચાર કીધો. પાંડવોને તેડાવ્યા. ધર્મને છાના દ્યૂત રમાડયા, તેમાં દ્રૌપદી સુદ્ધાં સર્વ હાર્યા; એટલે તેને સભામાં તેડાવી ચીર ખેંચવા માંડયાં. ૯૯૯ સૂધી ખેચાવ્યાં, પછી થાકયો. પછી વચને બંધાયાથી પાંચ પાંડવો ને છઠ્ઠાં દ્રૌપદી ઠરાવ પ્રમાણે ૧૨ વરસ ગુપ્ત ને ૧૩મુ વરસ જાહેર રહેવા વનવાસ ગયાં. રસ્તામાં જતાં અર્જુને શિવનું તપ કરયું છે. તેમાં તેનું આકીન જોવા શિવે એવું કંઈ કર્યું કે,

તેને શિવ સાથે લડાઈ કરવી પડી. યુદ્ધ ભારે થયું, પણ અર્જુનને જશ મળ્યોછે. તેથી શિવે પ્રસન્ન થઈ પોતાનું વજ્ર હથિયાર (પશુપતાકાબાણ) તેને સોંપ્યું. પછી શિવની સલાહથી ઇંદ્રલોકમાં ગયો. ઈંદ્રે પોતાનો છોકરો જાણી, દેવતાઓની તમામ વિદ્યાઓ બૃહસ્પતિને ભલામણ કરી અપાવી. અર્જુન ઇંદ્ર લોકમાં ગયો, ત્યારે બ્રુહદસ્વઋષિએ આવી ધર્મને હરિશ્ચંદ્રનું વૃત્તાંત કહી, દુઃખમાં શાંતી પમાડી હતી. એમ કરતાં પાંચેક વરસ પછી વૈરાટમાં આવ્યાં; ત્યાં કૈયાની કુબુદ્ધિને માટે રાજાના તે ૧૦૦ એ શાળાને માર્યાછે. એ પછી તેમની શોધ કાઢવા ઉપરનો નાઠેલો કબીરો જયમલ આવ્યો. ભીમે મલ્લ કુસતી રમતાં તેને માર્યોછે. આ અરસામાં અભિમન્યુ, ગટોરગચ્છની મદદથી દ્વારિકાંમાં જઇ બળદેવની દીકરી સુરેખાનું હરણ કરી પછી તેને પરણી લાવ્યો. જયમલના મરણની વાત જાણી, કૌરવોએ જાણ્યું કે, પાંડવો વૈરાટમાંછે. તેથી લડવા આવ્યા. અર્જુને સર્વને મારી હઠાવ્યા; પણ વૈરાટના રાજા તથા રાણી સુદર્શનાના ઉત્તર કુંવરને જય અપાવ્યો. પાંડવો વૈરાટમાં છાના રહેલા, તે વનવાસ પૂરો કરી ઘેર જતી વખત છતા થયા; ત્યારે વૈરાટ રાજાએ પોતાની કુંવરી ઉત્તરાને અભિમન્યુને તેડાવી તેને પરણાવી. ઘેર આવ્યા પછી કૌરવો સાથે ૧૮ દિવસ મહા ભારત (યુદ્ધ) ચાલ્યું. યુદ્ધમાં અભિમન્યુને જવાનો વારો આવ્યો, ત્યારે ઉત્તરાને તેડાવી રાતે ઋતુદાન દીધું, તેથી જે છોકરો થયો, તે કુળદીપક ગાદીપતિ પરિક્ષિતછે. યુદ્ધમાં ૧૦૦ કૌરવોને અગ્નિ ભેગા કરયા. કૌરવ કુળનો સમૂળો નાશ થયો. અર્જુનનો એક છોકરો ઇલેવાન હતો તેને ભીષ્મે માર્યોછે. પછી ધર્મ ગાદીએ બેઠા. સહાયકારી કૃષ્ણ પોતાની દ્વારિકાંમાં ગયા. છેવટ અર્જુનને કાબાએ લૂટયો. દેખો ઈશ્વરી ગતિ; કે જે બાણ-

વડે આખી પૃથ્વી જીતી શકયો, તેજ બાણુ ને તેજ અર્જુન છતાં છેલ્લે કાબાથી અર્જુન હાર્યો. પછી કૃષ્ણ સ્વધામ ગયા; એટલે પાંડવો હિમાલયે ગયા, ને ગળ્યા. પરીક્ષતને ગાદી સોંપી. તેણે ધર્મ રાજ ચલાવ્યું છે. પાંડવોના ગુણ:—ધર્મ-સત્યા, સહનશીળ, શાસ્ત્રે નિપૂણ, અજાતશત્રુ (જેને કોઈ શત્રુ નહિ એવા), અક્રોધી, દયાળુ ને ભોળા હતા. ભીમ—ગદાબાજ, કુસતીબાજ, હિંમતવાન, ખંધો, મશ્કરો, સમો સાધનાર, બાહુ બળવાળો, પાકનિપૂણ ને ઘણુંજ ખાનારો હતો. અર્જુન—ઘણો હિમતવાન, બાણાવળી, સર્વ વિદ્યામાં જાણુ ને જીતેન્દ્રિય હતો. નકુળ—છટાદાર, અશ્વનો ઉસ્તાદ, ને ભલો હતો, તથા સહદેવ—જ્યોતિષી, પૂછયાનોજ ઉત્તર દેનાર, ને બાણવિદ્યા પણ જાણનારો હતો. સર્વ ભાઇઓ સંપીલા, સદ્‌ગુણી, શિયળશીળ, શરણાગતને પાળનાર ને સત્યના ટેકી હતા. પાંચ પાંડવ ને કુંતા પહેલાં સાડાત્રણ વરસ, પછી એકલો અર્જુન બાર વરસ ને છેલ્લે પાંચ પાંડવો ને દ્રૌપદી, ૧૩ વરસ, એમ એમણે વનવાસ ભોગવ્યોછે.

૨૩ કૌરવો—ગાંધાર દેશના સૌબલા નામના રાજાની પુત્રી ગાંધારી, તે ધૃતરાષ્ટ્રની સ્ત્રી છે. કુંતાને ધર્મ નામે પુત્ર પેદા થયો, ત્યારે તે ગાંધારીએ પોતાને પરસવ ન થવાથી પેટપર પથ્થર મારવા માંડયા. તેથી રહેલા ગર્ભનો પાત થયો. તેવામાં વ્યાસ આવ્યા, ને પેલા પડેલા ગર્ભપર મંત્રીને પાણી છાંટયુ; એટલે અંગુઠા જેવડા તેના ૧૦૧ ભાગ થઇ ગયા. તે દરેકને ઘીના ભરેલા ઘડામાં મૂકયા. નવ માસ થયા, એટલે એક પછી એક એમ ૧૦૦ પુત્ર ને છેલ્લામાંથી પુત્રી નીકળી; તે દુ:શિલા છે. દુ:શિલાને સિંધના રાજા જયદ્રથ વેરે પરણાવી હતી. પ્રથમ જે નીકળ્યો, તે દુર્યોધન છે. તેના થતાં ઘણા અપશુકન દેખાયા હતા. ને તે પ્રમાણે તેને આગળ થયું છે. બીજો

તે, દુષ્શાસન છે. કૌરવોનો મામો શકુની છે. દુર્યોધનની સ્ત્રીનું નામ ભાનુમતિ ને મોટો દીકરો લક્ષ્મણો છે. કૌરવમાંથી કોઇએ સારી વિદ્યા સંપાદન કરી નહિ. દુર્યોધન અવિચારી, બીકણ, કુસંપી, અભિમાની, કપટી, વચન તોડક એવા એવા ગુણનો હતો. તેના જોડે કમ નસીબના યોગે દિવાન મામા શકુની મળ્યા હતા, તે કાંઇ સારી સલાહ આપી શકતા નહિ. બાકી તેના યોદ્ધાઓ ને લશ્કરનું બળ તો બેસુમાર હતું, પણ રાજા-દિવાન બંને જ્યાં મૂર્ખ ત્યાં પુઠબળ કશા કામનું નથી.

૨૪ કાઠી—કૌરવો વૈરાટમાં ગાયોનું હરણ કરવા ગયા, ત્યારે પોતે ક્ષત્રીના હાથથી તો તે કામ થાય નહિ, માટે કર્ણે પૃથ્વીપર પોતાનો હસ્તદંડ (કાઠી) ઠોકી, ખાટ નામે પુરુષ પેદા કીધો, તેથી જે થયા, તે કાઠીછે.

૨૫ કાળજવન—એ કાબુલના ક્ષત્રીરાજાનો પુત્ર. રાજા, પુત્ર માટે ગર્ગની સેવા કરતો. ગર્ગે તેને વીર્યદાન દીધા પછી રાણીને નહાઇને એક ફળ ખવરાવવા આપ્યું, પણ તેણે નહાયા વગર ખાધું, માટે મ્લેચ્છ જેવો પેદા થયો, તે કાળજવનછે.

૨૬ જરાસંધ—બ્રુહદ્રથ નામે મગધ દેશના ચંદ્રવંશી રાજાનો છોકરો છે, ને તે કંસનો સસરો છે. બ્રુહદ્રથને કોઇ ઋષિએ આંબાનું એક ફળ આપ્યું હતું કે, આ તારી સ્ત્રીને ખવરાવજે કે, જેથી પુત્ર થશે. પણ બે રાણીઓને તેણે તો અર્ધું અર્ધું ખવરાવ્યું. બંનેને ગર્ભ રહ્યા, ને પૂરે મહિને અર્ધો અર્ધો પુત્ર પ્રસવ્યો, તેથી રાજા નારાજ થયો, ને તે બંને ફેંકી દીધા. એક જરા નામની રાક્ષસણીએ એ બે ભાગ સાંધ્યા, ને વળી રાજાને આપ્યા, તેથી તેનું નામ જરાસંધ પડયુંછે.

૨૭ કુબ્જા—રામાવતારમાં કૈકયીની દાસી હતી. તેનું નામ મન્થરા હતું. તેની ચાકરી જોઇ રામે વરદાન

આપ્યું હતું કે, કૃષ્ણાવતારે મથુરાંમાં કંસને મારીશ, તે વખત તને વરીશ. આ પ્રમાણે કૃષ્ણ, તે અવતારે તેને વર્યાછે. આ પછી તે ગુણ રૂપ સુંદરી બની ગઇ. તે પહેલાં તો ઘણી બેડોળ, કદરૂપી ને દેખીને સૂગ ચઢે, એવી હતી. તેના પ્રેમભાવને લીધે આ રીતે કરેલુછે.

૨૮ પ્રદ્યુમ્ન—પાર્વતિએ શિવને તપ કરતાં તેમનું પારખું જોવા, ખૂબસુરત ભીલડીનું રૂપ ધર્યું. રૂપ જોઇ શિવ મોહિત થયા, ને કામ ઉત્પન્ન થયો. જેવા ચાળા કરવા ગયા, કે સતીએ ભડાક લઇને પોતાનું અસલ રૂપ ધર્યું. આથી શંકર લજ્જીત થયા. એટલે ગુસ્સો કરી કામને બાળી નાખ્યો. કંદર્પની સ્ત્રી રતિએ કાલાવાલા કીધા, ત્યારે વરદાન આપ્યું કે, કૃષ્ણાવતારમાં કૃષ્ણના ઘરમાં રૂક્ષ્માણીને કામ અવતરશે, તે તને વરશે. આ મુજબ અવતર્યા, તે પ્રદ્યુમ્ન છે. પ્રદ્યુમ્નનો છોકરો અનિરૂદ્ધ છે.

૨૯ વિક્રમ—ઇંદ્રે શિવને ત્યાં મોકલેલી અપછરાને પોતાના એક પુત્રે સમજાવી પોતાની પાસે રાખી. તેથી ઇંદ્રે ગુસ્સે થઇ તેને શાપ દીધો કે, તું પૃથ્વીપર ગર્ધવ થઇને અવતરીશ. આ માટે તે સ્તંભાવતી (ખંભાત)માં કુંભારને ત્યાં ગર્ધવને પેટે અવતર્યો. પછી વાચાએ કરી કુંભારને કહ્યું કે, "ગામના રાજાને ખબર કર કે, તેની છોકરી મને પરણાવે, નહિ પરણાવે તો નગર ઉજડ કરીશ." આ વાત તે વખતના રાજા સુરસેને જાઇને કાનોકાન સાંભળી. તેથી પોતાની છોકરી તેને પરણાવી. તેણે પરણવાની સરતે નગરને ત્રાંબાનો કોટ ને રૂપાના કાંગરા એક રાતમાં કરી દીધા હતા, ને તેથી તેનું નામ ત્રંબાવટી પણ હતું. તે દિવસનો ગર્ધવ થતો, ને રાતનો અંગ ઉપરનું ખોળીઉં ઉતારી મૂકી અનંગરૂપનો પુરુષ બની સ્ત્રી પાસે જતો. પછી માથે આફત આવ્યાથી તે નાહાં. નાસતાં રસ્તામાં છોકરો થયોછે, તેં શક કર્તા, પર દુઃખભંજન ને અ-

જીત એવો વિક્રમ છે. વળી તે રાજાના પ્રધાને પણ પોતાની દીકરી તેજ ગર્ધવસેનને પરણાવી હતી. તેથી જે છોકરો થયોછે, તે ભર્તૃહરિ છે. આ બે સાવકા ભાઇ થાય. ગુજરાત તથા ઉત્તર હિંદુસ્થાનમાં તેનો સંવત્ ચાલેછે, ને તેનું વરસ કાર્તક શુદ ૧થી બદલાયછે. વિક્રમ ૧૨૦ વરસ જીવ્યોછે. વેણે રકુથી લોકોને જીતીને શક વરતાવ્યોછે.

૩૦ શાલિવાહન—પેઠણના બ્રાહ્મણની સુમિત્રા નામે બાળ વિધવા પુત્રી હતી. તેને શેષથી એ છોકરો થયોછે. શેષે તેને અમીકુપો આપ્યો હતો. શાલિવાહન માટીનાં પુતળાં બનાવી તેપર તે કુપાનું પાણી છાંટતો, તેથી તે બધાં જીવતાં માણુસ થતાં. પછી વિક્રમ જોડે યુદ્ધ કરી તેને હરાવ્યો, ને દક્ષિણનો રાજા થયો. ઉપલા લાંછન માટે તે મા દીકરાને ગામ બહાર કાઢી મૂકયાં હતાં. ત્યારે કુંભારવાડામાં જઇને રહ્યાં હતાં. તે શક કર્ત્તા છે, ને તે દક્ષિણમાં ચાલેછે. ચૈત્ર શુદ ૧ (ધજા=ગુઢી પડવાથી) વરસ બદલાયછે. આના અને વિક્રમના શકને ૧૩૫ વરસનું અંતર છે. પહેલો વિક્રમનો ચાલ્યો, પછી શાલિવાહનનો ચાલ્યોછે, તેથી શાલિવાહનના શકમાં ૧૩૫ ઉમેરીએ, તો વિક્રમ સંવતનું વરસ થાય. આ બે સાથે તે પહેલાં ત્રીજા યુધિષ્ટિર શક કર્ત્તા છે.

૩૧ કૃષ્ણ—દ્વાપરના અંતમાં કંસ વગેરે દૈત્યોનો જૂલમ અને અધર્મ થવા લાગ્યો, ત્યારે પૃથ્વીની વિનતિ ઉપરથી ઇંદ્રાદિક સર્વ દેવતાઓએ શ્રીમન્નારાયણની સ્તુતિ કરી, ત્યારે તેમણે ફરમાવ્યું કે, તમે બધા દેવી, દેવતા, વ્રજ ભૂમિએ મથુરાં નગરીમાં જન્મ લો, ને હું પણ જોડે કૃષ્ણાવતાર ધરી અધર્મીઓનો નાશ કરી ધર્મ સ્થાપન કરીશ. આ પ્રમાણે દેવતા વગેરે અવતર્યા, તે યદુવંશી ગોપ કહેવાયા. ને દેવાંગનાઓએ તથા વેદની રૂચાઓએ ગોપીઓનો અવતાર લીધો. પછી પોતે યદુવંશમાં વર્શતી

કુળમાં, મથુરાંમાં, તેમના મામા કંસરાયની કેદમાં, શ્રાવણ વદ ૮ બુદ્ધવારે, રોહિણી નક્ષેત્રમાં, રાતના બાર વાગતાં જન્મ્યાછે. તે અયોનિ સંભવ ને પૂર્ણ કળાના અવતારી છે. તેમની માતા ઉગ્રસેનના ભાઇ દેવકની દીકરી દેવકીજી ને પિતા વસુદેવ છે. પ્રપિતા સુરસેન જાદવ છે. દેવકને ચાર પુત્ર ને સાત પુત્રીઓ હતી, તે સાતે વસુદેવને પરણાવી હતી. તેમાં સર્વથી નાનાં દેવકીજી હતાં. દેવકીજી પરણ્યાં, ત્યારે આકાશ વાણી થઇ હતી કે, આ છોકરીના આઠમા ગર્ભે કંસનો કાળ પેદા થશે. આથી કંસે તે દંપતીને તેજ દિવસથી કેદમાં નાખ્યાં હતાં. કેદમાં થયેલાં સાત બાળકોને આ ભયથી તેણે મારી નંખાવ્યાં; પરંતુ આઠમા ગર્ભે શ્રીકૃષ્ણચંદ્ર જન્મ્યા; એટલે તરત કંસના ભયથી તેમને ત્યાંથી ગોકુળમાં લઇ જઇ નંદ નામના આહીરને ઘેર તેની સ્ત્રી જશોદાની સોડમાં મૂકી દીધા. ને જશોદાને ત્યાં તેજ વખતે જન્મેલી છોડી લઇ દેવકીની સોડમાં મૂકી દીધી. તેના રોવાથી કંસે જાણ્યું; એટલે તેને પણ મારી નાખી. કહેછે, તે વિજળીરૂપે થઇને ચાલી ગઈ, ને બોલી કે, "થવા કાળ મિથ્યા થનાર નથી." નંદ, જશોદાએ કૃષ્ણને ઉછેરીને બાર વરસના કર્યા, માટે આ ભરવાડ, કૃષ્ણને ઉછેરનાર માબાપ છે, ને મૂળ માબાપ તો ક્ષત્રી વસુદેવ ને દેવકી છે. કૃષ્ણે અગ્યાર વરસ ને બાવન દહાડાની ઉમ્મરે કંસને મારી, ત્યાંથી જઈ દ્વારિકાં (દ્વારામતિ અથવા કુશસ્થળી) વસાવી તેને રાજધાની કરી, તેમાં રહ્યાછે. તેમને ગરુડનું વાહન છે. તે સાંદિપ ગુરુને ઘેર ભણ્યા હતા. તેમને ૧૬૧૦૮ રાણીઓ; દરેકને દશ દશ છોકરા ને બબે છોકરીઓ હતી. એવું કહેછે કે, નરકાસુર દૈત્યે જૂલમ કરી લોકોની ૧૬૧૦૦ કન્યાઓ હરણ કરી લાવી કેદ કરી હતી. આ દુઃખથી તેમણે કૃષ્ણની વિનતિ કરી કે, હે જગદાધાર, અમને આ દુષ્ટના પંઝામાંથી

છોડાવો. આ વિનતિપર ધ્યાન આપી કૃષ્ણે નરકાસુરને મારી, તેમને છોડાવી. તેમણે કહ્યું, અમે કુંવારકાઓ છીએ, ને અમારો હવે કંઇ ઈલાજ નથી; માટે અમને આપ પાણીગ્રહણ કરો. આ કારણથી તે બધી સ્ત્રીઓને કૃષ્ણ એક રાતમાં વર્યાછે. આ સિવાય બીજી આઠ પટરાણીઓ કરીછે, તેમનાં નામઃ—લક્ષ્મીજી, રૂક્ષ્માણી, સતભામા, રાધિકા (એ કૃષ્ણથી બે વરસે મોટાં છે, ને તેને રમતાં પસંદ કરી પોતાની મા કીર્ત્તિજી ને પિતા વૃષભાનની મરજી લઈ ઇચ્છાવર વર્યાંછે), રીંછકન્યા—જાંબુવતી, જયા, વિજયા, ને મિત્રવૃંદા છે. તે અંગે ઘનશ્યામ, માટે કૃષ્ણ ને કાલંદ્રીમાં કાળીનાથને નાથતાં તેની ફુંકથી વધારે શ્યામ ને અનુપમ ક્રાંતિના છે. ઘણી જગે તેમની મૂર્તિ ચતુર્ભૂજની હોયછે ને તે દરેક ભુજમાં શંખ, ચક્ર,[1] ગદા ને પદ્મ હોયછે. પિત્રાઈ કાકો અક્રૂર, ઓદ્ધવ, વિદુર ને સુદામા વગેરે વૈષ્ણવ તેમના પ્રેમી ભક્તો હતા. બળદેવ (હળધર) તેમને પોતાથી મોટા ભાઈ હતા. તે શેષનો અવતાર, ને માગશર શુદ ૧૫મે જન્મ્યા હતા. તેમની માતા રોહન રાજાની દીકરી રોહિણી છે. દેવકી ને રોહિણી બે સોકો છે; કેમકે બેઉ વસુદેવની સ્ત્રીઓ છે. આથી કૃષ્ણ, બળદેવ બે સાવકા ભાઇ છે. એ બેઉનાં નામ ગર્ગ ઋષિએ પાડયાં હતાં. તેમાં રાધાપતિને વાંસળી વગાડવાનો ઘણો શોખ હતો. તેમને પોશાકમાં માથે મુગટ, કાને કુંડળ, કંઠે મુક્તાફળ હાર, અંગે જરીના વાગા ને પાય જામો છે. વૈષ્ણવ મંદિરોમાં તેની મૂર્તિ કોમળ વયની, ને બીજે ઠેકાણે યૌવન વયની હોયછે. કૃષ્ણ સદા બાળ બ્રહ્મચારીરૂપ કહેવાયછે, ને તેના ટેકામાં કેટલાકો કહેછે કે, એક સમે પોતે ગાયો ચારવા ગયા હતા, ને ગોપીઓ ભાથું આપવા ગઇ; પણ યમુનામાં પૂર આવેલું, તેથી પૂછયું કે, અમે ત્યાં કેમ કરી આવીએ, ત્યારે તેમણે

કહ્યું કે, યમુનાને કહો કે, "કૃષ્ણ જો, સદા બાળબ્રહ્મચારી હોય, તો અમને જવાનો માર્ગ આપો." આવું કહેતાં માર્ગ થયો, ને ગોપીઓ તે કાંઠે ગઈ. વળી વળતાં પૂછ્યું કે, હવે પાછાં કેમ કરી જઇએ. ત્યારે કહ્યું કે, "દુર્વાષા સદા અપવાસી હોય, તો જગા આપો," એવું કહો. એમ કહેતાં રસ્તો થયો, ને ગોપીઓ ઘેર ગઇ. આથી તેમના મનને કૃષ્ણના બાળબ્રહ્મચારીપણા વિષે સંદેહ હતો, તે મટયો. તે ગોકુળમાં ગોપીઓ સાથે રાસ રમ્યા, પણ ત્યારે દશ વરસની અંદરના છેક બાળક હતા. પરંતુ દ્વારિકાંમાં ગયા, ને ત્યાં બધી ઉમ્મર કાઢી, ત્યારે તે સંબંધ જણાતો નથી, માટે એ તો જેને જેવો ભાવ તેવો માયિકરૂપે બતાવ્યોછે. વળી નરસિંહ મહેતાએ રાસલિલા વગેરે વર્ણવીછે. તેનો કોઈ ગમે તેવો અર્થ કરે, માટે તેણે કહ્યું છે કે, "મારૂં ગાયું ગાવું નહિ, સમજીને ગાશે, તે વૈકુંઠ જાશે; વગર સમજે ગાશે, તે નર્કે જાશે." મતલબ કે કોઇ પંડિતના ગદ્ય-પદ્યમાં ઘણું માર્મિક લખાણ હોયછે. તે સમજ્યા વગર ઉપરથી ગમે તેવો અર્થ કરી વાદ કરે, તો તે મિથ્યાવાદી કહેવાય. વળી એક ડોસાએ તેના બે દીકરાને શીખામણ દીધી કે, "ભાઇ ગામેગામ ઘર કરીએ" તેમાં મૂર્ખ છોકરો ખરેજ, તેમ કરવાથી ધન ખોઇ બેઠો, એ વારૂ થાય. કવિઓ કહેછે, તે પરિબ્રહ્મ છે. તેની ગતિ ન્યારી છે. તેની લિલાને જોગી-મુનિ પહોંચી શકતા નથી. તેથી તેને નેતિ (ન+ઇતિ) એટલે "એ નહિ, ને નથી સમજાતો," એમ કહેછે. તેમણે રામાવતારમાં વાલીને ઓચિંતો માર્યો હતો, માટે તે કર્મેકર્મનો બદલો આપવાને પોતે તેને વરદાન આપ્યું હતું કે, કૃષ્ણાવતારમાં તું પારધી થઇને અવતરજે, કે તારા બાણથી હું દેહ છોડીશ. આ માટે પ્રભાસમાં કૃષ્ણ ઢીચણપર પગ ચડાવીને એક પિપળા નીચે સૂતેલા; તેવામાં તે પારધીએ બાણ માર્યું, તે

પગની પાટલીમાં વાગતાં ૧૨૫ વરસની વયે ધારેલાં કામ કરીને, પોતાની બાજી પોતા છતાં આટોપીને દેહ છોડી સ્વધામ પધાર્યા. લાડમાં તથા પ્રસંગે તેમનાં પડેલાંમાંનાં કેટલાંક નામોઃ—

વનમાળી, વિઠ્ઠલ, કાન, નંદલાલ, નંદકિશોર, કનૈયો, પ્રીતમજી, શામળિયો, વાસુદેવ, માધવ, મુકુંદ, નટવર, બાળકૃષ્ણ, મદનમોહન, મધુસૂદન, રણછોડ, ત્રિકમ, કેશવ, મોરલીધર, ચક્રપાણિ, સારંગપાણિ, ગરુડગામી, ગરુડારૂઢ, ગોવિંદ, મોરારિ, હૃષીકેશ, ગોપાળ, ગિરધારી, વાલમ, વ્રજરાજ, દામોદર, વલ્લભ, ૪૦.

૧ ટીપ–કહેછે, સૂર્ય પ્રથમ સોળ કળાનો હતો. ઇંદ્રે પોતાની કન્યા તેને પરણાવી હતી; પણ તેજથી તેની પાસે જઇ શકતી નહિ; તેથી ઈંદ્રે ૧૫ કળા કાપી નાખી. તેમાં સુદર્શનચક્ર, શિવનું ત્રિશૂળ, ને ઈંદ્રનું ધનુષ્ય વગેરે બન્યાંછે. વળી સુદર્શનનો તાપ દુર્વાષાથી ન સહેવાયો, તેથી શાપ દીધો, માટે વિત્ત વગરનું શામ થયુંછે.

૩૨ શિવ—અજન્મા છે. વૈરાટરૂપે હોવાથી આકાશ કે સ્વર્ગમાં તેમનું મસ્તક, મૃત્યુ લોકમાં લિંગ ને પાતાળમાં પગ પૂજાયછે. તેમને બે સ્ત્રી છે; પાસે પાર્વતિ ને જટામાં ગંગા. અંગે ગૌર વર્ણા છે. સદૈવ દિગંબર રહેછે. વખતે વાઘનું ચર્મ કટિપર લપેટેછે. તેમનું વાહન પોઠીઓ છે. તે સંહાર કરનાર દેવ છે, પણ ભોળા ને વર આપવે બહુ ઉદારછે. મોટી જટાવાળા ને ભસ્મધારી છે. મહાવદ૧૪સે, તે બળિરાજાને ત્યાંથી પાતાળમાંથી પાછા આવેછે; માટે તેને જન્મદિવસ જેવો ગણીને શિવરાત્રી નામે ઓછવ થાય છે. તે મહારાત્રી કહેવાય છે. ૬૩ા પૃષ્ટમાં કહ્યા મુજબ મુખ્ય બાર જ્યોતિલિંગ છે, પણ ઠેકાણે ઠેકાણે અનેક નામથી શિવલિંગ સ્થાપીને તેની પૂજા થાયછે. કોઇ મોટી પૂજામાં કે વરઘોડામાં

લિંગ સાથે મુખ પણ મૂકાયછે. જ્યારે કોઇને બાધાથી કે બીજા કારણથી સારી પૂજા કરવી હોયછે, ત્યારે માખણ, ઘી કે ઘસેલા ચંદનની આખી મૂર્તિ બનાવેછે, ને પૂજા થઇ રહ્યા પછી તે સરિતા કે રત્નાગરમાં પધરાવી દેછે, કે દીવે બાળેછે. તપ કરતાં કામબાણથી લજીત થયા, ત્યારે તાળવામાં ત્રીજું લોચન ઉઘાડી, તે વડે તેને બાળી નાખ્યો, તેથી તેમને ત્રિલોચન કહેવાયછે. શિવ અને શિવમાર્ગીઓને ત્રિપુંડ્ર એટલે ત્રણ આડી લીટી ને વચમાં ચાંલ્લાનું તિલક છે. વૈષ્ણવને બે ઉભી લીટીનું ને રામાનંદીને બાંધ્યું ટીલું ને વચમાં કાળી લીટીનું છે. તિલકમાં ઘણું કરીને કંકુ, ચંદન ને શ્રાવકોમાં કેસર વપરાયછે. ભૂત, પિશાચ, યક્ષ, જ્વર વગેરે તેમનું સૈન્ય છે. પોતે મસાણના વાસી છે. સમુદ્ર મથન કરતાં નીકળેલું ઝેર પોતે પી જતાં કંઠે અટક્યુંછે, આ માટે તે નીલકંઠ કહેવાયાછે, ને તેથી થતી બળતરા શાંત કરવાને માથે હમેશાં ગળતી બાંધી રાખવી પડેછે. શિવને અર્પણ થયેલું હરકાંઇ શિવનિર્માલ્ય કહેવાયછે, ને કહેછે કે, કોઇથી તેનો ભોગ ન થતાં ફક્ત કોઇ ભોપી (ભેખવાળો બાવો કે અતીત) હોયછે, તેજ ભોગ કરી શકેછે. શિવના શ્વશુરનું નામ હિમાચળ, ને શ્વશ્રૂ મેના છે. મેનાને પેટે પાર્વતિએ આશો શુદ ૮મે જન્મ ધર્યોછે. તેથી તેને દુર્ગાઅષ્ટમી કે માતાની આઠમ કહેછે, લોક અપવાસ કરેછે, માતા આગળ હોમ કરેછે, ને કહીં ભોગ પણ આપેછે. પછી શિવજી સાથે લગ્ન થવાની ઇચ્છાએ પાર્વતિએ ઘણું તપ કીધુંછે. તે વખત શિવજી બીજા વેષે તેની પાસે જઇ પોતા વિષે તેનું આકીન કેવું છે, તે તપાસવા પોતે આડકતરી રીતે શિવનિંદાના દાખલા આપ્યા, પણ તે વિચારમાં ન ફર્યાથી તેની સાથે લગ્ન કરવા વચન આપ્યું. પછી નારદ મારફત વિવાહ કરાવ્યો, ને દેવ, દેવતા તથા ભૂત, પિશા-

ચ વગેરેને જાને લઇને પરણુવા ગયા. તે વખત ચોરીએ આવતાં શિવના ગળામાં મોટા સાપ, માથે જટા, હાથમાં કમંડળ, અંગે ભભૂત, ને દિગંબર, આવું ભયંકર રૂપ જોઈ, મેના ઘણું પસ્તાવા લાગ્યાં, ને બોલ્યાં કે, "આવા વરને પરણાવવાથી મારી દીકરીની શી વલે થશે. મેં શા પાપે વિચાર કે તજવીજ કર્યા વિના નારદનું વચન માન્યું. આવા જોગીને હું કદી મારી દીકરી પરણાવનાર નથી." એમ કરી એક માસ પૂછ્યા વગર શિવને ચોરીએ ઉભા રાખ્યા. તે મુદતમાં મિનાર્ક એટલે મિનના સૂર્ય હતા. (ઘણું કરીને ફાગણ વદથી ચૈત્ર વદ સુધીમાં હોયછે.) તેમાં શિવને ઉભા રહેવું પડયું, તેથી મિનાર્કનો મહિનો લગ્નને માટે નિષેધ ગણાયછે; પરંતુ યજ્ઞોપવીત દેવાને કંઇ બાધ ગણ્યો નથી. શંકરે પછી લક્ષ્મીજી વગેરેના કહેવાથી પોતાનું જોગીરૂપ ફેરવી નાખ્યું, ને દિવ્યરૂપ ધર્યું, તથા શોભાયમાન અને અમૂલ્ય વસ્ત્રાલંકાર ધર્યા; એટલે મેનાએ ખુશી થઇ કન્યાદાન દીધું. શિવને બીલીપત્ર અને ધંતુરાનાં ફૂલ પ્યારાં છે; માટે તે પૂજામાં બહુ વપરાયછે. શિવને મસ્તકપર શેષ હમેશાં છાયા કરી રહેછે. શિવનાં દર્શન કરતાં લોકો બોકડાની માફક ઉચ્ચાર કરેછે, તેનું કારણ એમ છે કે, દક્ષ નામે એક ક્ષત્રી રાજા હતો. તેને પ્રજાપતિની પદવી આપવાને દેવતાઓએ વિચાર કીધો ને તે માટે મોટી સભા ભરી. તેમાં સર્વ દેવતાઓ, ઈંદ્ર, શિવ વગેરે સર્વ પધાર્યા હતા. પછી સભામાં જ્યારે દક્ષ આવ્યો, ત્યારે સર્વોએ ઉભા થઈ નમસ્કાર કરી, તેને માન આપ્યું. પરંતુ શિવ તો તેના જમાઇ હતા; માટે ઉભા થઈ નમ્યા નહિ. આથી દક્ષને ગુસ્સો થયો, ને બોલ્યો કે, મેં તને મારી દીકરી આપી, ત્યારે તો તારૂં દેવતામાં માન વધ્યું, નહિ તો તને ગણતું હતું કોણ? તેમ છતાં તેં મારૂં માન ન રાખ્યું, વગેરે શંકરને કેટ-

માંક કઠોર વચન કહ્યાં. શંકરે પોતાનો સસરો જાણી, કંઈ ન બોલતાં દયાભાવ રાખ્યો. પછી કોઇ વખત દક્ષ પ્રજાપતિએ યજ્ઞ કરવા માંડયો, ત્યારે સર્વ દેવતા વગેરેને કંકોતરીઓ મોકલી, તેમનાં આસન સ્થાપ્યાં, તથા બળીદાનનો ભાગ મુકરર કીધો. પણ શિવસંબંધી રુદ્રનું સ્થાપન કે કશું કર્યું નહિ, તથા તેને ૨૭ દીકરીઓ હતી, તે સર્વેને તેડાવી; પણ પાર્વતિને સંભાર્યાં નહિ. મનમાં એમ કે જો હું શંકરને તેડીશ, તો ભભૂત ચોળીને એવા અડબંગ વેષે આવશે કે, સર્વ સભા લજવાશે, ને હું હાંસીને પાત્ર થઇશ. કંઇક આથી પણ મુખ્ય ઉપલા અંટસની આંટીએ તેણે શિવ, પાર્વતિને આમંત્રણ કીધું નહિ. પરંતુ પિતાના ઘેર યજ્ઞ થવાની વાત પાર્વતિએ જાણી; એટલે ત્યાં જવા શંકર પાસે રજા માગી. શિવે કહ્યું કે પિતા હોય કે ગમે તે હોય, પણ તેના ઘેર માન વગર જવું યોગ્ય નથી. પરંતુ પુત્રીનો પ્યાર ગમે તેવાં માબાપ છતાં તેમના પ્રત્યે ખેંચાયછે, તેથી આગ્રહ કરીને ગયાં. શિવે પાછળ બે ગણ[1] મોકલ્યા, ને કહ્યું કે, ત્યાં સતીનું (તે અવતારે એ નામ હતું) શ્રેય તો થનાર નથી; પણ તમે તેને દેખાવ ન દેતાં વાંસે જઇને જોજો કે શું બનેછે. એ રીતે સતી પિતાને ઘેર ગયાં; પણ માબાપે કે બેનોએ કોઇએ તેમનો આદરસત્કાર કર્યો નહિ. તેથી ગુસ્સે થઈ બોલ્યાં કે, સર્વ દેવ પહેલું શંકરસંબંધી રુદ્રકળશનું સ્થાપન કરવું જોઇએ, તે તેં કીધું નથી, ને મને પણ બોલાવતો નથી. આથી યોગસાધનાવડે રૂવે રૂવેથી યોગાગ્નિ પેદા કરી બળી રાખનો ઢગલો થઇ પડયાં. આ જોઇ પેલા ગણોએ યજ્ઞનો વિધ્વંસ કરવા માંડયો; પણ તે વરુણીમાં મુખ્ય ભૃગુ ઋષિ હતા, તેમના મંત્રના તાપ-

---

૧, ૨૯ રથ, ૮૧ ઘોડા ને ૧૩૫ પાયદળ એટલી સંખ્યાને ગણ કહેછે.

વડે તેઓ કંઇ કરી શકયા નહિ. તેથી નાશીને શંકર પાસે જઇ સર્વ કથા જાહેર કરી. આથી શંકરને ઘણું દુઃખ લાગ્યું, ને પોતાની જટા પછાડી, કે તેમાંથી વીરભદ્ર નામે યક્ષ પેદા થયો. તેને દક્ષનો યજ્ઞ ભંગ કરવા આજ્ઞા આપી મોકલ્યો. તેણે જઇ યજ્ઞમાં આવેલા સર્વને નસાડયા, ને રાજાનું માથું મરડી તોડી યજ્ઞમાં હોમી દીધું. આ વાત જાણી શિવ ત્યાં આવ્યા; એટલે દેવતાઓએ ભેગા થઇ વિનતિ કરી કે, મહારાજ, ક્રોધ સમાવી કૃપા કરીને રાજાને સજીવન કરવો જોઇએ. આથી ભોળાનાથને દયા આવી, ને સજીવન કરવા માથું જોઇએ, તે તો ન હતું; માટે બોકડાનું માથું લાવી ચોંટાડી સજીવન કીધો. આથી તે બોકડા જેવું બોલવા લાગ્યો; ત્યારે પગે લાગી બોલ્યો કે આથી તો મહારાજ, મને ખાંપણ રહી. મહાદેવે તેને રાંતોપ વળવાને કહ્યું કે, પસ્તાવો કરમાં. આજથી હુ એવું કરૂંછું જે, જે કોઈ મારા દર્શને આવશે; તે ગાલ ફુલાવી ઓઠ વગાડી બકરા જેવો અવાજ કાઢશે, તે દર્શન હું માન્ય કરીશ. આમ સર્વ કરશે; એટલે તને મેણું રહેશે નહિ. આ કારણથી મહાદેવનાં દર્શન કરતાં હર ઓમ્[1] બંબંબં મહાદેવ ભોળાનાથ વગેરે ઉપર મુજબ કરવાનો ચાલ પડયોછે. આ બીનામાંથી એવો પણ સાર નીકળેછે કે, કોઇને ગમે તેટલી દીકરીઓ હોય; પણ કોઇને કમી જાસ્તી ન ગણતાં સર્વપર સમાન દૃષ્ટિ રાખવી જોઇએ. જો તેમ ન કરતાં એકાદીપર ખરાબ નજર રાખશો, તો દક્ષની પેઠે સારૂં પરિણામ હાંસલ થશે નહિ.

૩૩–૪૫મા પૃષ્ટથી જીવોત્પત્તિની બીનામાં જે જે લખવામાં આવ્યું છે, તે તમામને લગતા દાખલા ઉપર આપ્યા છે. તેપર તથા હવે પછીનાં તેને મળતાં વર્ણન

---

૧ અ+ઉ+મ્=ઓમ્ એટલે અનુક્રમે પાલન, સંહાર ને ઉત્પન્ન એ ત્રણે કરવાની શકિતવાળો બ્રહ્મ.

પર વિચાર કરતાં હાલની ને જૂની દુનિયાં વચ્ચે જમીન આસમાન જેટલો તફાવત જણાય છે. તેમાંની વાતો ઘણી-ખરી અસંભવિત જેવી ને જાણે તે દુનિયાં તે, હાલની દુનિયાંજ નથી, એમ લાગે છે. કારણકે કૃષ્ણના વખતની જે જે બીનાઓ ને વસ્તુઓ આપણે સાંભળીએ છીએ; તેમાંની કેટલીક હાલ છેજ નહિ. તેમ હાલ જે જોઇએ છીએ, તે તે વખત નહતી. વળી એવું જણાય છે કે કોઇ પ્રારબ્ધી કે મહાત્મા જીવ મનુષ્યમાં અવતરે, તો તે પરાક્રમ કરે, એમાં નવાઇ શી? કોઇ તેવા માટે લોકો કહે છે, પણ ખરા કે, એના પર ઇશ્વરની કૃપા છે. નહિ તો એનાથી આવું અદ્ભૂત કામ બનત નહિ. કોઇ પણ કામમાં એક્કા થવું, અથવા ઘણા લોકોમાં શ્રેષ્ટ નીવડવું, એ ઇશ્વરની કૃપાથીજ બને છે. લોકો કહે છે કે, આ અંગ્રેજી રાજપર ઇશ્વરની પૂર્ણ કૃપા છે, ને તેથીજ તે અતિ પ્રતાપી, સત્યને ચહાનાર ને દર વેળા જયી, વિજયી છે. વિક્રમને વીરવૈતાળ, ને ભોજના કવિ રત્ન કાળિ-દાસને દેવી પ્રસન્ન હતી. હાલના મુંબાઇવાસી સંસ્કૃતના શીઘ્ર કવિ ભટાચાર્ય પંડિત ગટુલાલને પણ કંઈ ઇશ્વિરી સહાયતા હોય, એમ કહેવાય છે. અજબ છે કે ૭–૮ વરસની વયે અંધ થયા છતાં મહા પંડિતના પદને પામ્યા છે. વળી તે અષ્ટાવિધાની પણ છે.



# ભાગ બીજો.

## દેવતા તથા મહાત્માઓમાં દેખાતાં કપટ.

૧ વિશ્વામિત્ર-વિષ્ણુએ સત્યયુગમાં વેદનો નાશ કરનાર શંખાસુર દૈત્યને મારીને વેદનો બચાવ કીધો. તેમ બીજા દુષ્ટ દૈત્યોને મારીને ધર્મનું રક્ષણ કીધું. એ વગેરે બાબતો એ જુગમાં છે. પણ તેમાં થયેલા અયોધ્યાના સૂર્યવંશી ત્રિશંકુ રાજાના તનય હરિશ્ચંદ્રની વાત તેના સત્યને માટે બહુ કરૂણામય છે. એક દિવસ વશિષ્ટ ગુરુએ ઇંદ્રસભામાં તે રાજાની સત્યને વિષે બહુ તારીફ કરી, ને કહ્યું કે, એ રાજા જેવો સત્યવાદી કોઈ થયો નથી, ને થશે પણ નહિ. એ સાંભળી તેમાં બેઠેલા વિશ્વામિત્રને અદેખાઈ આવી. તે બોલ્યો કે, તમે આટલું બધું કહોછો, પણ હું તેનું સત્ય કેવું ચૂકાવું છું, તે જોજો ? તે એક ક્ષત્રી રાજા હતો, ને તપ વડે કરીને રાજર્ષિ થયો હતો. પણ તે કાળે બ્રહ્મર્ષિના પદમાં બહુ પ્રતિષ્ઠા હોવાથી વશિષ્ટની સલાહ પ્રમાણે ૬૦ હજાર વરસ તપ કરી બ્રહ્મર્ષિ થયો હતો. આ બળ વડે તેણે કપટી બ્રાહ્મણનું રૂપ ધરી હરિશ્ચંદ્રની આગળ જાચના કરી. રાજા સત્યવાદી હતો, ને જે માગે તે આપવું, એવું પણ રાખ્યું હતું. માટે કહ્યું કે, માગો જે માગો તે આપું. આ પ્રમાણે વચને બંધાયો, એટલે તેણે તો કંઇ એવું માગ્યું કે, તેનું બધું રાજપાટ, રાજરિદ્ધિ ને રાજસુય યજ્ઞનું ફળ આવી જાય. આથી તે, તેની સ્ત્રી તારામતિ ને છોકરો રોહિતાસ્વ ત્રણે અક્કેક લુગડાભેર વનવાસ ચાલી નીકળ્યાં. ચાલતાં ચાલતાં કાશી ગયાં. તે વખત પણ વિશ્વામિત્રે તેમને બહુ દુઃખ દીધું છે. સ્ત્રી, છોકરો કંઈ રહ્યાં, ને પોતે

ચંડાળને ઘેર વેચાઇ તેનો નીચ ધંધો કરવા કબુલ થઇને પણ સત્ય છોડયું નહિ. છેવટ તેના આવા સત્યથી પ્રભુ પ્રસન્ન થયા, ને તેનું રાજ તેને પાછું મેળવ્યું છે. પછી જ્યારે તેમની દેહ પડી; ત્યારે છોકરાને ગાદી સોંપી ધણી, ધણીઆણી બંને સ્વર્ગે ગયાં છે. વિશ્વામિત્ર તપથી મોટા પદને પામ્યો ખરો; પણ જાતે ક્ષત્રી, તે ક્ષત્રીપણાના ગુણ ગયા નહિ. ને તેથી તેણે વશિષ્ટને તથા હરિશ્ચંદ્રને કપટથી દુઃખ દેવા કસર કરી નથી. માટે કોઇને સારૂં પદ મળે, તો પછી કપટ ન કરતાં પોતાના ખરાબ ગુણોને દબાવી દઈ કોઇને નાહક દુઃખ ન થાય, એમ વર્તવામાં મોટાઈ સમજવી.

ટીપ. ભલું કરવા જતાં ભુંડું થાય, એ કહેવત પ્રમાણે આને મળતો બીજો દાખલો એ છે જે, ગુજરાતના રાજા જયશિખરીનાં વખાણ કલ્યાણીના રાજા ભૂવડ આગળ ભાટશંકર કવિના કરવાથી તેનું રાજ ભૂવડે સ૦ ૬૯૬માં લઇ લીધું હતું. માણસ ગમે તેમ ધારે, પણ ઈશ્વરાધીન વાત બને. લોભી કે અદેખા આગળ ભલાનાં વખાણ કરતાં ભલાપર વિઘ્ન આવે છે, એવા આ દાખલા છે.

૨ વામનજી—એમનો જન્મ ભાદરવા શુદ ૧૨ જેને વામન દ્વાદશી કહે છે, તે દિને બપોરના થયો છે. સત્યયુગની આખરમાં થયેલો બળિમહારાજા, જે ભક્ત પ્રલ્હાદના પુત્ર વૈરોચનનો પુત્ર છે. તેણે ઇંદ્રાસન લેવાની ઇચ્છાથી ૯૯ યજ્ઞ કીધા, ને ૧૦૦મો કરતાં ઇંદ્રને ચિંતા લાગી કે, જો એ પૂરા કરશે, તો ખચિત મારૂં રાજ લેશે. તેથી વિષ્ણુની સ્તુતિ કીધી. ત્યારે તેને સહાય કરવા માટે ને બળિનું દાનેસ્વરીપણું જોવા માટે પોતે બટકા શરીરનું રૂપ ધારણ કરી યજ્ઞસ્થળે તેને છળવા આવી ઉભા રહ્યા. પણ રજા વગર અંદર ન જવાયું; ત્યારે બહારથી એવા તો વેદોક્ત મંત્ર ભણવા લાગ્યા કે, રાજા

વિસ્મિત થયો, ને અંદર બોલાવ્યા. આ વાત રાજાના તથા દૈત્યોના ગુરુ શુક્રાચાર્યે[1] જાણી કે, એ વિષ્ણુ વિના બીજું કોઇ નથી, ને અહીં છળ કરવા આવ્યા છે. માટે રાજાને સમજાવ્યો કે, એને બોલાવવામાં સાર નથી, કંઈ વિઘ્ન થશે; પણ રાજાએ તે માન્યું નહિ. હવે યજ્ઞમાં આવેલાને જે માગે તે આપવું જોઇએ, તેથી રાજાએ કહ્યું. મહારાજ, માગો જે માગો તે આપું. શુક્રાચાર્ય જાણી રહેલા, તેથી વળી કહ્યું કે, પૃથ્વીમાં દેવ, બ્રાહ્મણાદિ પાંચનો ભાગ છે; માટે તે ન માગતાં બીજું ગમે તે માગો, એમ કહે? રાજા દાનેસ્વરી, માટે તે પણ ન માન્યું. એટલે વામને માગ્યું કે, મને ૩।। ડગલાં ભોંય આપ? રાજા નવાઇ પામ્યો કે, આવા પંડિત થઇને આ શું માગ્યું. વામન કહે, મને બીજું કંઇ જોઇતું નથી, ને બ્રાહ્મણને ઝાઝો લોભ હોય નહિ રાજાએ કબુલ કીધું, ને તેનું જળ મૂકવા માંડયું. તે વેળા ગુરુએ જાણ્યું કે, યજ્ઞ બગડયો. માટે યજમાનની દયા લાવી ઝારીમાં પેશી પાણી અટકાવવા લાગ્યા. તેણે તો બિચારે ચાલે તેટલું કર્યું, પણ હરિ આગળ કોણ માત્ર! હરિએ જાણ્યું કે, શુક્રાચાર્ય જાણે છે, ને તેણે આ કામ કીધું છે. માટે અંદર સળી ખોશી ગુરુની આંખ ફોડી. આથી તે ખશી ગયા. શુક્રાચાર્ય કાણા કહેવાય છે, તે આ વખતથી. પછી ૩।। ડગલાં પૃથ્વી લેતાં એવું વૈરાટ સ્વરૂપ ધર્યું કે, પૃથ્વી, આકાશ ને પાતાળ બધું ત્રણ ડગલાંમાં આવી ગયું. એ રીતે ત્રણ ડગલાંમાં ત્રણ ભુવન ઓળંગ્યાં; માટે તે દિનથી ત્રિવિક્રમના ત્રિકમ થયા છે. પછી કહ્યું કે હવે ૦।। ડગલું મૂકવા જગા જોઇએ. આ વખતે જાણ્યું કે, કપટ છે. પણ સત્ય ન છોડતાં બોલ્યો કે, મારા મસ્તકપર મૂકો? આ અંગ પણ પૃથ્વીનો અંશ છે. મસ્તકપર પગ

---

૧ એને ને દેવતાના ગુરુ બૃહસ્પતિને સદા વેરજ ચાલતું.

મૂકી પાતાળમાં ચાંપી દીધો. ગુરુ કહે, મારૂં કહ્યું ન માન્યું; તો આ થયું. દાનેસ્વરી બોલ્યો કે, શ્રી હરિએ સાક્ષાત્ મારા આગળ હાથ ધર્યો, તો મારે શામાટે ના પાડવી જોઇએ. જગત્માં નામ તો થયું કે, વિષ્ણુ જેવા માગનાર ને બળિ જેવો આપનાર પણ હતો. આથી રાજાને જ્ઞાન થયું, ને પગે લાગ્યો. ભગવાને તેનું આટલું મોટું પણ જોઇને કહ્યું કે, હવે તુ માગ? જે માગે તે આપું. ત્યારે માગ્યું કે, "તમે હમેશાં મારી પાસે રહો" હરિએ કહ્યું "તથાસ્તુ." પછી તેને સુતળ લોકનું (ત્રીજા પાતાળનું) રાજ આપ્યું, કાર્તક શુદ ૧, ને તેની ગાદી તેના છોકરા બાણાસુરને આપી. આથી ભગવાનને અષાડ શુદ ૧૧ (દેવ સૂતી અગ્યારસ) થી તે દેવ ઉઠી કાર્તક શુદ ૧૧ સૂધી ચાર માસ તેના દ્વારપાળ થઇને રહેવું પડે છે, તેપણ દેવતાઓને તેનાં દર્શન ન થયાં, ને અકળાયા, ત્યારે લક્ષ્મીજીને સમજાવી બળિ પાસે જાચવા મિષે મોકલ્યાં. તેમણે જઈ બેન થઇ રક્ષા બાંધી શ્રાવણ શુદ ૧૫મે આશીર્વાદ દીધો કેઃ—

येन बद्धो बलि राजा, दानवेन्द्रो महाबल;
तेन त्वामपिबध्नामि, रक्ष माचल माचल.

ભાવાર્થ-એવો છે કે, "હે, દાનવના રાજા મહા બળવાન બળિરાજા, તને આ રક્ષા બાંધું છું કે, તે વડે તારૂં અચળ રક્ષણ થાઓ." તે સાથે ચાર માસ શિવને અને ચાર માસ બ્રહ્માને તેની છડીમાં રહેવાનું કર્યું, ત્યારે હરિ છુટયા. આ રક્ષા બેને બંધવને બાંધવાની છે. તેના બદલે બ્રાહ્મણ પોતાનું કરી બેઠા છે. કોઇ કહે છે, અભિમન્યુ યુધ્ધે ચડયો, ત્યારે કુંતાએ તેને રક્ષા બાંધી હતી; તેથી ચાલ પડયો છે. હરિને આ કામ ઇંદ્રને આસરો આપવા કરવું પડયું; પણ તેમને ગળે ચોંટયું;

સત્યથી હરેક પ્રકારે સુખ થાય છે. બળિની આ કીર્ત્તિ કંઇ જેવી તેવી રહેલી નથી. ઉપર મુજબ હરિને ચતુર્માસ બળિની હાજરીમાં રહેવુ પડે છે, તેટલી મુદત તેમની મૃત્યુ લોકમાં ગેર હાજરી માની હિંદુ લોક ઘણું કરીને લગ્ન કરતા નથી.

૩ રાવણ—ઉપર મુજબ ત્રેતાની આખર સુધીનો વખત વિતી ગયા પછી જન મંડળના સમૂહમાં ગુણનો કંઇ જુજ તફાવત થયેલો નજર આવે છે. જર, જોરૂ ને જમીન આ ત્રણ વાતપર પ્રીતિ વધવા લાગી, તે પછી તે બાબતમાં કપટ કરવાનું કારણ થયું છે. તેમાં પણ માણુસોના કરતાં દેવતાઓનું કપટ વિશેષ દેખાય છે. એમ છતાં સત્યપર ઘણો ભાવ રહેતો. તે કાળે માથે આવતુ દુ:ખ ખમતા, પણ સત્ય છોડતા નહિ. કળિના અમલથી સત્યમાં ખામી પડવા લાગી છે. ત્રેતાની આખરમાં થયેલા રામચંદ્ર પોતાના પિતા દશરથે તેમની સાવકી મા કેકયીને આપેલા વચનનું માન રહે; એટલા માટે તેમના માગવાથી ચૌદ વરસ વનવાસ જવા તૈયાર થયા. એક વાર વૃશપર્વા દૈત્યે બાર મેઘને બાંધી લીધા હતા. આ માટે ઇંદ્રે તેની સાથે ઘણાં વરસ લડાઇ કરી, પણ જીતાયો નહિ. ત્યારે સર્વ દેવતાઓએ કહ્યું કે, દશરથને મદદે બોલાવો ? તે વગર તે જીતાશે નહિ. દશરથે તેમને સહાયતા આપી દૈત્યને માર્યો છે. લડતાં લડતાં દશરથના રથની ધરી ભાગી ગઇ હતી તે વખતે કેકયી યુદ્ધ જોવા સાથે આવેલી હતી. તેણે ધરીને ઠેકાણે પોતાનો હાથ ઘાલી રથને પડવા દીધો નહતો. વાહ ! સ્ત્રીમાં કેટલી હિંમત અને બળ. દશરથે તેનું આ કામ જોયું, ત્યારે જે માગીશ, તે આપીશ; એવું વચન આપ્યું હતું. તે આ વખતે તેણે પોતાના દીકરા ભરતને રાજ મળે, ને રામ વનવાસ જાય, એવું માગ્યું. આ પિતાનું વચન રહે.

એ માટે રામ વનવાસ જવા નીકળ્યા, ત્યારે સિતાજી અને લક્ષ્મણે તેમની સાથે જવા આગ્રહથી માગી લીધું. તેથી ત્રણે નીકળી પંચાવટી (નાશીક) તરફ આવી રહ્યાં હતાં. એ વખત અત્રિ ઋષિના મઠમાં રહ્યાં હતાં, ત્યારે ઋષિ પત્ની અનસૂયાએ સિતાને પતિસેવા વિષે ઘણો બોધ આપ્યો હતો. જુઓ, સ્ત્રીએ પોતાના પતિના દુ:ખમાં લીધેલો ભાગ. આ વખત લંકાંનો મહારાજા રાવણ સિતાનું હરણ કરવા, ત્યાં આવી મહા મનોહર સુવર્ણમય મૃગ બની સિતાની નજરે ચડયો. સિતાએ રામને કહ્યું કે, આવા સોનેરી સુંદર મૃગને મારી તેના ચર્મની ચોળી મને સિવડાવો. રામે શીખામણ દીધી કે, વનવાસમાં એવા વિલાસ કરવામાં સાર નથી; પણ સ્ત્રી હઠ ન છોડી, ત્યારે સિતાને પર્ણકુટીમાં રાખી, કોઇ તેમાં પ્રવેશ કરી ન શકે, એવી આણ દઇ પોતે ક્ષત્રીવટે મૃગ તરફ ધાયા. કેટલીક વાર રામને આમતેમ અથડાવ્યા પછી કપટથી કારમી ચીસ પાડી કે, "ધાજોરે લક્ષ્મણ વીર" આ ત્રાસદાયક બૂમ સાંભળી સિતાએ લક્ષ્મણને વારે જવા કહ્યું. લક્ષ્મણે કહ્યું કે, મારા ભાઇને એમ ભય હોય નહિ. ત્યારે તોછડાં વચન કહ્યાં, તેથી તે પણ ગયા. એટલે રાવણે તરત અતીતનું રૂપ લઇ સિતા આગળ આવી, ભિક્ષા માગી. અંદરથી ભિક્ષા આપવા માંડી, ત્યારે કહે કે, બહાર આવીને આપો તો લેવાય. બારણે આવેલા અભ્યાગતને આપવું, એ ગૃહસ્થાશ્રમનો ધર્મ છે, એવું જાણી આપવા ગયાં; એટલે કપટી તેમને ઉપાડી પોતાની લંકાંના અશોક વનમાં લઇ ગયો. આ કપટથી રાજ ગુમાવી પોતાના તથા પોતાના આખા કુટુંબનો નાશ કરાવ્યો. રાવણ કપટી ને જૂલમી હતો, પણ બીજી રીતે સત્ય ન છોડતાં બોલતો તે પાળતો. તે એ કે, સૂર્ય વંશી અજ રાજાન) પુત્ર દશરથ ને તેમની સ્ત્રી કૌશલ્યા (રામની માતાજી

એમને એવો સંજોગ બન્યો કે, રાવણના ભયથી એક બેટ પર આવી લાગ્યાં, ને ત્યાં નારદે જઇ તેમને પરણાવ્યાં. પછી તે બે રાવણને હાથ આવ્યાં. રાવણે તેમને મારી નાખવા માંડયાં, ત્યારે બ્રહ્માએ આવીને કહ્યું કે, તેં, મને પ્રથમ એક વરદાન આપ્યું છે કે, "દશરથ ને કૌશલ્યા જો પરણી ગયાં હશે; તો નહિ મારૂં." તો તેમ થયું છે, માટે છોડ ? રાવણે તે વચન પાળ્યું. ને બ્રહ્મા તેમને અયોધ્યામાં મૂકી ગયા. રાવણે નવ ગ્રહને પકડી પોતાના પલંગના પાયા નીચે ઉંધા નાખ્યા હતા. તે ગ્રહોએ વિષ્ણુને આરાધ્યા. તેથી નારદે આવી તેને ફસાવ્યો કે, ગ્રહ તારા શત્રુ છે, તો તેને ઉંધા નાખીએ કે છતા? છતા નાખી તેની છાતીપર ચઢી બેસીએ. આ સાંભળી તેમને છતા કર્યા. એટલે તો ગ્રહોને એક એકની નજર ભેગી થતાં રાવણની તે દિવસથી પડતી દશા આવી. તે પહેલાં રાવણના વૈભવનો કંઇજ પાર ન હતો. સોનાની લંકાં, સુવર્ણ અને ઝવેરનું તો પૂછવુંજ શું ? ગ્રહો તો ખીજમતમાં, જમ કે જરાનો તો જેને ભય નહિ, પવન પાણી ભરે, વા વાસીદું કાઢે, મેઘ (ઇંદ્ર રાજા) ચમર ધરે, કુટુંબ કબીલે પણ પરમ સુખી, તેને ૧ લાખ ૨૦ હજાર છોકરા, સવા લક્ષ પૌત્ર, ૮૦ હજાર સ્ત્રીઓ હતી. રાવણ ચારે વેદનો અભ્યાસી ને જાતે બ્રાહ્મણ હતો. તેને દશાનન પણ કહે છે. તે બ્રહ્માના પુત્ર પુલસ્ત્યના દીકરા વિશ્વશ્રવાનો પુત્ર છે. શંકરનો ભંડારી કુબેર તેનો સાવકો ભાઈ છે. તેની પાસેથી રાવણે લંકાંનું રાજ છિનવી લીધુ હતું. તેંથી કુબેર અલકાપુરી વસાવી ત્યાં રહે છે. તેને વિભિષણ નામે બીજો નાનો ભાઈ હતો, તે રામ ભક્ત હતો, ને તે ચિરંજીવી છે. વળી કુંભકર્ણ ત્રીજો ભાઈ હતો. તેને ઇંદ્રજીત (મેઘનાદ) નામે જોરાવર વડો છોકરો હતો. કુંભકર્ણ, શિવનું તપ કરી ઇંદ્રાસન માગતાં ભૂલથી નિદ્રા-

સન માગી લાવ્યો હતો. તેથી છ માસ ઉંઘતો, ને છ માસ જાગતો. ઇંદ્રજીતની સ્ત્રી સુલોચના સતી હતી. રાવણના સસરાનું નામ મયનામાદૈત્ય હતું. ને તેની સ્ત્રી મંદોદરી ઉત્તમ સતીઓમાંની એક હતી. રામ રાવણને મારી ચૈત્ર શુદ ૧મે અયોધ્યામાં આવ્યા હતા. ને તે દહાડે ઘેરે ઘેર શહેરમાં ઓછવ થયો હતો. ઉપલી વાતમાં અલંકાર ઘણો હશે, પણ એટલું તો ખરૂ કે, તે સર્વે વાતે સુખી ને મહા બળિયો હતો. પરંતુ અહંકાર ને તે માટે કરેલાં કપટ તથા ઋષિ વગેરે ગરીબોપર કરેલો જુલમ, તેને લીધે પ્રાણવલ્લભે રામાવતાર લઈ તેને માર્યો; પણ વૈકુંઠપતિ મહા દયાળુ છે; તેથી દલગીર થયા, ને ગદગદ કંઠે લક્ષ્મણને કહેવા લાગ્યા કે, આવો જબરો કોઈ થયો નથી, ને થશે પણ નહિ. પણ દશાએ તેને ભૂલવ્યો છે. વળી રામે તેને માર્યો, માટે તેની સદ્ગતી કરી છે. રાવણને બધું સુખ હતું, પણ ભાઇઓમાં સંપ ન હતો. કુબેર સાથે તેને અણબનાવ હતો, ને સિતા બાબત શીખામણ દેતાં તેમાં વધારો થયો હતો. વિભિષણ પણ શીખામણ દેવા જતાં ન માન્યું. ત્યારે રામ તરફ આવી રહ્યો હતો. આ રીતે જ્યાં ઘરમાં કુસંપ ત્યાં પડતી દશાનું કારણ જાણવું. આવી સાહેબી છતાં મમતા છૂટી નહિ, પણ જગપતિ સિવાય કોઈનું ધાર્યું થતું નથી, આ કારણથી ઈશ્વર ઉપર વિશ્વાસ રાખી વર્ત્તવું જોઇએ. ગગ કવિએ કહ્યું છે કે, આટલું છતાં મુઓ, ત્યારે મુખમાં મૂકવા એક રતીભાર પામ્યો નહિ. રાવણના મુઆ પછી રામે તેનું રાજ ને સ્ત્રી વિભિષણને સોંપ્યાં. રાવણનો મામો મારીચિ દૈત્ય જે રાવણની આજ્ઞા ને ધાકથી કપટી મૃગ બન્યો હતો.

**પરજીઓ.**

**અરે કોઈ એવારે, નહિ થાય રાવણ જેવો. એ ટુંક.**

બાવન બજારો ને ચોરાસી ચૌટાં, નીલમણિની હાર;
હીરા, માણેક, મોતી આદિ, રિદ્ધ સિદ્ધનો નહિ પાર. અરે૦
લંક શોભિતી કોટ કનકનો, ધનનું શું પૂછાય;
નવ ગ્રહ ઢોલીઆએ બાંધ્યા, કોથી કશું ન બોલાય. અરે૦
કુટુંબે કબીલે નહિ બાકી, સતી મંદોદરી નાર;
કુબેર ને વિભિષણ ભાઈઓ, સુખ તણો નહિ પાર. અરે૦
કુંભકર્ણ ભાઇ ત્રીજો હતો પણ, કપટ ડૂબ્યો જાણ;
સુખ શાંતી સર્વ નાશી ગયું ને, જીવતણી થઇ હાણ. અરે૦
ઈંદ્રજીત મહા બળિયો હતો સુત, મરાયો લક્ષ્મણ હાથ;
વિભિષણ તો ઘર છોડીને, રહયો તો રામજી સાથ. અરે૦
વૈભવમાં કંઈ ખામી હતી નહિ, હતો એ રાજ રાજેશ;
કુસંપ ને કપટના ગુણે, સ્થિર થવાયું ન લેશ. અરે૦
સતી સિતાને ઉપાડી જાતાં, કીધો નહિ વિચાર;
આ કારણથી રામે તેને, માર્યો જઇ નિરધાર. અરે૦
અલખત અપરંપાર હતી, પણ તજતાં ન લાગી વાર;
માટે ભાઇઓ વૈભવ દેખી, કરવો શો અહંકાર? અરે૦
મરતાં મરતાં રાવણ બોલ્યો, રામ સુણો દઈ કાન;
અભિલાષા તો રહી ગઇ મનમાં, તેપર લાગ્યું ધ્યાન. અરે૦

## છપ્પો.

ધરણી ધર્યાના ભારથી, શેષનું શિર છોડાવત.
ચંદ્ર કરત ન કળંક, જઈ જમપુરી મારત.
આણીને અમી કુપ, સાત સાગરમાં બોળત.
જમ જરાનો ભય, મૃત્યુ લોકેથી કાઢત.
એમ સર્વના દેખતાં, રાવણ મુખે ઓચર્યો.
દામ, રામ દર્શન થકી. પ્રાણ પછી નીકળી ગયો.

૪ સુર્પનખા—એ રાવણની એક બેન હતી. તેના પુત્રને અધર્મે ચાલતાં લક્ષ્મણે માર્યો. એ વાત સુર્પનખાએ જાણી; એટલે તેનું વેર લેવાના ઇરાદાથી એવું કપટ ઉઠાવ્યું કે, જાણે લક્ષ્મણને છળ કરી પરણું, ને પછી મારી નાખું. આ માટે સુકોમળ સ્યામાનું રૂપ લઇ લાક્ષ્મણ પાસે આવી, ને તેની સાથે પરણવાની ઇચ્છા

જણાવી. લક્ષ્મણે કહ્યું, મારા ભાઇ રામની આજ્ઞા વગર હું કાંઇ કામ કરતો નથી. ત્યારે તે રામ પાસે ગઇ. પણ તેમના તો જાણવામાંજ હતું કે, આ કપટથી છળવા ફરે છે. તેથી તેના વાંસામાં લખ્યું કે, આ આવે કે, તરત તેનાં નાક, કાન કાપી લઇ કાઢી મૂકવી. પછી આવી કે, તરત આજ્ઞા મુજબ કરી કાઢી મૂકી. આ દાખલાથી એવું સમજાય છે કે, મનમાં કપટ ધારીને કોઇનું બગાડવા જાય, તો તે કેવી ખરાબ હાલતને પામે છે? માટે સજ્જને કપટ વાસના અંગમાં પ્રવેશ થવા દેવી નહિ.

૫ ઇંદ્ર તથા ચંદ્ર—ત્રેતાના આરંભમાં દીર્ઘતમાના પુત્ર ગૌતમ નામે ઋષિ હતા. તેમને અહલ્યા નામે સતી સ્ત્રી હતી. તે બ્રહ્માની દીકરી હતી. તેને ગૌતમ સાથે પરણાવવાથી ઇંદ્રને ઇર્ષા થઈ. તેણે ચંદ્રને ફરમાવ્યું કે, આજ મધ્ય રાત્રે તું કુકડો થઇને ગૌતમના આશ્રમે બોલજે. ચંદ્રે તે કપટ કર્યું. ગૌતમને રોજ એવે ટાણે ગંગાપર સ્નાન કરવા જવાનો નિયમ હતો, તેથી તે ગયા; એટલે ઇંદ્ર કપટથી તેમનો વેષ ધારણ કરી અંદર પેઠો, ને સંજોગ કર્યો. ગંગાપર ગૌતમે જોયું, તો પાણી સ્થિર છે, તેથી શક થયો કે, આ કંઈ ભેદ છે; માટે પાછા આવ્યા. ઇંદ્ર ગભરાયો, ને બિલાડો થઇ સંતાયો. ગૌતમને તે માલમ પડવાથી શાપ દીધો કે, તને સહસ્ત્ર ભગ થશે. આ માટે દેવતાઓએ વિનતિ કરી; ત્યારે ઉશાપ આપ્યો કે, જા, તને ભગને બદલે નેત્ર થશે. તથા અહલ્યાને શાપ દીધો હતો કે, તું પથ્થરની સલ્લા થઇને પડજે? પણ તેની ભૂલ ન હતી, ને વળી કરગરી, ત્યારે ઉશાપ આપ્યો કે, રામચંદ્ર પરણવા જશે, ને તેમના પગની રજ તને લાગશે; એટલે પાછી સ્ત્રી થઇશ. એ પ્રમાણે જેમ બન્યો છે, ને ગૌતમે તેને પાછી રાખી છે. અહલ્યાના મનમાં કંઈ પાપ ન હતું, તેથી તેને આમી

ન લાગતાં સતીજ કહેવાઇ છે. વળી ઘરમાં તેમની પુત્રી અંજની હતી, તેણે ઇંદ્રની વાતને ઢાંકી પોતાને ન કહી; માટે શાપ દીધો. (વિશેષ જીવોત્પત્તિની ૧૦મી કલમમાં છે.)

૬ ચાર દેવતા–દ્વાપરના અંતની કંઇ પહેલાં નળ નામે રાજા હતો. તે દમયંતીને પરણવા ગયો; ત્યારે તેને વરવાને ઇંદ્ર, યમ, અગ્નિ ને વરુણ એ ચારેને ઇચ્છા થઇ હતી. આ દરેક દેવતા નળને છાનું છાનું એવુ સમજાવવા લાગ્યા કે, તું પુણ્યશાળી છે; માટે દમયંતીને કહે કે, તને મૂકીને અમને વરે. નળે દેવતાઓનું માગવુ માન્ય રાખીને પોતાની મરજી વિરુદ્ધ છતાં તેમ કહ્યું. પણ તેમાં કોઇનું કામ થયું નહિ. ત્યારે તે બધા કપટ કરી નળનું રૂપ લઇ મંડપમાં આવ્યા; પણ તેમનું રહેવું અંતરિક્ષ, તેથી તે વાતની ખબર થતાં દમયંતીએ તેમને ઓળખ્યા. ને નળનેજ વરમાળા આરોપી. ને કપટ કરી આવેલા નિરાશ થઈ પાછા ગયા. કપટ કરતાં દેવતા સરખાનું પણ ધાર્યું થતું નથી. ઉપરના બંને દાખલાથી જણાય છે કે, દેવતા સરખા પણ પૃથ્વીપરની સ્ત્રીઓથી મોહિત થતા, ને તેથી કપટ કરી તેમને છળવા આવતા.

ટીપ. નળ સૂર્યવંશી નિષધ દેશના રાજા વીરસેનનો પુત્ર છે. તે શાસ્ત્રજ્ઞાતા ને પુણ્યશ્લોક હતો. તે વિદર્ભ (વરાડ) દેશના કુંડીનપુરના રાજા ભીમક ને રાણી વજાવતીની દીકરી દમયંતીને સ્વયંવરથી પરણ્યો હતો. પરણીને જતાં રસ્તામાં કળિ તેને વરવા આવ્યો હતો. તેને નળે મારી કાઢયાથી તે તેની પાછળ પડયો, નળનો કાકો સુરસેન હતો. તેનો પુત્ર પુષ્કર હતો. પુષ્કર સાધુ રૂપે રહેતો, ને તપ કરતો. પણ કળિ ત્યાં જઇ તેના મનમાં ભરાયાથી નળને જુગટું રમાડી કપટથી ફસાવી વનવાસ કાઢી પોતે ગાદીએ બેઠો. આ વખતનાં ત્રણ સંવત્સર વનવાસ ફરતાં નળને ઘણું દુઃખ પડયું છે. પણ સત્ય ન છોડવાથી પાછું રાજ મળ્યું, ને પરમ સુખી થયો, છે. તેને ઇંદ્રસેન છોકરો અને ઈંદ્રસેના છોકરી, એ બે

જુગલ સંતાન હતાં. નળ ઘણી કળાઓ જાણતો. ને ઉપલા ચાર દેવો મંડપમાંથી પાછાં જતાં તેનું આકીન જોઇ દરેકે બબે વરદાન આપ્યાં હતાં. તેથી તેને અશ્વમંત્ર, અગ્નિમંત્ર, રોગ રહિત રહેવાનો મંત્ર, જળમંત્ર ને સૂકા વૃક્ષને નવપલ્લવ કરવાનો મંત્ર વગેરેનું જ્ઞાન હતું. હરિશ્ચંદ્ર, નળ ને પાંડવ એ ત્રણેને એકજ રીતનાં દુઃખ પડયાં છે, પણ કોઈએ સત્ય છોડયું નથી. તેમાં પણ હરિશ્ચંદ્ર સત્યમાં શ્રેષ્ઠ ગણાય છે. આ રીતે કાળાંતર વિતી ગયા છતાં સત્યા ગવાય છે. તે કીર્ત્તિ શું થોડી છે? હરિશ્ચંદ્ર તો નળની પહેલાં ઘણાં વરસ પર સત્યયુગમાં થયો છે. દુઃખ પડયા છતાં સત્ય ન છોડયું, તેથીજ તેમનાં નામ અમર થયાં છે. આવા માણસોનાં દુઃખ જાણ્યા છતાં ધન, સુખનો ગર્વ કરનારા કેટલા મૂર્ખ કહેવાય.

૭ નારદ—પાછલા જુગોમાં દેવતાઓ મંત્રોપચારથી કે પોતાની ઇચ્છાથી પૃથ્વીપર આવતા, ને જેને દેખો દેવો હોય, તેને દેતા. બીજાઓને તો તે અદર્શ હતા. તથા જે ઋષિ મુનિઓ અમર કહેવાય છે, તેઓ ઘણે ઠેકાણે દેખો દેતા; પણ હાલ તેવું છે નહિ. તેથી લોકો કહે છે કે, તેઓ છે ખરા; પણ જુગના માહાત્મ્ય પ્રમાણે અંધાર ગુફાઓમાં મૌનપણું લઇ બેઠા છે. તેમ નારદને માટે પણ છે. નારદની ઉત્પત્તિ સત્ય જુગમાં ને તેના કામપરથી તે ચારે જુગમાં હયાત જણાય છે. નારદનાં કપટ કંઈ જેવાં તેવાં નથી. પણ તે હર કોઇને પડતા દુઃખમાંથી છોડવવાને, ઇશ્વરેચ્છાનુસારે ભકતોને કસોટીપર કસવાને, દેવતાઓને ગમત કરાવવાને, ને કેટલીક વખત ઇશ્વિર ભાવિક સમો સાધવાને કરેલાં છે. પણ કંઇ સ્વતઃ મતલબ રાખેલી નથી, ને તેથીજ તે દોષવાન ગણાયા નહિ હોય. તેમણે સંસાર કરવો પસંદ કીધો નથી. તે સદાય છે, ને બ્રહ્મચારી રૂપે રહે છે. દેવતા વગેરેને લડાવવામાં ગમત માનતા. તેણે ધર્મશાસ્ત્ર પર સ્મૃતિ ને ગાયન પર ગ્રંથ કર્યા છે. ગાયનમાં તે એક્કા હતા. કહે છે, દેવતાની

પેઠે નારદમાં પવન વેગે અંતરિક્ષ જવાની શક્તિ હતી. ઘણા દૈત્યો ને રાજાઓને એક બીજા સાથે સહેજ વાતમાં કલહ કરાવવામાં બાકી રાખી નથી. આથી આજ પણ જે બીજાઓને લડાવી મારે છે, તેને લોકો નારદ જેવો કપટી કહે છે.

૧ દ્વાપરના અંતમાં ઘણા અધર્મીઓ થયા; માટે કૃષ્ણાવતારથી નીચે પ્રમાણે કરવામાં આવ્યું છે.

કુંડળિયો.

દ્વાપર કેરા અંતમાં, થયો અધર્મ અપાર;
કૃષ્ણ રૂપ તેથી ધર્યું, કીધો દૈત્ય સંહાર.
કીધો દૈત્ય સંહાર, કંસ જેવા કંઇ મારી;
બાણાસુરનું બળ, હતું બેહદ ઉતારી.
કૌરવનો કર્યો નષ્ટ, ભાર ભૂમિનો ટાળી;
પાંડવને કરી સાહ્ય, હાથ દ્વાપરમાં ઝાલી.

દ્વાપરના અંતમાં પાછલા ત્રણ જુગો કરતાં કપટ કામ વિશેષ થયાનો ભાસ થાય છે. નારદે શિવને તેમના પુત્ર ગજાનન સાથે કેવા લડાવ્યા છે? તેણે શિવને તપ કરતાં કહ્યું કે, મહારાજ, તમે તો જોગી થઇ તપ કરો છો, ને પાર્વતિ પાસે તો બે બાળક રમે છે. (જુઓ જીવોત્પત્તિ કલમ ૧૬મી). વળી કૃષ્ણ સાથે તેમનાં સ્ત્રી સત્રાજી જાદવની પુત્રી, સતભામાને એક અનુપમ પારિજાતકના ફૂલ માટે ભંભેરી રાઢ કરાવી હતી. આ રીતે કૃષ્ણ જેવાના ઘરમાં પણ પોતાના સ્વભાવનો પ્રવેશ કીધા વગર રહ્યા નથી. વળી અર્જુન સાથે મહાદેવને પણ ખૂબ લડાવ્યા છે. પાંડવોએ વનવાસમાં ધાર્યું કે, છેવટ કૌરવો સાથે યુદ્ધ કરવું પડશે. તેમાં કર્ણ જીતવો કઠણ છે, તે મહાદેવજીના વરદાન વગર બનશે નહિ; માટે અર્જુને કૈલાસપર જઇ છ માસ અઘોર તપ કર્યું, તેથી શિવ પ્રસન્ન થઈ આવ્યા તો ખરા, પણ તેની નિષ્ઠા

જોવા માટે એક વરાહ બનાવી અર્જુન પાસે મોકલ્યો, ને પોતે ભીલ બની તેનો શિકાર કરવા મિષે આવ્યા, અર્જુને તેમની સાથે યુદ્ધ કર્યું, પણ વરાહને મારવા ન દીધો. આ વખતે નારદે આવી બેઉને એવું સમજાવ્યું કે, ન લડતા હોય તો લડે. છેવટ તેની નિષ્ઠા, હિંમત ને ધર્મ જોઈ ખુશ થઇ પશુપતાસ્ત્ર બાણ ને તેનો મંત્ર આપ્યો. જુઓ ? અર્જુન, કૃષ્ણનો ખરો ભાવિક ભક્ત હતો, પણ વર મેળવવા મહાદેવનું તપ કર્યું, તથા તેની પૂજા[૧] કીધા વગર જમતો નહિ. માટે શિવ અને વિષ્ણુમાં કંઇ ભેદ ગણવા જેવું નથી. વળી કૃષ્ણે એક જગાએ કહ્યું છે કે, મારામાં ને શિવમાં કંઇ ભેદ નથી; તેમ છતાં કેટલાક તેનો ઝઘડો કરે છે, એ કેવું ખોટું છે.

૧. ટીપ–તેનું એક દૃષ્ટાંત એવું છે કે, ભાલમાં એક વેળા અર્જુનને શિવનાં દર્શન ન થવાથી ભોજનને અટકાવ થયો તેથી ભીમે જંગલમાં એક ખરાબ જગાપર લોટો ઊંધો પાડી શિવલિંગ જેવો આકાર કરી અર્જુનની મશ્કરી કરી કે, તમને શંકર બતાવું. તે જોતાં તેને ખરા શિવ માની અર્જુને પૂજા કરી. તેપરથી કહ્યું કે, આવાજ શંકરની તમે પૂજા કરો છો કે ? એમ કહી જોવા ગયા તો લોટો ફાટી ગયેલો ને અંદર શિવલિંગ થયેલું દીઠું. એજ રીતે ને તેજ આકારમાં જે લિંગ પ્રગટ થયું, તે ભીમનાથ છે. ભીમનાથનો મહંત એક ગામેતી જેવો છે.

૨ બળિનો કુંવર બાણાસુર તે સોણિતપુરમાં થયો. તેણે કૈલાસપર શિવનું બહુ તપ કર્યું. શિવે પ્રસન્ન થઇ સહસ્ર હસ્ત આપ્યા. પછી સંતાન માગ્યું, ત્યારે પોતાની દીકરી ઓખા હતી, તે આપી. ઓખાનો જન્મ થયા પછી કોઇએ તેને કહ્યું કે, આ કન્યાના પરણ્યા પછી તને બહુ વિઘ્ન થશે. તેથી ન પરણાવવી, એવો વિચાર કરી એકસ્થંભી માળીઉં બનાવી તેમાં રાખી, ને તેની સારવાર કરવા પોતાના વજીર કોભાંડની દીકરી

ચિત્રલેહાને (મૂળ બ્રહ્માની દીકરી વિધાતા-સરસ્વતી) તેની જોડે તે માળીઆમાં રાખી. આ ચિત્રલેહાએ કપ-ટથી રાત્રીએ ગુપ્તપણે દ્વારિકાંમાં જઇ કૃષ્ણના દીકરા પ્રદ્યુમ્નના પુત્ર અનિરૂદ્ધને ઊંઘતો લઇ આવી. પછી નારદે આવી ઉષા સાથે ગંધર્વ વિવાહ કરાવ્યો, ને પાછા જતાં હિંમત આપી કે, હવે ભય ગણતો નહિ. આ કામમાં વૈકુંઠપતિની ઇચ્છા છે. તારૂં રક્ષણ તે કરશે. ને તારા કુળમાં તો તેમ થતુંજ આવે છે. આ કૌતુક સરખું કપટ જાણી બાણાસુર ચકિત થયો. તેથી અનિરૂદ્ધ સાથે લડાઇ થઈ. તેમાં અનિરૂધ્ધે ઘણા દૈત્યોને હસ્તબળથી સંહાર્યા. પણ છેવટ બાણાસુરે શિવના આપેલા નાગપાશે બાંધી તેને કેદમાં નાંખ્યો. આ વાત નારદે જઇ કૃષ્ણને કંઈ સમજાવી, ને બીજી બાજુ શિવને કંઈ સમજાવી બંને દેવો વચ્ચે ભારે યુદ્ધ કરાવ્યું. છેલ્લે કૃષ્ણે શિવને એક બાણથી નિદ્રાવશ કરી બાણના ચાર હાથ રાખી, બીજા સર્વ કાપી નાખ્યા. પછી દેવતાઓએ મધ્યસ્થ થઇ તે બંને દેવોને સલાહ કરાવી, એટલે બાણે ઉષાને જાહેરમાં અનિરૂદ્ધ વેરે પરણાવી કૃષ્ણનો વેવાહી થયો. બાણાસુરને પૂર્વ ભવે તેના છોકરાનો પોતે તિરસ્કાર કરવાથી તે છોકરે તેને સાત ભવ વાંઝીઓ રહેવાનો શાપ દીધો હતો. તેથી તેને સંતાનનું સુખ નહતું, પણ ઓખાએ કૃષ્ણની પાસે પોતાના બાપનો વંશ રહેવાની વિનતિ કરવાથી તેને એક છોકરો થવા વરદાન આપ્યું, તેથી તેને એક છોકરો થયો, તેનું નામ ગઆસુર હતું. ગઆસુર પછી તેનો વંશ ચાલ્યાની ખબર નથી. બાણાસુરની ઉપર મુજબ હાલત થવાનું કારણ એ છે જે તે શિવ, પાસેથી વરદાન લાવ્યા પછી બહુ મદે ચડયો ને શિવ પાસે જઇ માગ્યું કે, મને લડનારો આપો? વિનાશકાળે વિપરીત સૂઝે. માટે તેનો મદ ઉતારવાને એ રીતે કર્યું

છે. સાર એ છે, જે મોટાઈ પામીને મદ કરે, તેની આવી હાલત જાણવી.

૮ વિષ્ણુ-ભસ્માસુર (વૃકાસુર) નામે શકુનીનો પુત્ર હતો. તેણે કૈલાસપતિનુ તપ કરી આઠ દિનમાં તેમને પ્રસન્ન કર્યા. તેથી તેમણે તેને એક ભસ્મકંકણ આપી, વર આપ્યો કે, તે પહેરીને તું જેનાપર હાથ મૂકીશ, તે બળીને ભસ્મ થશે. આવું મોટું ફળ કોઇ ખરા શત્રુપર વાપરવાના કામનું હતું; પણ ભાન ભૂલી મદાંધ બની, પાર્વતીપર મોહિત થયો, ને શિવનાપર હાથ મૂકી બાળી ભસ્મ કરી તેને લેવા ધાયો. શિવ ગભરાયા, ને વિષ્ણુ પાસે ગયા. ત્યારે પાપીને હણવા વિષ્ણુને કપટ કરવું પડયું. તે બ્રાહ્મણનો વેશ લઇ વૃકાસુરને મળ્યા, ને ફસાવ્યો કે, તું કેવો અજ્ઞાન છે. મહાદેવ ભૂતોની ટોળીમાં ફરનાર, રાખ ચોળનાર, સ્મશાન વાસી, પિશાચ ને અસુરોમાં રહેનાર, તેનું વચન તું સાચું માને છે? પ્રથમ તારે માથે હાથ મૂકી અજમાવી તો જો? પછી ખરૂં પડે તો તેમ કરજે? દૈત્યે કામાંધના ગભરાટમાં પોતાપર હાથ મૂકયો, ને બળીને ભસ્મ થયો. આથી તેનું નામ ભસ્માસુર પડયું છે. કોઇ ઠેકાણે એવું છે કે, વિષ્ણુ પાર્વતી જેવા બની દૈત્યને કહ્યું કે, શંકર માથે હાથ દઇ નૃત્ય કરતા હતા, તેમ કરે તો તારે ઘેર આવું. બેભાનમાં માથે હાથ મુકતાં ભસ્મ થઇ પડયો. સાર એ છે જે વરદાન મળ્યા છતાં સઉપયોગ કરતાં ન આવડે, તેના આવા હાલ. મળેલું વરદાન સમાર્ગે વાપરીએ, તો ફળદાતા છે. જે લોકોને સુખ, અમલ કે પૈસો સાંપડયા પછી છકી જાય છે, તેમને ઉપલા બંને દાખલા ધ્યાનમાં લેવા જોગ છે.

૯ કંસ-મથુરાંના આહુક રાજાના છોકરા ઉગ્રસેનનો પુત્ર, માતા તેની પવનરેખા; એકવાર તે રથમાં બેશી સ-

હેલ કરવા જતાં વનમાં ભૂલી પડી. ત્યારે દ્રમલિક[૧] રાક્ષસે કપટથી ઉગ્રસેનનું રૂપ લઇ સંભોગ કર્યો. તે ગર્ભથી પૂરા દશ માસે માઘ શુદ ૧૩ બૃહસ્પતવારે કંસ અવતર્યો. આથી તે અસુર થયો, ને ભગવાન્ વિમુખ ચાલ્યો. જેવું વીર્ય, તેવા ગુણ. બાપ તો વિષ્ણુ ભક્ત હતો. પણ પુત્ર તો ૭ વરસનો થયો, ત્યારથી પ્રજાને અને બાળકોને પીડા કરવા લાગ્યો. આઠ વરસનો થયો, ત્યારે મગધ દેશના જરાસંધ રાજાને હરાવી તેની બે દીકરીઓ પરણ્યો. તેણે કૃષ્ણને ગોકુળમાં મારવા અનેક છળભેદ કર્યા. કેટલાક દૈત્યોને મોકલ્યા. એકવાર રાક્ષસણી પુતનાને માસી ઠરાવી થાનપર વિષ લગાડી બાળમુકંદને ધવરાવી મારી નાખવા મોકલી. બાળકૃષ્ણે તેના થાનને એવા ચૂસ્યા કે, પ્રાણ નીકળી ગયો. એક રાક્ષસ બ્રાહ્મણ થઇ મારવા આવ્યો, તેની જીવ્હા ખેંચી કાઢી. વત્સાસુર વાછડો થઈ આવ્યો. બકાસુર પક્ષી બની આવ્યો. અગાસુર સર્પાકારે; પણ તે સર્વના પ્રાણને નર્ક ભેગા કર્યા. કંસે તેના પિતાને કહ્યું કે, તમે રામ નામ છોડી મહાદેવનો જપ કરો? પિતાએ કહ્યું કે, રામ વગર હું બીજાને ભજીશ નહિ. વળી પ્રજાને ફરમાવ્યું કે, તમે યજ્ઞ ન કરો, તથા રામને ન ભજો? કંસના આવા કર્મોથી દેવકીનંદને ૧૧મે વરસે તેની છાતીપર ચઢી બ્રહ્માંડનો ભાર મૂકી મારી નાખ્યો. કપટીઓ ફાવતા નથી ને દુઃખી થાય છે. બીજાને હણતાં પોતે હણાય છે. તથા કોઇના ધર્મને ખલેલ કરવામાં સુખ થતું નથી. ઈશ્વરની ગતિને કોઇ જાણતું નથી.

૧૦ જરાસંધ-શિવભક્ત હતો. ને તેનું તપ કરવાથી શિવે તેને એક અમરકંથા આપીને કહ્યું કે, કોઇ શત્રુ

૧. પૂર્વ જન્મે તેનું નામ કાળનેમ હતું, ને તે વખત તેણે વિષ્ણુ સાથે યુદ્ધ કર્યું હતું.

આવે, ત્યારે આ કંથા પહેરીને જજે? એટલે કોઇથી મરીશ નહિ. આવું મોટું વરદાન પામ્યો, પણ કેર કરવા ભૂલ્યો નહિ. કહે છે, તેણે ૨૦૮૦૦ રાજા-ગરાસીઆઓને કેદ કીધા. તથા પાંડવોને યજ્ઞ કરવો હતો, તેમાં પણ તે પ્રતિકૂળ થયો હતો. આથી કૃષ્ણને તેને મારવાની જરૂર પડી. પછી પાંડવોને રાજસુય યજ્ઞ કરવો હતો, માટે કૃષ્ણ અર્જુન અને ભીમ લંકાંમાં સોનું લેવા ગયા. લઇને પાછા આવતાં જરાસંધના દરબારમાં જઇ ભિક્ષાનદેહી કરીને ઉભા રહ્યા. જરાસંધ ગમે તેવો પણ બ્રાહ્મણ દ્વારે માગવા આવે, તેને પાછો ન કાઢવો, એવો નિયમ રાખતો હતો. પછી આવીને જોયું, તો જાણ્યું કે, આ કાંઇ ખરા બ્રાહ્મણ નથી; પણ વેષધારી બનેલા છે. તથાપિ કહ્યું કે, જે જોઇએ, તે માગો? તેપરથી તેમણે યુદ્ધ માગ્યું. ત્યારે ખાતરી થતાં કહ્યું કે, તમે ત્રણે ક્ષત્રી છતાં મારી સાથે યુદ્ધ લેવા આવું કપટ કર્યું, તો જાઓ ૧૮ દહાડા યુદ્ધ કરીશ. અહીં કૃષ્ણે પેલી કંથા હતી, તે છાની ભીમ પાસે લેવરાવી દીધી. પછી મલ્લકુસતીનું યુદ્ધ થયું. પ્રથમ તો ભીમને તોબાહ પોકરાવી; પણ પછી કૃષ્ણે યુક્તિ બતાવી, તે પ્રમાણે ભીમે તેને ચીરી તેના બે ભાગ અવળા સવળા ફેંકી દીધા. પછી તે બે ભાગ વચ્ચે ધૂળના ઢગલાનું શિવલિંગ સ્થાપન કરી પિપળાનું પાન ઉપર મૂક્યું, જેથી તે ભાગ ભેગા થઇ શક્યા નહિ. કેદ કરેલા રાજાઓને તે મારી નાખવાનો હતો. આવા તેના જૂલમને લીધે કૃષ્ણને આમ કરવું પડયું છે. જરાસંધ સત્યથી બોલ્યા પ્રમાણે લડયો છે, પણ જૂલમી હોવાથી દુઃખ પામ્યો છે.

**૧૧** કૃષ્ણ તથા કુંતા-કુંતાના પિતા સુરસેન જાદવ, ભાઇ વસુદેવ ને માતા મરીષ્યા છે. સુરસેનને દશ છોકરા, તેમાં વડા વસુદેવ ને પાંચ દીકરી, તેમાં વડી કુંતા

છે. આ બાઇ સતી છે, પણ તેની પાસે કૃષ્ણે એવો પ્રપંચ કરાવ્યો કે, કર્ણ તમારો પુત્ર છે, તેની પાસે જઇ તેને ફરસુરામે આપેલાં બે અજીત બાણ છે, તે માગી લાવો? તેને સમજાવો કે, બાપુ, તું, યુધ્ધે જાય છે, માટે મને કંઇ માગું, તે આપતો જા? હું પુત્ર જાણી જાચવા આવી છું. તે મહા દાનેસ્વરી ને સત્યો છે, માટે વચને બંધાશે, એટલે આપ્યા વગર રહેશે નહિ. જાચતાં હા કહે, એટલે તમારે તે બે બાણ માગવાં? સતી કહે, મહારાજ, એમ કહેતાં જીભ કેમ ઉપડે? કૃષ્ણ કહે, તેમ કર્યા વગર છૂટકો નથી, નહિ તો તે તમારા સર્વનો નાશ કરી નાખશે. આથી કુંતા દલગીર થયાં, ને પૂછયું કે, હું તેનાં ઘણાં બાણમાંથી કેમ જાણું કે, અમુકજ બે બાણ. કૃષ્ણ કહે, હું એકપર પીળી ને બીજીપર લીલી મક્ષિકા થઇને બેસીશ. તેપર નજર કરી માગી લેવાં? આ સંકેત પ્રમાણે માગવા ગયાં, ને વાતચિત કરતાં બે બાણ માગ્યાં. આ વખત કર્ણે જાણ્યું તો ખરૂં કે, કંઇ ભેદ છે; તેથી કહ્યું કે, માતાજી એ શું માગો છો? આ તો તમે મારૂં તમામ વિત્ત છિનવી લેવા ધાર્યું. બાઇ બોલ્યાં કે, આપું તો તેજ આપ? કર્ણે સાફ કપટ જાણ્યું, પણ વચનથી બંધાયેલો, તેથી આપ્યાં. સત્ય મનુષ્યો માથે આવતાં દુખ ખમતા, પણ સત્યાકીન તોડતા નહિ. કર્ણે જાણ્યું કે, ન આપું તો વચનભંગ કહેવાઉં, માટે આપ્યાંછે. કૌરવોના દુરાગ્રહને લીધે કૃષ્ણને આ યોજના કરવી પડી છે.

**૧૨** કૃષ્ણ તથા અભિમન્યુ–અહિલોચન નામે સોણિતપુરના મયદાવનનો પુત્ર હતો. એ મય દૈત્યને શ્રીકૃષ્ણે માર્યો હતો. અહિલોચનને રમતાં તેનો દડો એક ડોસીને વાગતાં તેણે મશ્કરીમાં કહ્યું કે, જા નબાપા. આ સાંભળી તેને ગુસ્સો આવ્યો, ને પોતાની જનેતાને પૂછયું કે,

મારા બાપ કોણ છે? તેણે કહ્યું કે, દીકરા, તારા બાપને તો કૃષ્ણે મારી નાખ્યા છે. આથી તેણે પણ લીધું કે, હરેક રીતે પિતાના હણનારને મારૂં તોજ હું છોકરો ખરો? આ કામ માટે તેણે નીલકંઠેશ્વરનું તપ કરી વરદાનમાં એક વજ્ર પેટી લાવ્યો કે, એમાં પુરી કૃષ્ણને રૂંધી મારૂં. આવા વિચારથી પેટી ઊપાડી કૃષ્ણને શોધવા ચાલ્યો. એટલે કૃષ્ણ તેના બાપના ગોર શુક્રાચાર્યનું રૂપ લઇ તેને મળ્યા, ને ફોસલાવ્યો કે, હું તો તારો ગોર થાઊંછું. એમ સ્નેહભાવ બતાવી પૂછયું કે, આ પેટી શાની છે? અસુરે ગોર જાણી પોતાના મનનો ભેદ કહી દીધો. ત્યારે આ વેષ ધારીએ કૃષ્ણની નિંદા કરીને કહ્યું કે, એ તો તારા જેવડોજ છે. અરેરે, તારા બાપને તેણે માર્યો છે? આમ બાહ્યાંતરે વહાલ દેખાડી ઘણું રૂદન કર્યું. હવે આ પેટીનું પરમાણું આપણે ભરીએ. જો તેમાં તું બરાબર માયો, તો કૃષ્ણ પણ માઇ રહેશે. પછી અહિલોચન પેટીમાં સૂતો, ને બોલ્યો કે, ગોર દેવતા જોજો, પેટી ઊઘાડવી ભૂલી ના જતા? વેષ ધારી ગુરુએ કહ્યું કે, એમ તે ભૂલું! આ રીતે છેતરી તેને અંદર સૂવાડી પેટી બંધ કરી પોતે જોવા જરા દૂર ઊભા રહ્યા. દૈત્ય કહે, ગોર ઊઘાડો? કૃષ્ણ કહે, ગોર કોણ ને કોઇ કોણ, એતો હું કૃષ્ણ. તે બોલ્યો કે, આવો દગો કરીને માર્યો? આ પેટી કૃષ્ણ ફરતાં ફરતાં કેટલેક દહાડે ઘેર લઇ ગયા, ને દૈત્ય અંદર મરણ પામ્યો. પણ ત્રિપુરારિ-[1]ની આપેલી પેટી વજ્રની, તેથી તેમાંથી જીવ બહાર નીકળી શકયો નહિ. એ પેટી શાધાવરે પોતાની ભગિની સુભદ્રાને સોંપી. લક્ષ્મીજી તથા રૂક્ષ્માણી વગેરેએ સુભદ્રાને કહ્યું કે, તમારા ભાઇએ કંઇ આપ્યું છે, તે બતાવો તો ખરાં? લઇ તો નહિ જઇએ. સુભદ્રા તેમને બતાવવા

---

૧. ત્રિપુરાસુર દૈત્યના અરિ=તેને મારેલો માટે; (શિવ.)

પેટી ઉઘાડે છે, તો પેલો જીવ મોં વાટે તેના અંગમાં પેશી ગયો, ને મહા દુઃખ દેવા લાગ્યો. તેને છ કોઠાની વિદ્યા કૃષ્ણે સંભળાવી, ત્યારે ૧૮ માસે અવતર્યો; તે અભિમન્યુ છે. સુભદ્રાના પરણ્યા પહેલાં આ જીવ તેના અંગમાં પેઠો હતો, પણ પરણ્યા પછી ગર્ભ સિચન થયો, ત્યારે તેને વળગી પાંચ માસ પછી વૃદ્ધિ પામતો ગયો. અહિલોચનની પેઠે બીજાને નુકસાન કરવાનું ધારીને કોઈ કાંઇપણ કાર્ય કરવા જાય, તેને તેનું સારૂં ફળ કયાંથી મળે? એ અભિમન્યુ જરા મોટો થયો, તેવામાં પાંડવ-કૌરવના સંગ્રામ માટે સાત કોઠા રચાયા. પ્રથમના છ કોઠા જીતવાનું ઊપર મુજબ ગર્ભમાં શીખ્યો હતો, તેથી આ કુંવરે માથે લઇ બીડું ઝડપ્યું. આ કોઠામાં તેનો ઘાટ ઘડવો હતો, માટે કૃષ્ણે એવું કર્યું કે, જેવો કોઠા જીતતો જીતતો સાતમે કોઠે આવવાનું થયું કે, તેના રથનો હાંકનાર ગટોરગચ્છ રીસાઇને જતો રહ્યો. બહાર લશ્કરમાં અશ્વત્થામા નામનો હસ્તી છોડી મૂક્યો, ને તે કોઇથી ઝલાય નહિ, એવું બળ મૂક્યું. ભીમને છેતર્યો કે, તું તો અહીં રથ ઊપર બેઠો, ને બહાર હાથી પકડાતો નથી, ને સૈન્યનો ઘાણ વાળી દેછે. દળકટક વગર પછી કરશો શું? ભીમ લાઇલાજે દિલાસો આપી હાથી બાંધવા ગયો. એ રીતે કોઠામાં અભિમન્યુ એકલો રહ્યો. અર્જુન ધાઇ આવે, પણ તેને જાલંધરને મારવા પાતાળમાં લડાઇ કરવાની જરૂર પાડી પહેલાંથી ત્યાં વિદાય કીધો હતો. અહીં પોતે પછી ધોળા ઊંદરનું રૂપ ધરી કુંવરને લલચાવવા લાગ્યા. ગમે તેવો પણ બાળક, તેથી ઊંદર પકડવા તરફ મન ગયું. જેવો અભિમન્યુ તેને ચુપચુપ પકડું, એમ ધારી ધનુષ્યની અણી ઊપર ડોકું ટેકાવી ઊભો રહ્યો, તેવાજ આવતાંને પણુછ કરડી ખાધી; એટલે તેની અણી ગળામાં પેશી ગઇ; તે ઊછળીને પડયો, ને પ્રાણ રહિત થયો. કૃષ્ણ-

તેના મામા હતા, તેથી તે દિવસથી ઉંદર મામા કહેવાય છે. કૃષ્ણને અભિમન્યુ માટે આ રીતે કરવું હતું, માટે તે પહેલાં પણ કેવા ખેલ કર્યા છે, તે જુઓ? પ્રથમ તો અભિમન્યુને વૈરાટમાં ત્યાંના રાજાની કુંવરી ઉત્તરા સાથે પરણાવવા પાંડવોએ તેડાવ્યો, ત્યારે પરણતા પહેલાં તેના અંગમાં ધીકતા લોઢા જેવો તાવ મૂકયો, ને એ વરકન્યા આંખે પાટા બાંધીને પરણવાની બાધા લે, તો સારૂં થાય; એમ બાધા લેવરાવી આંખે પાટા બાંધી પરણાવ્યાં. કારણ તે જોડાનાં રૂપ એવાં મનોહર હતાં કે, જો તેઓ એક બીજાને જુએ, તો પછી કદી છૂટાં પડે નહિ, ને તેથી કુંવર કોઠા યુદ્ધમાં લડવા જાય નહિ. વળી જ્યારે તેને યુદ્ધમાં જવાનું નક્કી થયું, ત્યારે સુભદ્રા ઘણું ઉદ્વેગ પામ્યાં, ને એક રજનીમાં વૈરાટમાં જઇ ઉત્તરાને લઇ આવે, એવી સાંઢણી ભાડે કરી તેડવા મોકલ્યું. એ ટલા માટે કે જો તેઓ ભેગાં થઈ જાય, તો પછી ચંચળ ને સુંદર સ્ત્રીના પાસમાં પડતાં યુધ્ધે જાય નહિ. પરંતુ તે વાત કૃષ્ણને પસંદ પડી નહિ. ઉત્તરા ઉમેદભેર જલદી આવત તો ખરી, પણ પોતા પાસે અમીકુપો હતો, તે લેતાં વિસરી ગઈ. થોડેક આવી, ત્યારે યાદ આવ્યું. તેથી પાછી લેવા ગઈ. ઘરમાં જુએ તો અમીકુપો હાથ આવ્યો નહિ. (કહેછે એવો હતો કે, અભિમન્યુ ઉપર છાંટત, તો મરેલો સજીવન થાત) વળી બીજું એવું થયું કે, સાંઢણીના પગમાં ખીલો વાગ્યો, ને તે હેરાન થઇ, તોપણ જાત તે જાત. થતી વેદના ખમીને આવી; પણ પ્રભાત થયું. પરંતુ કિરણ ફુટયાં, એટલે તો અભિમન્યુ સજ્જ થઇ યુધ્ધે જવા શુકન જોવા લાગ્યો. શુકન સાધી જેવો કોઠા નજીક ગયો કે, સાંઢણી ત્યાં આવી પહોંચી, ને એક એકનાં દર્શન થયાં. આ વેળા ઉત્તરાએ કલ્પાંત કરી તેને પાછો વળવા માટે બહુ સમજાવ્યો, પણ તેણે કહ્યું

કે, હવે પાછો વળું, તો પાનને ઠેકાણે લારા ચાવ્યા ક-
હેવાય, જણુનારી લાજે, ને ક્ષત્રીપણાને બટ્ટો લાગે, અંતે
ઉત્તરાના માગવાથી ત્યાં તંબુમાં ઋતુદાન આપ્યું. વળી
કુંતાએ પણ યુધ્ધે ન જવા પ્રથમ કાલાવાલા કર્યા હતા,
તે પણ તેણે માન્યા નહતા, ત્યારે દલગીર થઈ કુંતાએ
પચદેવની આણ દઈ રક્ષા બાંધી હતી. કૃષ્ણે જાણ્યું કે
આ રક્ષા સતીની બાંધેલી છે, તેથી તે હશે; ત્યાં સુધી
અભિમન્યુ મરશે નહિ. માટે તેને ચડાવ્યો કે, તું તે શાનો
શૂર વીર છે. માતાની આપેલી રક્ષા બાંધીને તો તું લડવા
જાય છે. તું હારનારો તો નથીજ, છતાં તને કીર્ત્તિ ન
મળતાં રક્ષાથી જીત્યો કહેવાઇશ. આથી ગર્વ ધરી રક્ષા
તોડી ફેંકી દીધી, ને લડતાં ઊપર મુજબ મૃત્યુ પામ્યો.
એ કૃષ્ણ સાથે હમેશાં વેર રાખતો, ને ગર્વિષ્ટ હોવાથી
તેને માટે કૃષ્ણને આ કામ કરવું પડયું છે.

ટીપ. અભિમન્યુની વાતથી એવો સાર સમજાય છે કે, મૃત્યુ
સમે જે તૃષ્ણામાં જીવ ભરાય છે, તે રીતે તે જન્મ પામેછે.
અભિમન્યુને પૂર્વ જન્મે મરતાની ઘડી સુધી એજ વાસનામાં
જીવ રહયો કે, કૃષ્ણને મારૂં. આ માટે તેનો જન્મ સુભદ્રાની
કૂખે થયો, ને પાછો કૃષ્ણ હાથે મૃત્યુ પામ્યો. બીજો સાર
એવો મળે છે કે, મુઆ પાછળ ઘણું રોવું એ કેવળ મિથ્યા
છે. અભિમન્યુના મરણથી અર્જુનને ઘણું રૂંગું આવ્યું, ને
કૃષ્ણને કહે કે, મારો છોકરો પાછો લાવી આપો ? કૃષ્ણ
તેને ગૌલોકમાં તેડી ગયા, ને અભિમન્યુ જેવો બતાવીને કહ્યું
કે, તારા છોકરાને લઇ જા ! અર્જુન તેને કહે, બેટા, ચાલ!
તે બોલ્યો કે, તું કેવો અજ્ઞાન છું. બેટા કોણ ને બાપ કોણ,
હું તારે ઘેર ને તું મારે ઘેર, એમ ઘણીએ વાર થયું ને સં-
બંધ તૂટયો કે, રસ્તો લીધો. આ સાંભળી અર્જુનને જ્ઞાન
થયું કે, હું શોચું છું, તે ખોટું છે. જીવતાની સગાઈ છે. મુઆ
પછી કંઇ સંબંધ રહેતો નથી. આ વિષે જ્ઞાન થઇ મનને
ધીરજ રહે, માટે મરનારની પાછળ લોકો ગરૂડ પુરાણ સાં-

બળે છે. આ દુનિયાંમાં કોઇ કોઇનું નથી. બાપ કોણ ને બેટા કોણ, મામો કોણ ને ભાણેજ કોણ. એ તો માણસના ઘરમાં રહેલો તેને લીધે તથા સ્વાર્થ ને સ્નેહને લીધે હૃદય ભરાઇ આવે છે. દુઃખ થવાનું કારણ સ્નેહ ને સ્વાર્થ છે. તથા ઘણુંખરૂં લોકોને દેખાડવાને પણ રૂએ છે. આ કામ સાધારણે તો કરવું પડે, કારણ તે વગર તો તનના સગાના મોતથી થતો માનસિક દુઃખનો ઉભરો સમતો નથી. પણ હાયપિટ કરવી, પછાડા મારવા, એતો મરનારને તેમ રૂદન કરનારને ખાલી નુકસાન કરવાનુંજ થાય છે. આ કામનો સુધારો કરવાની જે જ્ઞાતિ પહેલ કરશે, તે ભવિષ્યમાં માનવંત્ થઇ પડશે. રસ્તામાં બૈરાં કૂટેછે, તે કેવળ ખેદ કરતા છે. રોવા કૂટવાથી શું વળે છે? શું મરનાર પાછો આવે છે? ત્યારે પછી પાછળ દુઃખી થવા કરતાં હૈયે હિંમત રાખી રહેવું, એજ સારૂં છે.

૧૩ અભિમન્યુના મુઆ પછી ઉપલા ગર્ભથી તેને જે છોકરો થયો, તે પરીક્ષત છે. આ રાજાને કળિ યુગ મળ્યો હતો. કળિનો પડછો ચારે જુગમાં હોયછે. દ્વાપરના અંતમાં નળ રાજાને પણ તેણે દુઃખ દીધુંછે. પણ તેના નામેં રાશી કળિ કાળમાં તેની સત્તા વધારે ચાલેછે. માણસની બુદ્ધિ ભમી જાય, ને કલહ ઉપજે, તેનું નામ કળિ છે. તેથી કવિઓ તેને માણસરૂપે કલ્પી વર્ણન કરેછે કે, તેને પાડાનું વાહન છે, કંઠે મનુષ્ય મસ્તકોની માળ, પહેરણ પાડાનું ચર્મ, ઊંટ ચર્મના ઊપરણા, ટુંકા ચર્ણ, શામ વર્ણ ને કેશ પંચવર્ણા છે. કરમાં કાતી, આંખ રાતી, ને મોંપર રૂધિરના રેલા છે. રીસનો ભરેલો ને માથે અંગારની સગડી છે. તેની સાથે અવગુણનો તો પારજ નહિ. આવો ને માણસનાં મન ભમાવનારો જાણી રાજા નળ તેને મારી નાખતો હતો; ત્યારે તેણે કરગરીને કહ્યું કે, મને શું કરવા મારોછો? મારામાં બે મોટા ગુણ છે. જે સારૂં કામ કરશે, તેને તેનું ફળ તરત અપાવીશ, ને

જે વિશ્વાસે ધ્યાન ધરશે, તેને ૬ માસમાં દેવ મેળવીશ. જે પહેલાં ઘણે કાળે થતું. આ બે ગુણથી તેને જીવતો મૂકી બેડાના ઝાડમાં વાસ આપ્યો. પછી તે પરીક્ષતને મળ્યો. તે પણ તેને મારી નાખતો હતો, પણ ઊપલા ગુણો બતાવ્યાથી તેણે જીવતો મૂકી નીચ ગુણો, મદિરા, સુવર્ણ વગેરેમાં રહેઠાણ આપ્યું. આ માટે પરીક્ષતના વખતથી ઇ. સ. પૂર્વે ૩૦૦૦ વરસથી કળિની શરૂઆત થયેલી ગણાયછે. પરીક્ષત શૂરો, ન્યાયી, પ્રજાપાળક, અક્રોધી ને સત્યો રાજા હતો; પણ વખતે બાળચેષ્ટા કરતો. લોમસ ઋષિ તપ કરવા બેઠેલા જોઈ પાસે એક મરેલો સર્પ હતો, તે તેમના ગળામાં નાખ્યો. આ વાત તેના સુત શૃંગીને કોઇએ કહી. એટલે તેણે શાપ દીધો કે, આજથી ૭મે દહાડે તક્ષક નાગના ડરાવાથી તે રાજાનુ મોત થશે. આ જાણી લોમસ નારાજ થયા, ને કહ્યું કે, સહેજ વાતમાં એવા ભલા રાજાને શાપ દેવો જોઇતો ન હતો. પછી રાજાને ચેતાવવા તરત એક શિષ્ય મોકલ્યો. રાજાને ખબર થતાં રાજપાટ તજી જંગલમાં જઇ રહ્યો. આ જાણી ત્યાં નારદ, વ્યાસ, વશિષ્ટ, ભારદ્વાજ, કાત્યાયન, પારાસર, વામદેવ વગેરે સર્વ ઋષિઓ આવ્યા. પછી જેણે સંસાર કર્યો નથી, ને માયા રહિત, એવા વ્યાસસુત શુકદેવ આવ્યા. તેમની સાથે રાજાએ સંવાદ કીધો કે, મહારાજ, હવે ૭ દિનમાં મારૂં કલ્યાણ શી રીતે થશે? ત્યારે મુનિએ કહ્યું કે, રાજા તું એ થોડા ન સમજ. એક ઘડીના ધ્યાનમાં પણ મુક્તિ થાયછે. શિવાંગ રાજાની નારદે બે ઘડી જ્ઞાન આપતાં મુક્તિ થઇ હતી. ખરૂં છે કે, આવા નિષ્કામી ગુરુ ને સાંભળનાર મુમુક્ષુ મળે, તો થોડી વારમાં મુક્તિ મળે, એમાં નવાઇ નથી. મુનિએ પછી સર્વેની સમક્ષ રાજાને ૭ દિનમાં પૂરૂં શ્રીમદ્ભાગવત[*] સંભળાવ્યું. જે તે તેના પિતા પાસે શીખ્યા હતા. તે

એકાગ્ર ચિત્તે સાંભળવાથી રાજા મોક્ષ પામ્યો. શાપ પ્રમાણે રાજાનું મરણ ફૂલમાંથી નીકળેલા સર્પના ડસવાથી થયું છે. તેની પછી તેનો કુંવર જન્મેજય ગાદીપર બેઠો. તેણે ૮૪ વરસ રાજ કર્યું છે. આ રાજાને વ્યાસના શિષ્ય વૈશંપાયન ઋષિએ મહાભારતની કથા કહી સંભળાવી હતી. નાગના ડંખથી પિતાનું મરણ થયેલું, માટે તેણે યજ્ઞ કરી નાગનાં સર્વ કુળ તેમાં હોમાવ્યાં; ને શેષની વિનંતીપરથી ફક્ત એક કુળ રહેવા દીધું છે. આ રાજા પછી તેની વંશાવળીનો પત્તો જણાતો નથી.

૧ ટીપ–શ્રીમદ્ભાગવત્ ૧૮ પુરાણોમાંનું વ્યાસકૃત એક મોટું ને ઉત્તમ પુરાણ છે. તેમાં સર્વ પુરાણોનો સાર છે. તેના સ્કંધ ૧૨ છે; ને કુલે અધ્યાય ૩૬૫ છે. તેને સપ્તાહ કે પારાયણ કહે છે. તેના દશમ સ્કંધમાં કૃષ્ણ ચરિત્ર છે. ને તેના અધ્યાય ૯૦ છે. વળી એ ભાગવત્નો સાર કૃષ્ણે અર્જુનને સમજાવ્યો, તે ભગવદ્ગીતા છે. તેના અધ્યાય ૧૮ છે. ગીતા એટલે જ્ઞાનબોધક સંવાદરૂપ કવિતાનું પુસ્તક છે. ભગવાન્=ઐશ્વર્યવાન્ ને ભાગવત્ એ ભગવત્ અથવા ભગવાન્ સંબંધી જેમાં વર્ણન તે. ભાગવત્ સાંભળવાપર લોકોની શ્રદ્ધા ઘણીછે.

૧૪ કૃષ્ણ તથા દુર્યોધન—દુર્યોધનની મા ગાંધારી સતી હતી. તે પોતાનો પુરુષ અંધ હોવાથી હમેશાં આંખે પાટો બાંધી રાખતી. દુર્યોધન ઉપર જ્યારે ખરેખરી વિપત્તિ આવી, ત્યારે ધાર્યું કે, પાટો છોડી મારા છોકરાને નગ્ન જોઇ બધી કાયા વજ્ર થાય, એવું વરદાન આપું. આ સંકેતથી તે પોતાની મા પાસે જતો હતો. કૃષ્ણે માર્ગમાં ફસાવ્યો કે, આ શી મૂર્ખાઇ? પોતાની મા પાસે છેક નગ્ન જવાય. ગુહ્ય ભાગ તો ઢાંકવો જોઇએ. લુગડાંનો બાધ હોય, તો આ ફૂલનો તંગીઓ પહેરીને ઢાંક. આથી તે ભૂલ્યો, ને તેમ કરી મા પાસે ગયો. ગાંધારીએ જોઇને પસ્તાવો કીધો કે, કોઈ કપટી મળ્યો. માએ

છોકરાને કહ્યું કે, જેટલો ભાગ નગ્ન છે, તેટલાથી તને નુકસાન નહિ થાય; પણ જે ભાગ ઢાંકયો છે, તેથી મૃત્યુ થશે. તે પ્રમાણે યુદ્ધમાં કૃષ્ણના બતાવ્યાથી ભીમે તે જગોપર ગદા મારી, જેથી તે મૃત્યુ પામ્યોછે. કૃષ્ણને આ કપટ કરવાનું કારણ દુર્યોધનનું પાપ ભરાઇ ગયું હતું, ને ગાંધારી સતી છે, તે વરદાન આપશે, તો પાછું ફરશે નહિ; માટે સતીના વરદાનને બાધ ન આવે, ને દુર્યોધન મરે, એ હતું.

૧૫ કૃષ્ણ તથા બભ્રુ—બભ્રુ ભીમનો પુત્ર છે. પાંડવ-કૌરવનું યુદ્ધ જોવા પાતાળમાંથી કુરૂક્ષેત્રમાં આવ્યો હતો. કૃષ્ણે તેને પૂછ્યું કે, તું કોનો પક્ષ કરીશ? તેણે કહ્યું જે હારશે, તેનો ભેરૂ થઇશ. તેના મનમાં એમ હતું કે, બિચારા મારા પાંડવો હારશે, તેથી એણે તો ખરા અ-ર્થમાં કહ્યું; પણ કૃષ્ણે જાણ્યું કે, હારનાર કૌરવો છે, માટે વચન પાળવા ખચિત તે તેમની તરફ થશે. વળી પૂછ્યું કે, તારી પાસે શી વિદ્યા છે? ઉત્તર દીધો કે, બે બાણ રાખું છું, એકથી સામાનું મોત આંકું છું; ને બીજાથી પ્રાણ હણું છું. કૃષ્ણે કહ્યું, મારૂં મોત આંક જોઉં? એમ કહી વૈરાટરૂપે પગ પાતાળમાં સંતાડયા. પણ બભ્રુએ બાણ માર્યું, તે પગને અંગુઠે સિંદૂરનો ચાંલ્લો કરી પાછું આવ્યું. પછી પગ જોતાં, એ પ્રમાણે થયેલું હોવાથી પોતે વિસ્મય થયા, ને ધાર્યું કે, આ જો, જીવતો રહ્યો, તો ખચિત પાંડવોને મારશે. માટે તેનો ઘાટ ઘડવો જોઇએ. તેથી રણસ્તંભની ખીલી ઘાલવાનું મુહૂર્ત કરતાં પાંડવોને પૂછ્યું કે, આ વખત કોઇ બત્રીસ લક્ષણો પુરુષ વધેરવો જોઇએ. જેને પૂછ્યું તેણે હા કહી, પણ તેમને જુજવાં કામ બતાવી ખસેડી મૂકયા. છેલ્લે બાળ બભ્રુએ કહ્યું, મને વધેરો. કૃષ્ણ બોલ્યા ઠીક છે. બભ્રુએ જાણ્યું વચને બંધાઇ ગયા, તે જીવ જવાના ડરથી

સત્ય ચૂકીને ના કેમ પડાય ? તેણે કહ્યું, હું યુદ્ધ જોવા આવ્યો, ત્યારે કપટથી મારો વધ કરાવો છો કે ? કૃષ્ણ કહે ભાઇ, તને ઝાડપર બેશી જોવાની શક્તિ આપું છું. તે તું જોયા કરજે ? પછી છેવટ જ્યારે કૌરવ હાર્યા, ત્યારે આ ડોકાએ પાંડવ પક્ષનો ઘાણ કાઢવા માંડયો. શૂરવીરોનાં ધડ આજ પણ યુદ્ધમાં થોડી વાર ઝુઝે છે. કૃષ્ણ કહે, ભાઇ હવે ગોત્રજ ઘા શું કરવા કરે છે, ક્ષમા કર ? તને વરદાન આપુંછું કે, "બ્રહ્મા જીવોત્પત્તિ કરે, પણ તારાં બચાવ્યાં બચે. આ માટે લોકો તને દેવ માની પૂજા કરશે." તે વખતથી તે બળિયા કાકાના નામથી પૂજાય છે. કૌરવો અભિમાની ને આ તેમની તરફ થાત, માટે પ્રથમથી તેનો વધ કરવો પડયો છે.

૧૬ જાદવો—એ ચંદ્ર વંશની એક શાખા યદુ કુળના છે. ચંદ્ર વંશમાં પ મો યયાતી રાજા થયો. તેની સ્ત્રી દેવયાનીથી યદુ પુત્ર થયો. તેપરથી તેના વંશજો યાદવો કે જાદવો કહેવાય છે. તે યદુ કુળમાં એક ભજમાન રાજા થયો. તેની પછી તેનો પુત્ર પૃથીકુ, પછી તેનો પુત્ર વિદુરથ ને તેનો છોકરો સુરસેન રાજા થયો. સુરસેન પછી તેનો વડો પુત્ર વસુદેવ ને વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ થયા છે. એવું કહે છે કે, કૃષ્ણના વખતમાં દ્વારિકાંના મૂલકમાં પ૬ કોટિ જાદવોની સંખ્યા હતી. કૃષ્ણ આ સર્વ જાદવોને સાથે લઇને એક વેળા પ્રભાસપાટણની જાત્રા કરવા ગયા. એક જગોપર દુર્વાષા ઋષિ તપ કરતા હતા. ત્યાં. જાદવોએ તેમની મજાક કરવા ધારી એકને પેટે તાંસળુ બાંધી ઋષિ પાસે ગયા, ને કપટથી પૂછયું કે, મહારાજ, આને શું અવતરશે ? ઋષિને તેમનાં ચેન ઉપરથી માલમ પડયું કે, મારી મશ્કરી કરવા કપટ કરી આવ્યા છે. તેથી શાપ દીધો કે, એમાંથી તમો સર્વનું મોત નીપજશે. આથી સંતાપ પામ્યા, ને ધાર્યું કે, આપણે એને

નદીમાં ઘશી નાખીએ; એટલે શું નીપજનાર છે? પણ ઘસવાથી તેના પરમાણુંની પાન ઉગી. પછી કોઇ દિવસ જાદવો દારૂ પીને અંદર ખેલવા પડયા. ને દારૂના ઘેનમાં એજ પાનવતી એક એકનો પ્રાણ લીધો. રાંતને સંતાપવાથી જેમ આ જાદવોનો નાશ થયો; તેમ તે પછી કેટલેક વરસે પરીક્ષતનો પણ નાશ થયો છે. વળી ગાયનું હાસ્ય કરવાથી પાર્વતિને અવતાર લઇ પાંડવોની સ્ત્રી થવું પડયું છે. સાર એ જે, સામાની મશ્કરી કરી ઉડાવવા જવું, તે પાજી માણસનું કામ છે. મશ્કરી કરતાં ઠશ્કરી થાય, એટલે કંકાસ ઉપજે છે. માટે મશ્કરી કરવી વિવેકીને ઘટારત નથી. મશ્કરી કરી કોઇને હલકો પાડવો, એ નીચ માણસનું કામ છે. ને પછી પોતાને પસ્તાવાનું કારણ થાય છે. બીજું જાદવોની હાલતથી એમ પણ ધરાય છે કે, એ કામ કૃષ્ણને ભાવતું હતું. તેઉને પોતાની કરેલી બાજી પોતા છતાંજ આટોપવી હતી. એમ બતાવવાને કે, જદુપતિ સરખાના કુળનો એકે સમે સામટો વાતેવાતમાં નાશ થયો હતો, તો માણસમાં થાય, એમાં નવાઇ શી? આ દાખલાથી લોકોને શાતા વળશે, ને મન વાળવાનું કારણ થશે તથા સમજશે કે, એ સૌ પ્રભુની માયા છે. કોઇ રહ્યું નથી, ને રહેવાનું પણ નથી. માટે અતિ શોક કરવો નિરર્થક છે.

૧૭ બુદ્ધાવતાર[૧]—તે કળિ ચાલુ થયા પછી થયો છે. એ કોણી લગી બેઉ ઠુંઠા હાથની, વિકરાળ ને શામ જગન્નાથની મૂર્તિરૂપે છે. પાછલા અવતારોમાં હસ્તવડે ઘણી ક્રિયાઓ કરી, તેવી લિલા આ અવતારે કરવાની નથી; પણ મૌનપણે જે થાય, તે જોયા કરવું, એ માટે એવું રૂપ ધર્યું છે. તેમાં એક વેળા શુક્રાચાર્યની સલાહથી દૈત્યોએ યજ્ઞ કરવા માંડયો. કહે છે, શુક્રાચાર્ય પાસે સજીવન વિદ્યા હતી. દૈત્યોનો યજ્ઞ જાણી દેવતાઓએ વિષ્ણુની

પ્રાર્થના કરી કે, એ યજ્ઞથી દૈત્યોનું પ્રાબલ્ય વધશે, તો તે અમારો નાશ કરશે. આ વાત ધ્યાનમાં લઇ વિષ્ણુ સેવડા (જતી)નું રૂપ ધરી હાથમાં પીછી રાખી મેલાં વસ્ત્ર પહેરી તે યજ્ઞમાં ગયા. દૈત્યોએ આ વેષ રાખવાનું કારણ પૂછ્યું. બુધ્ધે કહ્યું કે, માણસોના બેસવાથી અનેક જીવો દબાઇ મરે છે, માટે પીછીએ જમીન વાળીને બેસવું જોઇએ, ને વસ્ત્ર ધોવાથી પાણીના જીવો મરે છે, તેથી તે ધોવાં ન જોઇએ. આ સાંભળતાં દૈત્યો ભૂલાવામાં પડયા, ને એવી અસર લાગી કે, યજ્ઞમાં તો હજારો જીવાત્માની હિંસા થશે, ને આપણને તેનું પાપ લાગશે; માટે આપણે તે ન કરવો. આ રીતે દૈત્યોએ યજ્ઞ બંધ રાખ્યો, ને બુદ્ધ અંતર્ધાન થઇ ગયા. દૈત્યો દુષ્ટ અને દેવતાઓને દુ:ખદેણ હોવાથી તેમનું એકે કામ જગદીશે પાંસરૂં સરાડે ચડવા દીધું નથી. દીનબંધુ સદ્ધર્મીઓનેજ આશ્રયદાતા છે, ને તે માટેજ બુદ્ધાવતારમાં આ કપટ કરેલું જણાય છે.

૧ ટીપ. વેદથી જુદો ધર્મ ચલાવનાર બુદ્ધ ને આ બુદ્ધ જુદા છે. બૌધ ધર્મ ચલાવનાર બુદ્ધના અનેક અવતાર થયા કહેવાય છે. પણ છેલ્લો તે ગૌતમ (શાકયસિંહ) ક્ષત્રી રાજપુત્ર હતો. વળી બૃહસ્પતિની સ્ત્રી તારાને ચંદ્રથી થયેલો પુત્ર બુદ્ધ છે. ચંદ્ર તમામ દેવતાઇ વિદ્યા ગુરુ બૃહસ્પતિ પાસેથી શીખ્યો હતો. એક દિન ગુરુએ તેની સ્ત્રી તારાને કંઇ કામસર ચંદ્ર પાસે મોકલી. ચંદ્રે મન વશ ન રહેવાથી બળાત્કારે રાખી તેની સાથે સંભોગ કીધો. ને બે માસ સુધી જવા દીધી નહિ. તેથી ગર્ભ રહયો. ગુરુએ તેડવા મોકલ્યું પણ પાછી આપી નહિ. આ વાત નારદને વિદિત કરી. નારદે ચંદ્રને સમજાવ્યો, ત્યારે પાછી આપી. આથી જે થયો, તે બુદ્ધ છે. આથી તે ગુરુનો ને ચંદ્રનો બંનેનો છોકરો કહેવાય છે. આ માટે ગુરુએ ચંદ્રને ક્ષયરોગ થવાનો શાપ આપ્યો, ને તે ભોગવે છે.

૧૮ ઉપર દેવતા, દાનવ, રાક્ષસ ને માનવ મહાત્માઓનું વર્ણન તથા તેમાંથી ઉપજતા વિચારો બતાવ્યાછે. એમાં કેટલાક દાખલા કપટ જેવા ભાસવાથી તથા વિષ્ણુએ મનુષ્ય સિવાય અન્ય પ્રાણીના પણ અવતાર લીધાથી, કેટલાકને એમ લાગે કે, પ્રભુને એવું કરવાનું કારણ શું? આના ખુલાસામાં વિષ્ણુ ભક્ત વૈષ્ણવો કહે છે કે, "જ્યારે કોઇ રાજા, દાનવ કે માનવ કોઇ દેવતાના પ્રતાપથી કે સત્ય જનના વચનથી મહા બળિષ્ટ કે વજ્ર જેવો થાય, ને પછી અભિમાને ચડી પ્રજાને પીડે, લોકોપર જૂલમ કરે, બીજાના ધર્મમાં હરકત કરે, ને કોઇને પત કરે નહિ; ને તેથી લોકો કકળી ઉઠે; છતાં તે કોઇથી ખળાય કે હણાય નહિ; ત્યારે સર્વના દુઃખની દાઝ શ્રીરંગને હૈડે ધરવી પડે છે. ને પછી યોગ્ય કાર્ય (કદી સામાને કપટ જેવું લાગે) કરીને દુષ્ટોનો તથા લોકોના દુઃખનો અંત લાવવો પડે છેઃ ને તે માટે જગતાત જન્મ ધરે છે, અધર્મ મટાડે છે, ને ધર્મ પ્રવર્તાવે છે. વળી જેવું કાર્ય તેવું રૂપ ધરે છે. હિરણ્યકશિપુ દૈત્ય અથર્વણનું તપ કરી, એવું વરદાન પામ્યો હતો કે, "રાતે કે દહાડે, ઘરમાં કે બહાર; લાકડાથી કે લોઢાથી, માનવથી કે જાનવરથી મરે નહિ." ને પછી જૂલમ તથા ધર્મ વિરોધ તો ઘણો કરવા લાગ્યો. તેનો ચિરંજીવી પ્રલ્હાદ જે વિષ્ણુ ભક્ત હતો, તે વગેરેને વિષ્ણુ ભક્તિ છોડાવવા માટે હેરાન કરવા લાગ્યો. આથી તેને મારવો તો ખરો, પણ ઊપલા વરદાનનું માપ રહે ને તે મરે, માટે વૈશાખ શુદ ૧૪સે[૧] ગોરસ વખત નૃસિંહ રૂપ (મોઢું, હાથના પંઝા, ચામડી ને વાળ સિંહ જેવાં) ધરીને તેને બારણા વચ્ચે માર્યો છે. વળી એવું પણ કારણ

---

૧ હિંદુઓ ૨૭ાા અપવાસ કરે છે. (૨૪ એકાદશી, ૧ ગોકુળાષ્ઠમી, ૧ શિવરાત્રી, ૧ નૃસિંહ ચૌદશ, ને ૦ાા રામનવમી)

છે કે, શિવે કોઇને વર આપવા પાછું વાળી જોયું નથી. ન આપવાની ચીજો પણ આપી છે. આવું વરદાન લાવીને જેમણે સત્યથી વાપર્યું, તેમણે તો સુખે ભોગવ્યું છે; પણ અયોગ્ય રીતે ભોગવનાર કનેથી વિષ્ણુએ હરેક તંત્ર કરી પાછું લઇ લીધું છે. શંકરનું આપેલું વરદાન બીજો તો કોણ લઇ શકે? માટે તે પાછું લેવા છુટકો ન હોવાથી વિષ્ણુને રૂપ ધરવાં પડયાં છે. આ પ્રમાણે અવતારને આકારનું કારણ છે. વળી કહે છે કે, ભગવાનને ભાવિક હોય, તે તથા કોઇ દુષ્ટનો નાશ કરવો હોય, તે ભગવંત્ ગુપ્ત રીતે પણ કરી શકે; પણ એમ અંતરપટે ન કરતાં જાહેર કરવાનું કારણ ભવિષ્યની પ્રજાને ચાનક લેવા દાખલો મળે એ છે; એટલે કહેવાય કે, ગમે તેવો વસુવાન કે બળિયો હોય; પણ વિશ્વનાથ કોઇનો અન્યાય ચાલવા દેતો નથી. તે ખોટું કામ કરતો નથી, તેને જે વાજબી લાગે છે, તેજ તે કરે છે. જ્યારે અધર્મ વધે છે, ત્યારેજ તે અવતાર ધરે છે, નહિ તો તેને તેમ કરવાનું કારણ નથી. એ વિષે શ્રીકૃષ્ણે ગીતામાં ૪થા અધ્યાયના ૬ઠ્ઠા શ્લોકમાં કહ્યું છે કેઃ—

यदायदाहिधर्मस्य, ग्लानिर्भवतिभारत;
अभ्युत्थानमधर्मस्य, तदात्मानंसृजाम्यहम.

અર્થ—જ્યારે ધર્મનો લોપ થઇ અધર્મ થાય છે, ત્યારે ધર્મના ને ભક્તોના રક્ષણાર્થે હું રૂપને ધારણ કરૂં છું." આ રીતે દરેક જુગે અવતારો છે; પણ દ્વાપરના છેડે કૃષ્ણાવતારમાં ઘણા અધર્મીઓ તથા દૈત્યોનો નાશ કરી દુનિયાંને જૂની નવી કરી નાખી છે. દ્વાપરના અંતે આમ થયું હતું; તો કળિની અંતે કેટલો અધર્મ થશે? આ બાબતમાં લોકોની ચાલુ સ્થિતિ જોતાં એક પુસ્તકના આધારે એવું કહી શકાય કે, "જેમ જેમ કળિ આગળ

પગલાં ભરશે; એટલે વખત જશે, તેમ તેમ ધર્મની હાણી દેખાશે, જૂઠનો વધારો થઇ કપટ ઘણાં પ્રગટ થશે. ઘણા જન પાખંડ શોધી ધન પેદા કરવા યત્ન કરશે, સંસાર વ્યવહાર ચલાવતાં ભભકાને લીધે લોકોને ખર્ચ વધતો જશે. કોઇ વાર સોંઘું ને કોઇ વાર મોંઘું થતું જશે; પણ મનમાનતી સોંઘવારી થવાની આશા રખાશે નહિ લોકોને માથે કરનો બોજો વધતો જશે. સ્ત્રી પુરુષોમાં વિદ્યાનો ને અંગ્રેજી વગેરે ભાષાનો ફેલાવો પુષ્કળ થશે. લોકોનું ભોળપણ કમી થતું જશે, તેમ ધન લોભી થઇને તે પેદા કરવા કપટો ઉઠાવશે. સ્ત્રી મેળવતાં (પરણતાં) હજારોનાં ખર્ચ થશે. સારા નરસા કુળનો કંઇ મેળ રહેશે નહિ. કન્યાઓનો કદાપિ વધારો થશે; પણ પરણતાં ખર્ચ ઓછાં થશે નહિ. પુનર્લગ્ન થતાં જશે, પણ તે જુજ. તેમાં પણ વિધવા સ્વેચ્છાથી પુરુષ પસદ કરી લેશે, તો ખર્ચ નહિ થાય, પણ કદી તેની છૂટ થતાં તેના વાલીના હાથથી તે કામ થશે, તો તેની લાલચથી ખર્ચ કમી નહિ થાય. કોઇ આખી પૃથ્વીની મુસાફરી કરી આવશે, પણ બીજાઓને તેની નવાઇ લાગશે નહિ. રાજાઓ ભણેલા ને બહુ શ્રુત થશે ખરા, પણ યુદ્ધ તથા શસ્ત્ર કળામાં નબળા પડતા દેખાશે. ને ઉપરથી ભભકો ઘણો રાખશે. ખ્રિસ્તી પાદરીઓ પોતાનો પંથ વધારવા ઘણો યત્ન કરશે. તેમાં કદી હલકી જાત ભોળવાશે, પણ ઊંચ વર્ણમાં તેઓ બરાબર ફાવશે નહિ. એટલે તેમના કાનુનોની કેટલાકને લાગણી થશે; પણ તે જાહેર ખ્રિસ્તી કહેવડાવશે નહિ. હુનર કળાનો દિનપર દિન વધારો થતો જશે. અંગ્રેજી રાજની આગળ અધર્મીઓનું કંઇ ચાલશે નહિ. ઉત્તમ વર્ગો કરતાં હલકી વર્ગોમાં સંપ વધતો જશે. આમ ઘણો કાળ વિતી ગયા પછી કહે છે કે, કળિની અંતે કલ્કી અવતાર થશે. તે તમામ અધર્મનો નાશ

કરી સદ્ધર્મ ચલાવશે." ગમે તેમ હો પણ છેવટ ઈશ્વરને જે સમે જે ગમશે તે રીતે થશે.

૧૯ સતીઓ ને સત્યાઓ—એમનું મહત્વ ઋષિઓ કરતાં પણ શ્રેષ્ટ કહેવાય ઋષિઓ કંઇ વાતે નારાજ થતા કે અપમાન પામતા તો ઝટ શાપ દેતા; પણ તેમણે ઘણાં દુઃખ ભોગવ્યા છતાં તેમ કર્યું નથી. કહેવત છે કે સતી શાપ દે નહિ ને શંખણીના લાગે નહિ. આ મેદનીપર ઘણાં જન મહાપદને પામી ગયાં છે. તેમના સદ્ગુણ ને સત્ય આકીન જોવાને ઇશ્વિરે ઘણા ચમત્કાર કર્યા છે. કારણ તે ન્યાયી છે. તેથી હરકોઈ માણસના ગુણની ખરી કસોટી કીધા વગર રહેતો નથી. તેને નિરભિમાન, શિયળ, અક્રોધ, દયા, સત્ય, તપ, ભક્તિ ને વનિતાઓનું મુખ્ય પતિવ્રત એ ગુણો બહુ પ્રિય છે. તેમાં સતી તથા સત્યવાદીઓને શિયળ ને સત્ય પાળતાં કેટલાં બેસતમ દુઃખં પડયાં છે. હરિશ્ચંદ્ર ને પછી ઘણે કાળે થયેલો બળિ, નળ ને પછી થયેલા કર્ણ અને પાંડવ એવા રાજાઓ, સગાળશા, ધનપાળશા, ને તેનો સાળો સાલભદ્રશા (આ બે મહુવા તરફના વાસી પુષ્કળ સમૃદ્ધિવાન ને સુખી છતાં વૈરાગ ઉપજવાથી એકદમ સર્વ ત્યાગી સાધુ થયા હતા.) એવા વણિક ગૃહસ્થો તથા મુખ્ય સતીઓ:—

જાનકી, ગૌરી, રૂક્ષ્માણી જેવી, સાવિત્રી, કુંતી ને દમયંતી દેવી;
તારા, દ્રૌપદી, ગાંધારી શકિત, જેણે પતિતણી સેવી ભકિત.
મંદોદરી, સતરૂપા સતીઓ, અહલ્યા, કૌશલ્યા, દેવકીઓ;
અનસૂયા, મૂર્તિ દિતિ દેવી, સોળ સતી થઇ પતિચર્ણ સેવી.

એમાં દ્રૌપદી તે પાંચાળી છે. મંદોદરી ને તારાએ પછી દિયરવટું કર્યું છે. તારા વાળીની સ્ત્રી ને સતરૂપા સ્વયંભૂ મનુની સ્ત્રી છે. એ સર્વનું વર્ણન આપણા સાંભળવામાં વાસ્તવિક આવે છે; ત્યારે ગમે તેવા કઠણ કાળજાનો માણુસ પણ

કોમળ ને કરૂણામય બની જાય છે, ને કહે છે કે, અહો ! સત્ય સાચવતાં કેવાં દુઃખ ખમતાં પડે છે. આ રીતે સતી સુંદરીઓને તથા પુરુષોને દુઃખ પડયાં, પણ પોતે ધારેલું સત્ય ન છોડવાથી તેઓ કીર્ત્તિ ભરેલું અમર નામ પાછળ મૂકી ગયા છે. બેહદ દુઃખ ખમતાંએ પણ, સત્યમાં નહિ ડગવાથી પુરાણ કર્ત્તાઓએ તેમનાં નામ પુસ્તકોપર ચડાવી સત્યની તારીફ કરી; જેથી એમનાં નામ સાથે માન ભરેલું વિશેષણ જોડાયું. ને તેથી જાણે તેઓ દુનિયાંમાં હયાત છે, એમ થયું. આ તેમને ઘણો મોટો લાભ થયો છે. વળી લગૃભગ ૪૦૦ વરસપર ગાલીલીઓએ પૃથ્વી ફરે છે, એવું મત જાહેર કરવા માંડયું, પણ તે સમાના લોકોને તેવું જ્ઞાન ન હોવાથી ગાલીલીઓ આ મત ખોટું આપે છે; એવું માની ત્યાંના રાજાએ તેને કેદમાં નાખ્યો. તેણે આ સંકટ વોહોર્યું, પણ પોતાનું મત ન છોડયું તો કેદથી કંઇ કલંક ન લાગતાં સત્ય વિચારોના ગુણને લીધે સુધરેલા લોકોમાં તેનું નામ ઉપકાર સાથે માનવંત થઇ રહ્યું છે. હાલ પણ આમ કરવાથી જેઓની કીર્ત્તિ ગ્રંથકાર પુસ્તકોમાં વખાણે છે, તેઓ પણ ભવિષ્ય કાળમાં હયાત હોય, એમ તે વખતના લોકોને લાગશે. વળી ઇશ્વરની મરજી એમ પણ હોય કે, સત્ય સાચવતાં કસ્યા વગર તેમનાં નામ અમર થશે નહિ. કદી તે માટે પણ કસ્યા હોય. સત્યાનાં સત્ય પારખવા માટે અધહારી પ્રભુએ અનેક ભેદ કર્યા, પણ આકીનને વળગી રહેવાથી નામને પ્રતાપી કરી યાવત્ચંદ્રદિવાકરૌ સુધી અમર કર્યું છે. માટે અખંડ સત્ય, શિયળ, દયા ને ગજા પ્રમાણે પરોપકારની હિંમતવાળા તો વિરલા બહાદુર જનો થોડીજ માતાઓની કૂખે પ્રસવે છે. ને જો એ ચારે ગુણ જેનામાં સાથે સંપ કરીને રહેલા હોય, તેમને તો દેવતાઇ સરખાં મહા મનુષ્યોજ કહેવાં જોઇએ. સા-

ધારણપણે સત્ય અસત્ય પાળનારનું કામ તો સાધારણ રીતેજ ચાલ્યું જાય છે, ને તેમની કીર્તિ–અકીર્ત્તિ તો તેમની હયાતી સુધીજ રહે છે, તથા તેમને સુખ–દુઃખ પણ સાધારણપણેજ થાય છે. ઘણું દુઃખ કાં ભોગવે ખરેખરૂં સત્ય ને શિયળ પાળનાર કે કાં ભોગવે ઘણો દુષ્ટ અને કપટી. સત્યાઓને દુઃખ પડેછે, પણ તે તો સારાંજ કામ કર્યાં કરેછે. જેમકે સિંહ બચ્ચાં ભૂખ્યાં રહે, પણ ખડ સામું જોતાં નથી, શૂર વીરો રણે ચડે, પણ પીઠ દેખાડતાજ નથી. તો પછી અધમોદ્ધારણ ને શરણાગત વત્સલ પ્રભુ પણ તેમના ઉપર તુષ્માન થઇ પરમ સુખ આપેછે. તથા દુર્ગુણીઓને જે દુઃખ પડેછે, તે તો તેમના કર્મનું શાસન છે, ને કલંક ભોગવી જન્મ પૂરો કરેછે. માટે સદ્ધર્મે ચાલવું, એવું સ્પષ્ટ જણાયછે. દુઃખ વગર યશ મળતો નથી. એવું સર્વ કામમાં ને સર્વ સ્થળમાં જણાયછે સત્યને માટે પૈસો તથા વૈભવ ખોઇને દુઃખ ભોગવતા ઘણા સ્વર્ગે ગયા કહેવાયછે, પણ પૈસાના બળે ગાડી ઘોડે ફરનારા ને એશઆરામ કરનારા કોણ સ્વર્ગે ગયાછે? અંતનું ખરૂં સુખ જુઓ, તો પૈસામાં નથી, પણ ગરીબાઇમાં છે. કેમકે તેવી હાલતમાં જેવું ઇષ્ટ દેવનું સ્મરણ થાયછે, તેવું માયામાં લપટાયાથી થતું નથી. સુખ તો સદ્ગુણ, સત્ય ને ભક્તિ વડેજ થાયછે. સત્ય વિષે પ્રાકૃત હિંદુસ્થાનીમાં સં૦ ૧૬૩૧માં રામાયણ કર્ત્તા તુળસીદાસ એક દોહરામાં કહેછે કેઃ—

सत्य वचन ओर लिनता, पर स्त्री मात समान;
इनको इश्वर नहीं मिले, सो तुलसीदास समान.

સંસારથી મુક્ત થવાને એ કવિએ આટલા ટુંકા બોધમાંજ બતાવી દીધુંછે. માટે સત્ય ને શિયળ આદિ પળાય તો ધર્મ, અર્થ, કામ ને છેલ્લે મોક્ષ, એ ચારે વાનાં મળે, તો પછી બીજું શું જોઇએ? એ બોલો

ખરેખર મોક્ષગતિને પમાડનારા સાધનરૂપ છે. આ પ્રમાણે ઘણા ગ્નાનીઓએ સત્ય ગુણને વખાણ્યોછે. સત્યે ચાલનારથી ખોટું કામ કરવાનો સંભવ થોડો રહેછે. માટે ઉપલા દોહરામાં લખેલા ત્રણ ગુણોનું જો તમે બરાબર સેવન કરશો, તો તમારી કીર્ત્તિ ઉજ્વળ રહેશે. સત્યે ચાલતાં તમે તમારા આત્માનું સાર્થક કરી શકશો ને કમળાકાંતની કૃપાથી જીવની રૂડી ગતિ થશે. સત્ય એ મોટો ગુણ છે. સત્ય વડેજ દુનિયાં ટકી રહેછે, ને તે સતી તથા સત્યવાદીઓજ હિમ્મતથી જાળવી શકેછે. ઉપલા દોહરામાં મરદોને માટે જેમ પર સ્ત્રી માત સમાન છે, તેમ ત્રિયાઓએ પોતાને માટે "પર પતિ બંધુ સમાન" એવો અર્થ કરી લેવો. એ પ્રમાણે ભાર્યાઓ જો, આચરણ રાખી વર્તશે, તો ખચિત પોતાનું રૂડું નામ કાઢી શકશે. કોઇ અબળાઓ પૈસો મેળવવાના કિંવા તે વડે નવલ આભૂષણ પહેરવાના લોભે ને કેટલીક તેમના કામના જોસ્સાને ન દાબી શકવાથી વ્યભિચારીણી થાયછે, પણ સમજતી નથી કે, એમ કરવાથી મારાં માતપિતાને અને મારા કુળને બટ્ટો લાગેછે, મારી સંતતી અધર્મ જુક્ત થશે, ને હું પોતે નર્કની અધિકારી થાઉંછું. પોતાનું શિયળ વ્રત તોડીને મેળવેલા પૈસાને અને તે વડે ભોગવેલી શોભાને ધિક્કાર છે. વળી ધિક્કાર છે તેની કાયાને, કે જે લોકોમાં ધિક્કાર પામેછે. વ્યભિચારીણી દારા લોકોમાં બહુ હલકી ગણાયછે. માટે ધણીના કે કંગાળપણાના ગમે તેવા દુઃખે પણ નારીઓએ શિયળ ન છોડતાં પતિવ્રતના ભાવે સતીરૂપ રહેવું, એ વિચારવંત્ અને કુળદીપક બૈરીઓનું મુખ્ય કર્તવ્ય છે. મનને આડે રસ્તે જતાં પ્રેમદાએ ઉપલા દોહરાનો પાઠ ભણવો. કોઇ સધવા સ્ત્રી ધણી છતે વિસ્તારણ હોવાથી પોતાનું ગુજરાન નભાવી શકતી ન હોય, અથવા વિધવા હોઇને પોતાનું

ને બચ્ચાંનું પોષણ કરી શકતી ન હોય, તો તેણે કોઇ નિરાશ્રિત ફંડનો આસરો લેવો. આમ કરતાં તે કદાપિ નીચું સમજતી હોય, તો કોઇ સખી ગૃહસ્થને પોતાની દુઃખી હાલત જણાવી કામ સાધી લેવું, એ ઘણું ઉત્તમ કામ છે. કેમકે તેમ કરતાં તેને ઇશ્વરનો કે ધર્મ તરફનો દોષ લાગતો નથી, પણ ગરીબાઇનું કારણ આગળ કરીને શિયળ તોડી ગુજરાન ચલાવવાનો પ્રયત્ન કરવો, એ તો ઘણુંજ નીચું કામ છે. સત્યથી સતી દુઃખભંજન પ્રભુ ભલું કરશે. તથાસ્તુ.

**દોહરા.**

દેવ આદિના વિષયમાં, કીધા ભાગ બે પાર;<br>
વણિક દામોદર તણા, યત્નનો લેજો સાર.<br>
પય પાણીના સંગથી, હંસ કરે પય પાન;<br>
તેમજ શાણા તેજ કે, વિણે સાર સમાન.

---

# ભાગ ત્રીજો.

## પ્રાચીન તથા અર્વાચીન લોકોની સ્થિતિ.

૧ પ્રથમના બે ભાગ વાંચ્યાથી વાંચનારને જગત્ અને મહાત્માઓ વગેરેની બાબતમાં સારો અનુભવ થયો હશે. હવે આ પ્રકરણમાં પાછલા જુગોના એટલે પુરાતન, અને સાંપ્રત કાળના માણસોના ગુણોનો અનુભવ થશે. જે કાળે બીજા દેશોમાં વસ્તીનો વધારો અને મનુષ્યોનો સુધારો થયો નહોતો, તેવા સમયમાં આપણો આર્ય દેશ નીતિ, વિદ્યા, હુનર અને સમૃદ્ધિ વગેરે સર્વ વાતે ઘણો શ્રેષ્ટ હતો. તે કાળના માણસોના જોઇએ, તેવા ઇતિહાસ નથી; પણ આપણે કોઇપણ વખતની રાજ સ્થિતિ ઉપરથી પ્રજાના ગુણનો વિચાર કરી શકીએ.

રાજા તેવી પ્રજા, એમ કેટલેક દરજ્જે ઘણુ કરીને હોય-છે. રાજા જો ધર્મનિષ્ઠ અને પ્રજાપાળક હોય, તો પ્રજા સુખી અને રાજભક્ત હોયજ. રાજા જૂલમી તો પ્રજા બંડખોર હોયજ. રાજા જો રૈયતને નિચોવવાનું ધારે, તો પૃથ્વી રસકસ ચોરે. કહેછે, એક વેળા અકબર બાદ-શાહ શિકારમાં થાકી ગરમ ગયેલો, કોઇ ખેતરમાં જઇ ચડયો. ત્યાં ખેડુતે તેને શેરડીનો મીઠો રસ પાયો કે, જેથી તેને ખૂબ ટાઢક થઇ. પણ પછી તેની નજર ચો-રાઇ કે, આવી રસાળ જમીનનો દર વધારવો જોઇએ. આમ કરવા જતાં જમીને રસની મીઠાસ છાંડી. આ વાત બાદશાહને માલમ પડી, ત્યારે લાગ્યું કે, એ મારી નજરનુંજ કારણ છે. એમ રાજા પ્રજાને પિતા પુત્ર જેવો સંબંધ સંધાયેલોજ છે. એક બીજાને પડતી આફતમાં મદદ કરવી, એ રાજનીતિનું વચન છે. તે કાળના રાજા સત્યવાદી અને સકળ વાતે સુખી હોવાથી પંડિતો પ્ર-જાના જે ગુણ બતાવે છે, તે જોતાં માલમ પડેછે કે, તે કાળે લોકો ધર્મશીળ, વિદ્વાન, ભલા, સંપીલા, એક-એકના મિત્ર અને નિષ્કપટી હતા. મોઢે બોલતા તે પા-ળતા. બારણે તાળું વાસવાની કે લેણદેણ વગેરે માટે લેખપત્ર કરવાની જરૂર પડતી નહિ. ને સૌ કોઇ સત્યથી વ્યવહાર ચલાવતા. આ બાબતો દરેક જુગે એટલે કાળ-ના ઉતરવા સાથે ક્ષીણતાને પામતી ગઇ હશે, તોપણ દ્વાપરના અંત સુધીમાં માનવ જાતની નીતિમાં કોઇ રીતે ખોટું કહેવામાં આવે એવું નથી. કેમકે તે વિષેનું પ્રમાણ નળ રાજા જે દ્વાપરને અંતે થયોછે; તેને વિદર્ભ દેશની તારીફ કરતાં હંસે કહ્યુંછે કે, "યુગ્મ કપાટ વિ-જોગીપુરમાં જુદાં રહે અષ્ટ જામજી", એટલે શહેરમાં બંને કમાડ આઠે પહોર ઉઘાડાં રહેછે. આ ચરણથી એવું સમજાયછે કે, લોકો તે વખત સુધી હરામથી એક-બી-

જાનું પડાવી લેવા તાકતા નહિ, ને સર્વને પોતાનું બીજાને નહિ બગાડે, એવો ભરોસો હતો; પણ તે પછી આગળ વધતાં સ્થિતિ કંઇ બદલાતી આવવા લાગી. તેમાં પણ ઇ૦ સ૦ પહેલાં ૩૦૦ એટલે આજથી લગભગ ૨૨૦૦ વરસપર મગધના પાટલીપુત્રમાં ચંદ્રગુપ્ત નામે રાજા થયો, તેના વખત સૂધી લોકો ઉદ્યોગી, ધનવાન ને વિદ્યામાં ઊંચા હતા. વેપાર હુનરમાં પણ કુશળ હતા, ને લેવડ દેવડમાં સૂર્ય–ચંદ્રની શાખ રાખવામાં આવતી હતી. ત્યાંથી વર્તમાન કાળની પાસે આવતાં, માણસોની શાખ દાખલ થઇ. ને ૨૦૦૦ વરસપર વિક્રમ થઇ ગયો, તથા તે પછી આશરે હજાર વરસે અને આજથી પણ હજાર વરસપર માળવામાં ભોજ, ગૂજરાતમાં ભીમ, સાડી સાતસેં વરસપર સિદ્ધરાજ, કુમારપાળ વગેરે રાજાઓ થયા, ત્યાં સૂધી લોકોની હાલત નીતિભેર ચાલતી માલમ પડે-છે. આગળના જેવી નહિ; તોપણ હાલ કરતાં ઘણે દરજ્જે સારી એમાં ફેર નથી. એ તો ઇ૦ સ૦ ૫૭૦ માં મક્કામાં જન્મેલા હજરત મહમદ નબી પેગંબર જેણે આજથી ૧૩૦૬ વરસપર પોતાની ચૌદેક વરસની ઉમ્મરે આરબિસ્તાનમાં મુસલમાન અને ઇસ્લામી ધર્મ ચલાવ્યો; તેમાં પછી ૪૨૭ વરસે એટલે સન ૯૯૭માં સુલતાન મહમૂદે[1] ગિજનીની ગાદીપર પગ મૂક્યો; ત્યારથી જાણે આ સર્વ સમૃદ્ધિ સંપન્ન દેશને માથે લોઢાના પાયે પનોતી બેઠા જેવું થયું. શું ઇશ્વિરી બનાવ કે, એક પરદેશી સંકડો જબરા સિંહોની વચ્ચે બાર બાર વખત ઘુમી ગયો

૧ દેશની રોનકને ઝાંખ લગાડનાર પહેલો આ મહમદ ને બીજો સન ૧૨૯૫માં અલાદીન ખની છે. નગરકોટના દેશમાંથી મહમૂદે જે નાણું લૂટી લીધું, તે ચાર પાંચ ક્રોડ રૂપીઆનું થવા જાય છે. આટલી • જ્યાં રોકડ ઋદ્ધિ ત્યાં શોભા કેવી હશે ?

ને લાહોરની લડાઇમાં અનંગપાળ રાજા સર્વ બળિષ્ટ રાજ ભાઇઓ સાથે સંપ કરી મોટા દળ સાથે પાકા બંદોબસ્તથી આવ્યો હતો, ને તેમાં ફતેહ પામે, એવું હતું; પણ ત્યારે તેનો હાથીજ તેને રણભૂમિમાંથી લઇને નાઠો. ને તેથી બિચારા સર્વની પાયમાલી થઇ. ત્યાર પછી તે પનોતી સન ૧૨૦૬માં કુતુબુદીને દિલ્હીમાં મુસલમાની રાજનો પાયો ધાલ્યો, ત્યારે છાતીએ આવ્યા જેવું થયું. પછી તે ગાદીપર સન ૧૫૫૬ માં ભલો અકબર આવ્યો; ત્યારે કંઇ શાંતી થતાં દેશ શુક્રની દશામાં આવ્યો, ને સન ૧૬૫૮ થી ઔરંગજેબના વખતમાં પગે પનોતી આવી; એટલે તે લોકોનું રાજ અને બળ વધતાં ગયાં; પણ જૂલમ અને ગેરબંદોબસ્તથી લોકોમાં અધીરા અધીર થતાં વિશ્વાસ તથા શાખ ઝાંખાં પડતાં ચાલ્યાં, તે હાલતો એટલે સૂધી આવ્યું છે કે, માણસોની કાગળોપર પોતાની કરેલી શાખ, પોતે હયાત છતાં જૂઠી પાડવાની ને ખોટી ઉભી કરવાની પેરવીઓ કપટીઓ તરફથી થાયછે. આથી આપણા દેશમાં જેમ એક છેડાથી બીજા છેડા સૂધી કુસંપનો વધારો થયેલો દેખીએ કે, સાંભલીએ છીએ; તેમ કૂડકપટનો પણ વધારો થતો અનુભવમાં આવે છે. એટલે ભાઇએ ભાઇઓ વચ્ચે કપટ, સરખે સરખામાં કપટ, નાતિલા જાતિલામાં કપટ, વિદ્વાને વિદ્વાનમાં કપટ. તે દૂરના કે પરજાતિલા સાથેજ કરવામાં આવે છે, એમ નથી; પણ મિત્રોમાં કે નજીકના સગાઓમાં પણ ઘણું જોવામાં આવે છે. છોકરો માબાપને દગો દેછે ને માબાપ છોકરાને, ભાઇ બેનને તેમ કોઇ ઠેકાણે બેન ભાઇને, કાકો ભત્રિજાને તેમ ભત્રિજો કાકાને. મામો ભાણેજને તો કોઇ ઠેકાણે ભાણેજ મામાને, સ્ત્રી ધણીને અને ધણી સ્ત્રીને, એમ જગતમાં એક સગો બીજા સગાને પણ દગો દેછે. ને તે એટલે સૂધી કે તેમાંથી પ્રા-

ખુશાલ થયાના દાખલા ઘણીવાર ઉત્પન્ન થાય છે, તો પછી અતરાપી સાથે દગો કરે, એમાં નવાઇ શી? આ થવાનું મુખ્યત્વે કારણ ધન છે. આ રીતે માજી રાજના વખતથી લોકોમાં અવગુણોનો પ્રવેશ થયો છે; તે જો ઇશ્વરની કૃપા થાય; તો નીકળી જવાનો વખત આવ્યો છે. કેમકે જ્યારથી અંગ્રેજી કંપની સરકારનું ને તેમાં પણ દયાળુ નામદાર મહારાણી વિકટોરીઆનું રાજ થયું છે; ત્યારથી ઉપરની પનાંતી તદન ઉતરી ગઇ છે; એટલે રાજ તરફની જૂલમ જાસ્તી પ્રજાને માથેથી બિલકુલ નીકળી ગઇ છે. એટલુંજ નહિ; પણ આપણી ખોડો સુધારવાને તે ઘણી કોશીસો કરે છે. રાજકર્ત્તા કાએલ ને એવા ભલા છે કે, કળિયુગમાં એવા કોઇકજ થયા હશે. રાજ્યાધિકારીઓની શક્તિ ઉત્તમ છે; પણ લોકોની બુદ્ધિમાં ફેર પડયો છે; તો હવે તે બતાવવાને તથા ખરા ઇતિહાસો તથા ચાલતા અનુભવ પરથી જે કપટ વગેરે જોવામાં આવે છે; તેનું વિવેચન કરીએ.

૨ અનુભવ બતાવે છે કે, હરેક ગુણ કિંવા ચીજને યોગ્ય રીતે વાપરીએ, તો સારને અયોગ્ય રીતે વાપરીએ તો નરસા એવા બે પ્રકારે વાપરી શકાય છે. જુઓ! સોમલ સરખો પદાર્થ છે; તે ઓસડ વગેરેમાં માફકસર વાપરતાં ગુણ કરે છે; પણ અયોગ્યપણે વાપરતાં પ્રાણીના પ્રાણ હણે છે. દુનિયાંમાં હર કંઇને સારું નરસું કરવું, તે વિચાર ઉપર છે આ નિયમ માણસનેજ લાગુ પડે- છે, એમ નથી; પણ જગત્‌ના સર્વ જીવ કે ચીજને લાગુ પડે છે. જે ચીજ આપણને મીઠી, તે કોઇ જીવોને કડવી છે. ને જે આપણને ઝેરી, તે કોઇ જીવોને સુખાકારી છે. જે હવા આપણા મોંમાંથી નીકળે છે, તે વનસ્પતિને સુખકારક થાય છે, ને ઝાડપાનમાંથી જે નીકળે છે, તે તેને નુકસાનવાળી, પણ આપણને ફાયદાકારી થાય છે

શાકર આપણને સ્વાદિષ્ટ છે; પણ ખરના પ્રાણ લેછે. ખારા જળના મચ્છને મીઠા જળમાં મૂકશો, તો તે દુઃખી થશે. કહેછે, ઘી કાનખજુરા પર મૂકતાં તેના કડકા થાયછે. ખોળ માણસને કડવો લાગે છે; પણ ઢોરને મીઠો લાગે છે. સમુદ્રનું પાણી મચ્છને, આકડાનાં પાન બકરાંને, બાવળનાં પત્ર ઉંટને કેવાં ભાવે છે; પણ બીજાં પ્રાણીઓને બેસ્વાદ છે. આ કુદ્રતી નિયમ છે, ને તે જગતના સર્વ જીવોનું પોષણ કરવા બહુ વિવેક ભરેલો છે. જો તેમ ન કર્યું હોત, તો જગતના સર્વ પ્રાણીનો નિભાવ થવો મુશ્કેલ પડત. માટે ઈશ્વર નિયમ સ્તુત્ય છે. આ રીતે વિદ્યારૂપી ધનને પણ એવાજ બે અર્થે વાપરી શકાયછે. સારા અર્થે ઉપયોગ કરનારા સત્યથી ચાલી કપટ વગેરે કરતાં પેદા કરનારનો ભય ગણી સુકમાણીથી પોતાના કુટુંબ પરિવારનું સંતોષથી ને રૂડી રીતે ભરણ પોષણ કરી સ્વર્ગ પામવાના ઉપાયો કરે છે. નરસા માર્ગે વાપરનારા સામાના તન મનને દુઃખાવવાની કપટી યોજનાઓ કરી કિરતારનો કિંચિત ડર ન રાખતાં નર્કે જવાના રસ્તામા પડે છે. તેઓ ખરાંખોટાં, ખોટા દસ્તાવેજો કિમિયા, ખૂન, કપટ વગેરે કરે છે. વળી આવાં કામ કરીને જાણે મોટી હોશિયારી બજાવી હોય; તેમ ફૂલાતા ને મગરૂર થતા દેખાય છે. તેઓ વિચારતા નથી કે; પોતાના સ્વાર્થ માટે સામાના જીવને જે પ્રમાણમાં દુઃખવીએ છીએ; તે પ્રમાણમાં માથાપર પાપનો ગંજ થાય છે, ને તે ભોગવવું પડશે. પર–આત્મા દુઃખવવો એ મોટું પાપ છે.

**ભુજંગ.**

અરે પાપીઓ પાપના પૂંજ ભર્તા,
ઘણા પ્રાણીઓને તમે દુઃખ કર્તા;
નથી જાણતા કે થશે કોઇ દુઃખી,
તમે કેમ તેથી થશો કાગ સુખી.

૩ દગો ફટકો કરીને, દાવપેચ રમીને તથા ફરેબ દઇને બીજાની માલમત્તા ખાઇ જવાને, તેના તન, મન કે જાન તથા ધંધાને નુકસાન કરવાને અથવા તેની આબરૂને ઝાંખ લગાડવાને જે ગુપ્ત ઉપાયો યોજવા, તે ફૂડકપટ કહેવાય છે કપટ ઘણું નિંધ, દુરાગ્રહી ને પાપરૂપ કામ છે. "દૂધના દૂધમાં ને પાણીના પાણીમાં, માણસ ચોરે મૂઠે; પણ અલ્લા ચોરે ઉઠે." એવી ઘણી કહેવતો કપટથી ધન મેળવનારને તથા કપટકાર્ય કરનારને લાગુ પડતી અસર કરવા માટે કહેવામાં આવે છે. તે ધ્યાનમાં છતાં નસીબના યોગે કરીને જાણે, તેવાં કર્મ કરવાને બંધાયેલાજ હોય; તેમ ઘણાખરા તેમાંજ ગુલતાન બની કપટ કરતાં પાપને ગણકારતા નથી. આવા દોષમાં ઘણે ભાગે અબળા જાત, સાધારણ ખેડુતો ને હલકી પંક્તિના લોકો તેમની કમી શક્તિને લીધે તથા જ્ઞાનીઓ તેમની ઉત્તમ સમજને લીધે આવી શકતા નથી; કારણ એઓમાં કપટ બુદ્ધિ કવચિતજ જોવામાં આવે છે.

૪ કપટ એક રીતે નહિ; પણ ઘણા પ્રકારે થતાં જોવામાં આવે છે. એક પાઇથી માંડીને તે લાખો રૂપીઆ હરામ દાનતથી પારકાના હજમ કરી જવાનાં કપટ કરવા પાછા હઠતા નથી. હલકાં પાપ વખતે છૂપાં પસાર થઇ જાય છે; પણ મોટાં કે ખૂનનાં પાપ છાનાં રહેતાં નથી. એવાં પાપ તરત ને વખતે માસે છમાસે પણ જાહેરમાં આવ્યા વગર રહેતાં નથી. ને પકડાયાથી તેના કર્તવ્ય મુજબ સરકારથી શિક્ષા પામે છે. વળી વર્ત્તમાન કાળમાં તો દૂરબીન, રેલવે, તાર. બોટ. ટેલીફોન, ભૂગોળની માહિતી વગેરે પૂરતાં સાધનો હોવાથી થયેલાં પાપ પકડાઇ આવવાનો સારો સંભવ છે. એક માણસ થોડી મુદત પર મુંબાઇમાં ખૂન કરી એડન ભરાઇ બેઠો હતો; તેને ત્યાંથી શોધી લાવી સજા કરી છે. વળી એક વાણી-

આએ ફક્ત ચાળીશેક રૂપીઆના દાગીના માટે એક બાળક છોકરીનું ખૂન કીધું હતું, ને તે પોતાની ચાદરે બાંધી બીજાના ઘરની નિસરણી નીચે છૂપાવી દીધું હતું. કોઇ રીતે પકડાય નહિ; પણ પેલી ચાદરપર ધોબીનું નિશાન હતું, તે માટે ધોબી ભેગા કરતાં જેણે ધોયેલી તેણે પોતાનું નિશાન ઓળખ્યું; તેથી ખૂની પકડાયો, ને બારિક તપાસથી ગુનો સાબિત થતાં તે ફાંસીની સજા પામ્યો. આમ છતાં પાપીઓ પાપ કરતાં ડગે નહિ, એ ઘણું દિલગીરી ભરેલું છે. પાપ વખતે આપોઆપ પણ જાહેર થઇ જાય છે. આ વિષે એક દંતવાર્તા એવી છે કે કોઇ માણસ જંગલમાં પોતાના સોબતીનું ખૂન કરી તેનો તમામ ધનમાલ પડાવી લાવ્યો હતો, ને ઘેર આવી એવી ગપ મારી કે, તે તો કંઇ જતો રહ્યો છે. આ વાતને કેટલાક માસ વિતી ગયા, પણ એક મોઢેથી બીજા મોઢે થયા વગર બહાર કેમ પડે ? છેલ્લે ચોમાસાના દિવસોમાં પાણીના પરપોટા થઇને ફૂટી જાય, તે જોતાં પેલાના મનમાં યાદ આવ્યું કે, આ પરપોટાની માફક મેં મારા મિત્રને મારી નાખ્યો હતો ને પછી જરા હસાઇ ગયું. આ વાત તેની સ્ત્રીએ જોઇ ને કૌતુક વગર હસવુ આવવાનું કારણ પૂછ્યું. તેણે તરત તો આનાકાની કીધી. પણ સ્ત્રીએ તો હઠ લીધી. ને તે કોઇ બીજાને નહિ જણાવવાને કબુલ કીધું. ત્યારે પોતે કરેલી તમામ બીના તેની આગળ યથાસ્થિત કહી દીધી. પરંતુ તે સ્ત્રી તે સ્ત્રી, તેના મુખથી પાડોશીને કાને ગઇ, ને વાતે વાતથી પ્રસાર થતાં "જાય બિલાડી મોભામોભ તેમ" સરકાર સુધી વાત ગઇ; એટલે કપટ પકડાયું, ને કરનાર સજા પામ્યો. પાપ છાપરે ચડીને પોકારે છે; એમ જે કહેવાય છે, તે કંઇ ખોટું નથી. કપટ કરનાર શખ્સ પોતાનું કરેલું માપ ઢાંકવાને એટલે તે કોઇના જાણવામાં કે કળવામાં ન

આવે, માટે જાણે કેળનો કોટ કરતો હોય; તેમ પોતાના મનથી ચો તરફનો વિચાર બાંધી પ્રપંચી ખેલ રચે છે; પણ ઈશ્વરને જાણે તે છાનું રાખવુંજ નથી. તેથી તેના બાંધેલા બધા રસ્તા તો મજબૂત જેવા રહે છે; પણ એકાદ રસ્તામાં એવી ફાડ પડે છે કે, તેમાં તે ભૂલ્યા વગર રહેતો નથી. જુઓ? ઉપરના દાખલામાં તે કરનારાઓએ વિચાર કરવા કંઇ બાકી રાખી હશે? પણ અકેક વાતમાં કેવા ભૂલ્યા. માટે ભાઇઓ એવાં કામ કરતાં આવા દાખલા ધ્યાનમાં રાખવા જોઇએ કે, પાપમાં સાર નથી; પણ નીચે લખ્યા પ્રમાણે થાય છે.

છપ્પો.

કપટ કરે છે ચપટ, કપટ તો માન ગુમાવે;
કપટ થકી નહિ સુખ, વળી તે કલેશ કરાવે.
કપટ કરો નહિ કદી, કપટ છે કારજ ભુંડું;
કપટે નહિં થાશે, તમારૂં ધાર્યું રૂડું.
વળી કપટે ખાડો ખોદશો, જાણે વાળીશ વેરને;
પણ અંતે તો પોતે પડો, જુઓ પ્રભૂની પેરને.

૫ દેશમાં થતાં કપટનાં કામો ગણીએ તો ઘણાં દેખાઇ આવશે. પાખંડે ખાધી પૃથ્વી. એમ પાખંડી માણુસોને ઘણીવાર ફાવી ગયેલા આપણે જોઇએ છીએ, ને તે વખત આપણા મનમાં એવો ખેદ થાય છે કે, અરે કિરતાર, આ તારી શી ગતિ છે, કે ભલા અને ધર્મી લોકો દુઃખી થાય છે, ને કપટી તથા પાપીઓ મજા ભોગવેછે? આવું એકદમ લાગેછે ખરૂં, પણ એ ભૂલાવો આવામાં અજ્ઞાનતા છે; કારણ કે વિજ્ઞાનની આંખે જેઓ માણુસ જાતનો ઇતિહાસ જાણે છે, તેમના મનમાં આવા સંદેહ પડવાની સંભાવના રહેતી નથી. એવા લોકને સુખી જેવા, કસાઇને ઘેર કુશળ એ કહેવત પ્રમાણે દેખીએ છીએ ખરા; પણ અંતે "धर्ममवे जयते ने पाप क्षयते"

એમ થાયછે. અંતે તે સુખ તેમને સંતાપ કરનારૂં ને ચાર દહાડાના ચાંદરણા જેવું થાય છે. પાપનો જમાવ થએલો ઘડો ફૂટે છે, એટલે તેમની મસ બૂરી દશા થાય છે. ને ભોગજોગે એમ ન થયું તો, લોક બત્રીશીએ અકીર્તિનો ભોગ થઇ પડે છે, એમાં ફેર નથી. તે વાટે ને ઘાટે ચોરે ને ચકલે, પોળે ને બજારે સઘળે વગોવાય છે, એ પણ તેને શિક્ષાજ છે. આવા માણસોના દાખલા લખીએ, તો પાર રહે નહિ કદી પાછલા ભવના રૂડા સંજોગે કરીને એવો કોઇ અણીશુદ્ધ પાર ઉતરી ગયો, તોપણ શાસ્ત્રોક્ત પ્રમાણે કરેલાં પાપ કર્મ પછી નર્કસ્થાને ભોગવ્યા વગર છૂટકો નથી. જુઓ કે, જૈનના છેલ્લા તીર્થંકર મહાવીર સ્વામીને કંઇ અંગ પીડા થઇ; ત્યારે એક જણે પૂછયું કે, 'મહારાજ, તમે મોટા કૈવલ્ય સાધુને આ દુઃખ શું? ત્યારે તેમણે કહ્યું કે, જે કર્મ ભોગવવાનો ટાંકો બંધાયો છે; તે જ્યાં સુધી પૂરાં નથી; થયાં; ત્યાં સુધી પરમ ગતિને પામી શકાતુ નથી; માટે એ તો જીવ સાથે લાગેલાં છે, તે જીવને દેહમાં રહીને ભોગવવાંજ જોઇએ, કે તેનો અંતઆવી જાય. વળી વાલીને રામે ગુપ્તપણે માર્યો હતો; તો વરદાન આપવું પડયું હતું કે, "કૃષ્ણાવતારમાં તું પારધી થઇને અવતરીશ, ને તારા બાણથી હું દેહ છોડીશ." આ પ્રમાણે તેમને કર્મનો બદલો આપવો પડયો છે. એમ દેવો જેવાને કર્મ નડે છે, ને ભોગવવાં પડે છે, તો પછી માણસને કેમ ભોગવવાં નહિ પડે? વળી માણસે દગાથી મેળવેલું ધન તે કે તેના વારસો રૂડી રીતે વાપરવા પામતાં નથી. એ તો જે રીતે આવેલું હોય છે, તેજ રીતે. કયાં નાશ પામી જાય છે; તે માલમે પડતું નથી. તેમ અધર્મથી કોઇના પેદા કરેલા ધ બીજાઓ ગેર રીતે ખાય છે, તો તેઓની પણ આબાદ હાલત રહેતી નથી. આવાઓની હાલત જોઈને લોકો કહેછે કે, "ફલાણાનુ"

ધન કુમાર્ગનું હતું; તો તે જેણે ખાધું, તે સર્વ દુ:ખી થયા છે." અધર્મીનું ધન શાસ્ત્રવચનો પ્રમાણે ભલી રીતે ઘરમાં આવેલું ટકતું નથી; તો તેનું છળભેદથી ખાધેલું સુખ કયાંથી કરે? આવા કારણોથી કપટ ન કરવાનો ને સન્માર્ગે આચરવાનો ખરેખરો બોધ થાય છે. વળી ઉપર કહ્યું છે, તેમ પાપીઓને સુખી જેવા દેખી બીજાઓને ખેદ ઉપજે છે; પણ તે વિષે એમ છે કે, જાણે કોઇ બચ્ચું તેની અજ્ઞાનતાને લીધે એવી રમત રમે કે, તેના જીવનું નુકસાન થાય; તો તેના રક્ષક તેને વારે છે, ને તે નથી માનતો, તો તેને મારે છે. આ રીતે કરનાર તે તેના દુશ્મન નથી, પણ ખરા વાલેસરી છે, એટલે તે તેની રમતને બગાડે છે; પણ તેના જન્મને સુધારે છે. આથી બચ્ચાને તે વખત તો તેનામાં અજ્ઞાનતા છે, તેથી ખોટું લાગે છે; પણ પછી સુખી થતાં સારૂં લાગે છે. તેમ દયાળુ પ્રભુ પાપીઓને અધર્મે ચાલતાં તેને તેના કર્મમાં પૂરેપૂરો ડૂબવા દે છે; એટલે આપણને તે સુખી જેવો લાગે છે, પણ તેમ થતાં તેનો પર ભવ બગડે છે. પરંતુ ભકતોને અને ધર્મીઓને કંઇ ચૂક કરતાં નારાજ થઇ તરત તેની ભૂલ સુધારવાને દુ:ખી જેવી હાલત કરીને તેનો પર ભવ સુધારે છે, માટે દુષ્ટોનું કર્મ જોઇને સધ્ધર્મીઓએ અફસોસ ન કરતાં દુ:ખ પડયા છતાં ધર્મે ચાલવું, એમાંજ સારૂં અને પર ભવે કલ્યાણકારી છે.

૬ ગરીબોજ પોતાની તંગ હાલતને લીધે પેટને વાસ્તે કપટ કરે છે, એમ નથી; પણ ધનવાન્ અને રાજા સરખા ઋદ્ધિ સિદ્ધિએ પૂર છતાં લોભ ઉપર તલપી ભારે કપટો કરવા ચૂકતા નથી. આ બાબત ઈતિહાસોમાંથી દાખલા લઇ બતાવી શકાય છે કે, અલાઉદ્દીન ખૂનીએ પોતાના દયાળુ કાકા જલાલુદ્દીનને કપટથી મારીને રાજ લઇ લીધું. પરંતુ તેનું ફળ તેને તેના વિશ્વાસુ થઇ પડેલા કાફુરથી મળ્યું. કાફુરે જે કર્મ કર્યું તેને પણ તેના પાપનું તેવુંજ ફળ મળ્યું. એમ આખો ખિલજી વંશ કપટમાંજ નાશ પામી ગયો છે. વળી દિલ્લીના બા-

દશાહ હુમાયુ પાસેથી રાજ પડાવી લઇ સન ૧૫૪૦માં શિરશાહ ગાદીપતિ થયો હતો. તેણે એક સમે રાયાસનના કિલ્લાવાળાને અભય વચન આપી તેમનાં હથિયાર છોડાવી દગાથી મારી નાખ્યા, તથા મારવાડની ફોજને ફોડવા કપટ ભરેલો કાગળ રાજા તથા પ્રધાન વચ્ચે વેર થાય, એવો લખી મોકલ્યો. પણુ તે કરનાર શિરશાહજ છે, એવું જણાઇ ગયું. આવા દગા કરતાં છેવટ બુંદેલખંડમાં કલિંજરને ઘેરો ઘાલતાં તેનુંજ દારૂખાનું સળગી ઉડવાથી અકસ્માત્ મરણુ પામ્યો. આ બાદશાહ પ્રજાના હકમાં તથા ગુણોમાં સારો હતો, પણુ દગામાં હલકો ગણાયો-છે. આ દાખલાઓથી જણાય છે કે, એક હાથે કરવું તે બીજા હાથે ભોગવવું પડે, એમાં સંદેહ નથી. કારણુ સર્વજ્ઞ પ્રભુ સર્વત્ર હાજર છે, મનુષ્યના સન્મુખ છે, અંતરજામી ને સચરાચર વ્યાપક છે. આને લગતો દાખલો એ છે જે, હિરણ્યાકશિપુ દૈત્યને મારવા પોતે સ્તભમાંથી નૃસિંહરૂપે પ્રગટ થયા હતા; એવું પુરાણોમાં મત છે. એની મતલબ એવી કે ઇશ્વર જળે સ્થળે ને સર્વ વસ્તુમાં હજૂરા હજૂર છે. તેથી માણુસ ગમે ત્યાં ને ગમે તેવા તર્ક બાંધીને ખોટાં કામ કરવા ધારે-છે; તે તેના જાણુવામાં આવ્યા વગર રહેતાં નથી. આ કલમને મળતો બીજો દાખલો આપતાં એવો સાર નીકળે છે કે, કપટીને કપટી મળે છે; ત્યારે બેઉનો નાદ ઉતરે છે. જુઓ કે, દક્ષિણુમાં શિવાજી નામે મરેઠો જે સન ૧૬૬૪માં રાજા એવું નામ ધારણુ કરી રાજયાસને બેઠો ને જેણે દક્ષિણુમાં હિંદુપણાનું સ્વાભિમાન આણ્યું, તે બહાદુર, તદબીર વાળો ને કપટી હતો. વિજાપુરના હાકેમે શિવાજીને ઘુંદી મારવા અફજલખાં નામે શૂરા યોદ્ધાને મોટી સેના સાથે મોકલ્યો હતો. શિવાજીએ તે સરદારની દોસ્તી કરવાનો ઢોંગ કરી છેતરીને પોતાના મુકામે એકાંતમાં વાતચિત કરવાને બાને બોલાવ્યો. તે નિષ્કપટી હોવાથી ખરૂં માનીને આવ્યો, પણુ કપટીએ તો પોતાની બાંયમાં વ્યાઘ્રનખ તથા ખંજર રાખી મૂકયાં હતાં. તે એકદમ

તેની છાતીમાં ભોકી સંકેત પ્રમાણે ઇસારતથી પોતાના માણ-સોને બોલાવી તેને મારી નાખ્યો. વળી તેજ શિવાજીને સજા કરવા ઔરંગજેબે તેના મામા સાહિરતખાને મોકલ્યો હતો. તેને પણ દગાથી ફસાવી ઘા કરવા ગયો. તેમાં તે બે આંગળાં કપાતાં નાઠો, તેથી બચ્ચો. હવે ઔરંગજેબે સલાહ કરવાનું બાનું ઉઠાવી તેને મળવા બોલાવ્યો. આથી તે તથા તેનો છો-કરો સંભાજી બેઉ આવ્યા; એટલે બાદશાહે તો દગો કરી તે-મને કેદમાં નાખ્યા. શિવાજીએ ઉપરથી આ વાત કબુલ કર્યા જેવું દેખાડી પેચથી માગી લીધું કે, મારે અહર્નિશ ટોપલો ભરી બરફી ગરીબોને વહેંચવાનો નિયમ છે. ઔરંગજેબે તે વાત મંજુર રાખી. એક દહાડો પેરેગીરોને ભૂલાવી બાપ-દીકરો ટોપલામાં બેશી નાશી ગયા. શિવાજીએ ઉપરની રીતે જે દ-ગલબાજીઓ કરી છે તેથી તેને નામોસી લાગી છે ખરી, પરંતુ મુસલમાનો તેમ કરતા, તેથી તે રીતે તેનો બચાવ થઈ શકે-છે; તથાપિ અફ્જલખાંની ફોજની ખરાબી તેણે ધિક્કારવા જોગ યુકિતથી કરી છે, એમ કહેવાય ખરૂં.

૭ વારંવાર કપટ કરવાથી તથા ભાઇઓ સાથે કુસંપ કરી તેમને દુઃખ દેવાથી કેવાં પરિણામ નીપજે છે; તે જુઓ? સન ૧૬૫૮માં ઔરંગજેબ ગાદી પર આવ્યો. તેના વખતમાં હિં-દુસ્તાનની બાદશાહીનો સૂર્ય પૂર્ણ કળાથી પ્રકાશી રહ્યો હતો; પણ એ હાકેમના ધર્માભિમાન તથા કુસંપથી કરેલાં કપટને લીધે અકબર જેવા ચંચળ, દયાળુ ને બહાદુર રાજાની સજીવન કરેલી તથા વધારેલી બાદશાહીનો પાયો છેક લૂલો થઇ ગયો. તે વખત આખો ભરતખંડ તો શું? પણ ઝનુની લોકોનો દેશ કાબૂલ જે હાલ પણ પૂરો વશ થઇ શકતો નથી, તે તેના તાબામાં હતો. કારણ કે, જોધપુરના જશવંતસિંહને ત્યાંનો સુબો ઠરાવી મોકલવામાં આવ્યો હતો. આવા મોટા મરતબાના બાદશાહે પોતાના જોરથી લોકોપર ત્નો જૂલમ કર્યો તે કર્યો; પણ અતિ લોભને વશ થઇ ભાઇઓનું પડાવી લેવાને સર્વને

મારી નાખ્યા. કુટુંબનો નાશ કરતાં પછી તે ભારે વિટંબણા-માં આવી પડ્યો. કુટુંબ હત્યાના પાપથી ને લોકોપરના જૂલમથી તેનાથી સુખે રહી શકાયું નહિ; કેમકે મરેઠા, શિખ, રજપૂત વગેરે શત્રુ ઉભા થઇ તેની પાછળ લાગ્યા. આ ટાણે કહેવાની જરૂર છે કે, ઝાડ તેનાં મૂળ વડે, ઘર પાયા વડે, સંસારી માણસ જ્ઞાતિમાં કુટુંબી શાખાની હુંફ વડે, રાજા પ્રજાના પ્યાર વડે, અધિકારી તાબાના નોકરોના સંપ વડે, વેપારી તેની રૂડી આંટ વડે ને ટુંકામાં કહીએ, તો સર્વ કોઇ પોતાના મિત્ર મંડળના એક મત વડે ટકી શકે છે. ઉંચ પદને પામી શકે છે, તથા નિર્ભયતાથી મજામાં રહી શકે છે, ને જેઓને એમાંનું કંઇ નથી હોતું, તે પ્રસંગોપાત શોક કરતા જોવામાં આવે છે. ઔરંગજેબે આ વિચાર ન લેતાં પોતાની સાહ્યભૂત બાંય જે ભાઇઓ તેનો તો તેણે હાથે કરી સત્વર વિધ્વંસ કરી નાખ્યો; પણ વિચાર્યું નહિ કે:—

### दोहरो.

कडवा होये लीमडा, शीतळ जेमी छांय;
बंधव होये बोलणा, तोए पोतानी बांय. १

### ચોપાઈ.

લડતા વડતા હોયે ભાઇ, તોએ મદદ કરે તે સહી;
ભાગ વેંચતાં ઉપજે કલેશ, તદપિ અભાવ ન કરવો લેશ. ૧
લડતાં લાજે માતા કૂખ, ઘટે માન ને થાયે દુઃખ;
મળે ઘસારો તમને કદા, ખાઓ મોટા મનથી તદા. ૨
ભાઇઓ મધ્યે અંતર ધરે, તે તો મૂરખ જેવો ઠરે;
ભ્રાત તણાં ને આપણાં બાળ, સૌ પર રાખો સરખું વા'લ. ૩
એ તો એકજ લોહીનાં તન, તે જુદાં નહિં ગણવાં મન;
કે'વું એવું છે દામનું, સમજી વરતે થશે કામનું. ૪
રાખી રહેશો સૌપર હેત, ઈશ્વર સુખી કરશે નેટ;
સઘળે સંપ સુખનો વિશ્રામ, ચિંતા ના'વે તેવે ઠામ. ૫

મતલબ માટે સૌ કોઇ સારૂં મનાવવા આવે; પણ ભીડ પડે, ત્યારે ભાઇઓ જેવી બીજો સહાયતા આપે નહિ. રામ, કૃષ્ણ જેવાને પણ બંધુ બેલની જરૂર પડતી, ને તેથી શેષ મનુષ્ય રૂપે અવતરી બંધુ રૂપે તેમની સાથે રહેતા; જેમ રામ જોડે લક્ષ્મણ ને કૃષ્ણ જોડે બળદેવ એ શેષાવતાર છે. આવા સુવિચારને દૂર કરી સત્તામસેં વરસ પર જેવું ઔરંગજેબે પોતાના સગા ભાઇઓને દુઃખ દીધું, તેવુંજ લગભગ પાંચ હજાર વરસ પર દુર્યોધને પોતાના પિત્રાઈ ભાઇ પાંડવોને દીધુ-છે. સાધારણ માણસ તો કદી કચવાય કે, થોડા ધનમાં ભાગ પડેથી મારા ઘરમાં તંગી પડશે, તથા મારાં બાળ બચ્ચાં વરશે નહિ; પણ આવા મહાન્ પુરૂષોને કોઇ વાતની આપદા પડે, એવું ન છતાં તે ભાઇઓને દુઃખ દે, એ કેવું ખોટું છે. લોભ સર્વને કેવા ઉંડા ખાડામાં ઉતારી ઉપર ધૂળ વાળે છે કે, તેમાંથી તે નીકળી શકતા નથી. દુર્યોધને તે કામમાં કૃષ્ણ જેવાની રૂડી સલાહનો પણ અનાદર કર્યો. જો તેમણે ભાઈઓને કંઈ પણ ભાગ આપી રાજી રાખ્યા હોત તો શું? તેમનો મરતબો કંઇ ઓછો થઈ જાત? અથવા તે નાના રાજા ગણાત? ઉલટી તેમને સહાયતા મળત, ને પ્રભુ પણ સાયંકૂળ રહેત. કુળનું હીણું કરવાથી આગળ કેવી પ્રજા ઉઠે છે, તે વિષે ગીતામાં કહેલું છે કે,

**कुलक्षये प्रणश्यंति कुलधर्माः सनातनाः ।**
**धर्मेनष्टे कुलंकृत्स्न मधर्मोऽभि भवत्युत ॥**

કુળ ક્ષયે કરીને અનાદિ સિદ્ધિ જે ધર્મ તે નાશ પામે છે. ને ધર્મ નાશે કરીને સર્વ કુળ અધર્મ જુગત થાય છે." આવી બાબતો ધ્યાનમાં રાખી ભાઇઓ તથા સગાંઓ સાથે અધર્મે ન ચાલવું. ભાઇઓ જ્યાં સૂધી કુંવારા કે નાના હોય છે; ત્યાં સૂધી હળીમળી રહે છે. પણ પરણ્યા પછી સ્ત્રીઓના વિરોધથી તથા ભાગ વહેંચતાં એક એકના શત્રુ જેવા થઇ પડે છે.

માટે તેમ ન કરતાં જેની શક્તિ સારી હોય, તેણે ગરીબ ભાઇઓને હર વખત આસરો આપવો, ને તેના બદલામાં ગરીબ ભાઇઓએ તેની સાથે સારો મેળ રાખવો. એમાં તેની ને કુળની વડાઇ છે. કોઇ ભાઇ આડે રસ્તે ચાલી કપટ આદિ કરી બીજાને દુ:ખ દેતો હોય, તો તેને વારવો, એમાં સર્વનું સુખ અને માન છે. ઉપર ટાંકેલા દાખલાથી એવું પણ સમજાય છે કે, કપટી ભાઇઓની સાથમાં જે ભલા ભાઇઓનું અને દુષ્ટોની સોબતમાં જે ભલા માણસોનું પાનું પડયું હોય છે, તેઓ તેમના પાપી કર્તુકથી પોતે વાજબી છતાં નાહક દુ:ખી થાય-છે. ને તેવું પાનું તો અણધાર્યું પડી જાય છે. કદી એવો કોઇ કુટુંબી ભાઇ વગેરે હોય, તે કઇ તજાય? વળી નોકરી સંબંધે નિર્દય, દંભી કે મતલબીઆ સાથે જોડાયા, તો તે કઇ છોડાય? અગર વેપારમાં કોઇ લોભી ભાગીઓ મળ્યો, તો કંઇ આગળથી પરખાય કે તે દગો દેશે? પછી એવા પાપી તેની મતલબે ભલાને નડે તો પ્રથમ તો ભલો દુ:ખી થાય. પછી પાપીનો તો ઘડો ભરાય ત્યારની વાત ત્યારે. ભલો ભલાઇ ન મૂકે, બૂરો બૂરાઇ ન ચૂકે; ભલાની બલિહારી ઓર છે, બૂરાની દાનત નીચ છે. પાપી સાથે રહેતાં પાપના છાંટા લાગે; માટે કપટીઓથી બને ત્યાં સૂધી દૂર રહેવું, પછી તો ઇશ્વર મરજી.

૮ પાપીની જોડે પાનું પડવાથી ભલાને દુ:ખ થાય છે, તેને લગતો બીજો દાખલો એ છે જે, ઉજ્જન (અવંતિ) નગરીનો ભર્તૃહરિ નામે રાજા હતો. ને તેની રાણી પિંગળા નામે હતી. તે બદ ફેલની હોવાથી જાણ્યું કે, વિક્રમ મને કંઇ નડશે. તેથી પોતા પર કુદૃષ્ટિ કરવાનો તેના પર આરોપ મૂકી રાજાને ભંભેરી દેશવટો દેવરાવ્યો. પછી એક દિવસે એક બ્રાહ્મણે કંઇ અમૃત ફળ લાવી રાજાને ભેટ કર્યું. રાજા પોતાની પત્નીને પતિવ્રતા જેવી જાણતો હતો, માટે તેને આપ્યું. તેણે પોતાની આંખ ઘોડાવાળા સાથે લાગેલી, તેથી તેને આપ્યું. ઘોડા વાળે પોતે રાખેલી ગણિકાને આપ્યું. ગણિકાએ,

વિચાર્યું કે, આવું ફળ રાજાને આપુ, તો તે કંઇ સારી નવાજેસ કરશે. આ રીતે પાછું તે ફળ રાજાને હાથ આવ્યું. આથી રાજા વિસ્મિત થયો. ને લાગલો રાણી પાસે જઇ તજવીજ કરી. રાણીએ જે જે કર્તુક કરેલાં તે આ વેળા માલમ પડી આવ્યાં. આ જાણી આવો રાજા તે સ્ત્રીની બદ ચાલથી તથા તેના સમજાવ્યાથી ભાઇને દેશવટો આપેલો, તેથી કંટાળીને તથા મહા ખેદ પામીને તરત રાજપાટ તજી પોતે જોગી થઇ ગયો ને વિક્રમ નિર્દોષ હતો, તો તેને તે ગાદી મળી. આ ભાગની કલમ ચોથીમાં કહ્યું છે કે "પાપ છેવટ છૂપું રહેતું નથી," ને તેથી આ ત્રણે ચૂકયાં, ને પિંગળા વગેરે ભારે શિક્ષા પામ્યાં છે. આ ભર્તૃહરિની વાત ગાઇને જોગીઓ પેટ ભરે છે. તેણે ગોરખનાથ ગુરૂ પાસે દિક્ષા લીધી હતી.

૯ આપણા પરનું અંગ્રેજી રાજ—આ કાળે વસુંધરા ઉપર રાજ તો ઘણાં છે, પણ ઇંગ્લાંડ, રૂશિયા, જર્મની, ફ્રાન્સ, ચીન ને યુનાઇટેડસ્ટેટ એ છ મોટાં ને શ્રેષ્ઠ છે. તેઓ એક એકને ટક્કર મારે એવાં જબરાં ને સ્વતંત્ર છે. પણ તેમાં સર્વથી મોળા વિસ્તારમાં ફેલાયેલું ઇંગ્લાંડનું આપણા પરનું અંગ્રેજી રાજ છે. તે એટલું ફેલાયેલું છે કે, તેના બધા ભાગ પર અરૂણ સાથે અસ્ત પામી શકતો નથી. દર વેળા કોઇને કોઇ ભાગપર તેનું અજવાળું તો હોયજ. એ અંગ્રેજોને પ્રથમ હિંદુસ્તાનનો વેપાર કરવાની ઇચ્છા થતાં સન ૧૬૦૦માં ત્યાંની (ઇંગ્લાંડની) ઇલીઝાબેથ રાણીની કારકીર્દીમાં કેટલાક વેપારીઓની એક ટોળી થઇ વેપાર કરવા 'કંપની' એ નામથી સનંદ મેળવી. તે વખત હિંદુસ્તાનમાં બાદશાહ અકબર હતો. ને તેઓ સન ૧૬૦૭માં જાંહાંગીરના વખતમાં આ દેશમાં પહેલ વહેલા આવ્યા. સન ૧૬૧૨માં સૂરત, અમદાવાદ ને ખંભાતમાં પ્રથમ વેપારની કોઠીઓ ઘાલી. પણ દેશમાં કુસંપ જોઇને તેમણે રાજકાજમાં હાથ ઘાલવા માંડયો..સન ૧૬૬૧ માં તેમને મુંબાઇબેટ મળ્યો, ને પછી ધીમે ધીમે સન ૧૭૫૦ સૂધીમાં

તેમની થોડીક સત્તા દક્ષિણમાં જામી. એ રીતે વધતાં સન ૧૭૬૫ માં બંગાળા, ઓરીસા ને બહાર આ ત્રણ મોટા મૂલક એકે વખત બંગાળાના નવાબ સુરાજઉદ્દ-દૌલા પાસેથી પ્લાસી આગળની લડાઇમાં ફતેહ થતાં તેમના હાથમાં આવ્યા. તે દિવસથી તેમનું વેપારી નામ પલટાઇને 'કંપની સરકાર'ના નામથી રાજપદવીમાં દાખલ થયા. જે પછીના સવા સેંકડામાં હાલની સર્વોત્કૃષ્ટ પદવીને પહોંચ્યા છે. સન ૧૭૮૦ માં તેમણે અમદાવાદ લીધું; ત્યારથી તે ગૂજરાતના ધણી થયા છે. આટલું મોટું રાજ લેતાં કોઈ જગોપર કપટ કરવામાં નહિ આવ્યું હોય, એમ તો હોય નહિ. ઇતિહાસોના આધારે કહી શકાય-છે કે, સન ૧૭૫૭ માં બંગાળાના નવાબ સુરાજઉદ્દ-દૌલાએ એક વેળા ૧૪૬ અંગ્રેજોને કલકત્તાની એક નાની અંધારી કો-ટડીમાં કેદ પૂર્યા; પણ હવાની ગેર હાજરીને લીધે સવાર થતાં તેમાંથી ૨૩ બચતાં બાકી બધા રૂંધાઇને મરી ગયા. આ સમાચાર જાણતાં મદ્રાસથી લોર્ડ કલૈવ સૈન્ય લઇ તેની સાથે સંગ્રામ કરવા ચડી આવ્યો. પરંતુ તેણે વિચાર્યું કે, લડવામાં એકલા બળથી ફાવીએ તેમ નથી, તેથી તેણે નવાબ સાથે સલાહ ક-રવાનું પ્રપંચી ડોળ ઘાલ્યું. તે વખતમાં નવાબના ફૂટેલા કાર્યભારીઓ-ખજાનચી રાયદુર્લ્લભ, સેનાપતિ મિરજાફર ને મુ-ર્શિદાબાદનો જગત્ શેઠ મોટો સરાફ એ હતા. તેમની જોડે કલૈવે ને અંગ્રેજ અધિકારીઓએ છાની મસલહત કરી કે, આપણે સર્વે મળી નવાબને ગાદીએથી ઉઠાડી મૂકી મિરજા-ફરને નવાબ કરવો. તે નવાબ થાય; એટલે જામદારખાનામાં ક્રોડો રૂપીઆનો ખજાનો છે, તેમાંથી તેણે કંપનીને નુકસાન ભરી આપવું. અંગ્રેજ અધિકારીઓને મોટી રકમો આપવી, ને કાવતરાંમાંના દરેકને માટે અમુક રકમો આપવાનું ઠરાવ્યું. એ રીતે કાવતરાનો બધો વિચાર નક્કી થયો, ને ગુપ્ત લેખ લખવા માંડયો; ત્યારે તેમાં અંગ્રેજોનો દલાલ અમીચંદ નામે સાહુકાર તવંગર બ્રાહ્મણ હતો; તેણે માગણી કરીકે, કાવત-

રામાં જેટલા રૂપીઆ નવાબના ઉપડે, તેના સેંકડે ૫ ટકા મને દલાલી પેટે આપવા. એ વાત પણ એ કાવતરાના લેખમાં લખો? તેમ નહિ કરો, તો બધી વાત તે નવાબને કહી દેશે. આ દલાલીના ત્રીસ લાખ રૂપીઆ થતા. આટલા બધા તેને આપવાની કાવતરાંખોરની મરજી ન થઇ; પણ તેનું મન ન રાખે, તો તે બધા માર્યા જાય, એમ હતું. તેથી કલૈવે આ બાબત બે લેખ બનાવ્યા. એક અમીચંદને છેતરવાનો, તેમાં તેના રૂપીઆ લખ્યા, ને બીજો ખરો; તેમાં તેનું નામ લખ્યુંજ નહિ. વાટસને તે લેખપર પોતાનું મતું કરવા ના પાડી; તો તેની સહી કલૈવે કરી.* એ રીતે નવાબને તેનું ઘર ફૂટવાથી ગાદીએથી કાઢયો. પછી રૂપીઆની વહેંચણી કરતાં જે દસ્તાવેજમાં પેલા દલાલનું નામ ન હતું, તે તેને બતાવ્યો. ને દગો કરી કંઇ આપ્યું નહિ. પણ કામ તો થઇ ગયું હતું; એટલે પછી તે શું કરે! પરંતુ કલૈવને આ તરકટ કરવું જોઇતું નહતું. નવાબ કાયર હતો, માટે તેને ધર્મયુદ્ધથી જીતી શકાત. આથી કલૈવને અને તેમાં સામેલ રહેનારને કાળો ડાઘ લાગ્યો છે. અમીચંદને ઠગવો નહતો. એ કરતાં આપવા યોગ્ય હતું. અધર્મ કદી વાજબી કહેવાય નહિં. ને તેથી તેના કરેલા પરાક્રમને નામોસી લાગી છે. આ વતરોગે કોઇ કોઇ અધિકારીઓથી બીજે પ્રસંગે પણ એવું સહેજ થયેલું છે. કલૈવના પરાક્રમથી અંગ્રેજોના હકમાં એ થયું કે, આવું મોટું બંગાળાનું રાજ હાથ આવ્યાથી હિંદુસ્તાનની બાદશાહી હાથ આવ્યા બરોબર થયું, ને તે વરસથી તે લોક આ દેશમાં એક રાજા છે; એમ રાજપદવીમાં ગણવા લાગ્યા. ને પછી ઉત્તરોતર, એમ ઘણાં રાજ તેમના તાબામાં આવ્યાં; પણ રૈયતને સુધારો કે સુખ બરાબર મળ્યું નહિ. ને કેટલીક વખત જૂલમ જેવું પણ થયું. તેથી તે પછીનાં ૧૦૦ વરસે (૧૮૫૭માં) ગ. જનરલ લોર્ડ કેનિંગ (૧ લા વાઇસરોય)ના વખતમાં કાનપોર ને દિલ્લીમાં મોટો ભયંકર બળવો થયો,

જેનો આગેવાન નાનાસાહેબ પેશ્વા હતો. આ કારણથી કંપની સરકાર પાસેથી રાજહક લઇને નામદાર વિક્ટોરીઆ રાણીએ તે વરસથી રાજ લગામ પોતાના હસ્તકમાં લીધી, ને જનરલ સાહેબોને વાઇસરોય નામ આપ્યું. તથા એક મોટું જાહેરનામું કાઢીને ઢંઢેરો પીટાવી પ્રજાનો પ્યાર મેળવવાની યોજના જાહેર કરી. આથી પ્રજા શાંત પડી. ત્યાર પછી તા૦ ૧ જાનેવારી સન ૧૮૭૮માં દિલ્હીમાં એક મોટી ભભકાબંધ દરબાર ભરી સર્વ રાજા તથા નામાંકિત ગૃહસ્થોની સમક્ષ કૈસરી-હિંદનું મોટું બાદશાહી પદ ધારણ કર્યું. મહારાણીનો જન્મ સન ૧૮૧૯માં મે મહિનાની ૨૪મી તારીખે છે. તેમના પિતાનું નામ એડવર્ડ અથવા ડયુક ઓફ કેન્ટ હતું. તેઓ પોતાના કાકા ચોથા વિલીઅમ પછી સન ૧૮૩૭માં ઇંગ્લાંડની ગાદીપર બેઠાં છે. તેમનાં લગ્ન જર્મનીમાં સાકસકોબર્ગ સંસ્થાનના રાજપુત્ર પ્રિન્સ આલ્બર્ટ સાથે સન ૧૮૪૦માં થયાં હતાં, જે સન ૧૮૬૧માં સ્વર્ગવાસી થયા છે. તેમને ચાર પુત્ર ને પાંચ પુત્રી થઇ છે. તેમાં વડા પુત્ર હવે પછી ગાદી પર બિરાજમાન થનાર પ્રિન્સ ઓફ વેલ્સ છે. રાજમાતા ઘણાં વિદ્વાન્ છે. તેમણે બે ત્રણ ઉમદા ગ્રંથ છપાવી પ્રસિદ્ધ કરેલા છે. વળી તેઉ અતિ દયાળુ, પરોપકારી ને સદ્ગુણી છે. રાજ પોતાના હાથમાં આવ્યા પછી આપણા દેશને કેટલીક સગવડો કરી આપી છે ને બીજી કરી આપશે, એવી આશા રાખી શકાય છે. ઈશ્વર કરે ને એ પ્રમાણે થઇને આ દેશની વફાદાર ને રાજભક્ત પ્રજા સુખી થાય, ને તેથી આ પ્રતાપી રાજને અને કૈસરી-હિંદને ધન્ય ધન્ય કહેવાય.

ટીપ. ઇંગ્લાંડના રાજકર્ત્તા દશેક હજાર મૈલ જેટલે દૂર રહીને આ દેશપર રાજ ચલાવે છે, એ શું ઓછી શક્તિની વાત છે? તે ત્યાંની પાર્લામેન્ટ એટલે મોટી રાજસભાની સંમતિ પ્રમાણે રાજ ચલાવે છે. રાણીને રાજ કરતાં ૫૦ વરસ થયાં, ત્યારે સન ૧૮૮૭ના ફેબ્રુઆરીની ૧૬-૧૭મી તારીખોએ પૂરો-

પની રીત પ્રમાણે આખા દેશની પ્રજામાં એક મહોત્સવ કરાવવામાં આવ્યો હતો, તેને જ્યુબીલી ઓછવ કહે છે. મેટ્રીક્યુલેશનની પરીક્ષા ને તે પછીના અભ્યાસને માટે યુનીવરસીટીઓ, જેમાં અભ્યાસ કરવાથી વિદ્વ જનોને બી. એ., એલ. એલ. બી., એમ. એ, કે એલ. એમ. એસ., વગેરે અભ્યાસનાં સર્ટિફિકેટો, પરોપકારીને, દેશની સેવા બજાવનારને તથા નેકીથી રાજ ચલાવનાર રાજાઓને સરના, નાઈટના, સ્ટાર ઓફ ઇન્ડીઆના, ગ્રાન્ડ કમાન્ડર સ્ટાર ઓફ ઇન્ડીઆના, કમપેનીઅન ઓફ ધી ઈન્ડીઅન એમપાયરના, નાઈટ કમાન્ડર સ્ટાર ઓફ ઈન્ડીઆના, ને બારોનેટના વગેરે ખિતાબો આપવામાં આવે છે તે, સ્કુલોમાં ચાલતી પુસ્તકમાળાઓ, મ્યુનિસિપાલીટીઓ, વકીલ બારીસ્ટરોની પરીક્ષાઓ, નોટો તથા અનેક જાતના હુનરોની વૃદ્ધિ; આ બધા સુધારા સન ૧૮૬૦ની લગભગથી રાણીના વખતમાંજ થયેલા છે. તથા મહેતાજીઓ માટે ટ્રેનીંગ સ્કુલો થઈ છે. તે પહેલાં તો ફકત તલાટીની પરીક્ષા થતી. દેશી અધિકારીઓને રાવ સાહેબ કે ખાન સાહેબ તથા રાવબહાદુર કે ખાનબહાદુરનાં નામ તો થોડાં વરસ થયાંજ લગાડેલાં છે. પહેલાં તાલુકાઓમાં દેશી શાળાઓ, ટપાલો, મામલેદાર, મુનસફ ને ફોજદારની કોરટો વગેરે ખાતાં ચાલતાં હતાં.

૧૦ રાજાઓ પણ બીજાના રાજ માટે ઘણાં પ્રપંચ કરે છે. અંગ્રેજી રાજ એવું તો પરિબળવાળું છે કે, તેમાં કોઈ પરદેશી રાજથી પણ આ સમે તો કંઇ થઇ શકે એમ નથી; છતાં કોઇ રાજનાં માણસ કપટ વેષ ધારણ કરી દેશની ચર્ચા જોવા આવતા સંભળાય છે; પણ જ્યાં સુધી રાજકર્ત્તા કોમ એક સંપી છે, જ્યાં સૂધી તેના અધિકારીઓ પર સ્ત્રી કે પરધન પર હરામની નજરે જોતા નથી, જ્યાં સૂધી તેઓ ઇનસાફના પવિત્ર આસન પર બિરાજી સત્ય માર્ગે આચરે છે, જ્યાં સુધી તે પ્રજાપર કંઇ દ્વેશભાવ રાખતા નથી; ત્યાં સુધી ઇશ્વર કૃપાએ રાજને કંઇ ખીલી ખટકો થવાનો સંભવ નથી. આમ છતાં કોઈ કોઈ વાર અંધેરની અફવા ઉડે છે; પણ તેમ કરવામાં રાજકર્ત્તા બિલકુલ રાજી નથી એ તો કોઇ કપટી કે હલકા માણસથીજ એવું

બને છે, માટે દોષવાન્ તે કરનારજ છે. વળી તવારીખોમાં વાંચવામાં આવે છે કે, કોઇ રાજાનું રાજ ઘણુંજ બળવાન્ થયું હોય ને પ્રજા ગમે તેવી અશક્ત હોય; પરંતુ જેણે એવું ધારેલું કે, આ પ્રજા તે આપણુને શું કરનાર છે ને તેથી તેના પર જુલમ જાસ્તી કરેલી; તેવી નાદાન પ્રજા ઇશ્વર ઇચ્છાથી એવી જોરાવર થઇ પડેલી કે, જબરા રાજને પણ ભયભીત કરી નાખ્યાં છે; માટે રાજાઓએ તો પ્રજાનો પ્યાર મેળવવા ગોઠવણ કરવી, એજ દીર્ઘ કાળ સૂધી આબાદ રાજ ટકવાની નિશાની છે. સંસારી માણસને જેવું પોતાનું કુટુંબ છે; તેવું સર્વ રૈયત છે, તે એક રાજનું કુટુંબ છે. ને તેમને પોતાનાં બેટા બેટી માફક ગણવામાં આવે; તોજ ધર્મનિષ્ઠ રાજનું ભૂષણ કહેવાય.

૧૧ દેશી રજવાડા–એમાં અંગ્રેજી પદ્ધતિ મુજબ કાયદાનાં ધોરણ, કેટલાંક ખાતાં ને મોટી કોરટો રાણીના વખતમાંજ થોડાં વરસ થયાં દાખલ થયાં છે. તે પહેલાં ઇનસાફનો કંઇ નિયમ ન હતો. વળી તે રાજ્યો પર જ્યાં સૂધી અંગ્રેજી રાજની દેખરેખ બરાબર ન હોતી પ્રસરી, ત્યાં સૂધી ગાદી બાબત રાજ કુટુંબોમાં ઘણાં કપટ થતાં. રાજાઓ ઘણી રાણીઓ કરતા, કેટલીકને લાવી રાખતા. પછી તેમાં એકાદ હકદારને છોકરો થવાનો સંભવ લાગ્યો, તો બીજી માનીતી વેષ કરી મને પણ ઓધાન છે; એમ કહી પેટે કંઇ તેવું બાંધી મુદત પર કોઇ હલકી વર્ણના છોકરાને (ઉંચ તો મળે શાનો) વેચાતો લાવી મને છોકરો થયો, એમ ઓઢવતી. પછી તેને ગાદી મળવા માટે તરકટ કરવામાં આવતાં. તે માટે કામદારોને, ખવાસને તથા રાજમાં જેનું ચલણ હોય, તેને લાંચો આપીને, મોટી લાલચો બતાવીને ફોડે, ને લાગ આવે, તો ખરા વારસને ઝેરથી કે તંત્રથી મારી નંખાવે. આવાં કામ કરી પોતાના લાવેલા છોકરાને ગાદીએ બેસડાવે; તેથી ટોળીઓ બંધાય, ને ધાંધળો ઉઠે. તથા કુટુંબમાં કલેશ ચાલ્યા કરે. તે વખત પોતે સ્વતંત્ર જેવા હતા; પણ માંહો માંહેના વેરથી તેમ વરતી શકતા નહિ. કેટલેક ઠેકાણે

કામદારોને હાથ બાજી રહેતી. એવે ઠેકાણે વિરૂદ્ધમાં જનાર સુખે રાજ કરી શકતા નહિ. ગાદીએ કોણ બેસે, એનો પણ નિયમ રહેતો નહિ. જેનો પક્ષ સબળ ને તરકટી હોય, તે નબળાને હઠાવી પોતાનું કામ સિદ્ધ કરી લેતો. વળી તે સાથે બીજા રાજાઓ જોડે પરસ્પર ઝઘડા તો ચાલતાજ હોય, તે જુદા જુઓ, સ. ૧૧૯૧માં અજમેરનો પૃથુરાજ ને કનોજનો જયચંદ્ર એ બે મોટા રાજા મસીઆઇ ભાઇને ચાલેલાં વેર ને તેથી થયેલી ખરાબી. વળી રાજ ભાગથી નારાજ થયેલા કે બીજા કારણથી કંટાળીને ભાયાતો બહારવટે નીકળતા, એ પણ રાજને માથે પીડા હતી. આ રીતે ઘણીક જંજાળોમાં માજી રાજાઓને રહેવું પડતું. દેશી રાજ્યોમાં તો શું? પણ સિરિયા, મિસર ને રોમ જેવાં મોટાં રાજ્યોની ઉથલ પાથલમાં પણ છળભેદ થયા વગર રહ્યો નથી. મૂળથી સકળ રાજ્યોની હકિકત પુસ્તકોમાં જોતાં એકના એક કુળમાં કોઇનું રાજ રહેલું નથી. આ વાત કુદ્રતી છે ખરી; પણ ઘણાં રાજ એકના હાથથી બીજાને હાથ છળભેદથી ગયાં છે. સત્યે લડનાર તો પાંડવો જેવા થોડાજ હશે. કેટલેક ઠેકાણે તો કામદારો ને વજીરો વગેરેના ખૂટવાથી ને તેમના કાવાદાવાથી પોતાના ધણીમાં રાજ ગયાં છે. કહેવત છે કે, "ઘર ફૂટે ઘર જાય." આ રીતે દેશી વિદેશીનાં ઘણાં રાજ ઉથલી ગયાં છે. ઘરનો જાણુ ભેદુ કપટ કરનાર ન હોય, તો તેને નુકસાન થવાનો સંભવ થોડો છે. ગાયકવાડ જેવામાં પણ કેટલીક વાર પક્ષાપક્ષના કાવાદાવા ચાલતા હતા. પરંતુ હાલના વડોદરાની ગાદીના ૧૧મા નરેન્દ્ર ખરેખરા ભાગ્યશાળી નામદાર શ્રીમંત સરકાર સર શ્રી (ત્રીજા) શિયાજીરાવ મહારાજા સેના ખાસખેલ સમશેર બહાદુર ને જી. સી. એસ. આઇ, જે સને ૧૮૭૫માં ગાદી નશીન થયા છે. તેમના વખતમાં આ બધું નીકળી ગયું છે, એ સંતોષકારક વાત છે. આ મહારાજા પંડે વિદ્વાન્, દયાવંત, ગુણી જનોની બુજ કરનાર, સ્વતંત્ર વિચારના ને પ્રજા રક્ષક છે. તેમના

દિવાન પેટલાદી વડનગરા નાગર ગૃહસ્થ બ્રાહ્મણ દિ. બા. મણિભાઈ જશભાઈ જેઓ સં. ૧૯૪૬માં તે પદપર નિમાયા છે. તે શાણા, ગંભીર ને વિદ્યાને ઉત્તેજન આપનારા છે. આ રીતે ગુણીઅલ સમાગમે ઈશ્વર પ્રતાપે રાજના માનમાં વધારો થશે, એમાં શક નથી. આવા એક રૂડા મોટા દેશી રાજથી આપણા ગૂજરાતને સારી ઉજ્વળતા છે. માટે તેની પ્રજાએ તો શું? પણ સકળ ગૂર્જરોએ તેની ઉન્નતી ને પ્રજા તથા ગૂજરાતને સુખ થવા માટે ઈશ્વર પાસે હર્ષ ભેર દુવા માગવી જોઈએ કેઃ—

ચોપાઈ.

ગાયક્વાડનો વાધો જશ, શિયાજીરાવ પામો સુખ મસ;
બુદ્ધિ ભૂપની નિર્મળ રહો, પ્રતાપ દિન દિન અદકો લહો. ૧
વંશ તણો થાજો વિસ્તાર, સંપાને સદ્ગુણી સાર;
વિઘ્ન રાયનાં પ્રલય થજો, રાજ ઘણું અવિચળ જામજો. ૨
ત્રિવિધિ[1] તાપ ટળજો નિર્વાણ, રાય નિરંતર રહો સુજાણ;
રાજ તેજ રૂડેરી ઋદ્ધ, મળી થજો મન કામના સિદ્ધ. ૩
પ્રજા થકી પામો આશિષ, ભવ પર ભવ સુખ દો જગદીશ;
વળી મણિભાઈ છે દિવાન, મળજો એમને અત્યંત માન. ૪
પ્રભુ કોઇ વાતે ન થાશો તંગ, કુશળ રાખજો એમનાં અંગ;
રાજ સભા ગુણવંત હો સહુ, શિયાજીરાવ જીવો વર્ષ બહુ. ૫
હર્ષ થકી વદું છું આ વાર, દયા ધરી હરિ હર નિર્ધાર.
વિનતિ દામોદરની અહીં, ભાવે પૂરણ કરજો સહી. ૬

ટીપ—આ રાજ મૂળ પુરૂષ પીલાજીએ સ. ૧૭૩૧માં સ્થાપ્યું છે. હાલ ઉપજ આશરે દોઢ ક્રોડ રૂપીઆની છે. રાજનું ચલણ બાબાસી શિક્કાનું છે, પરંતુ કોઇ કોઇ ઠેકાણે મુંબાઇગરા કે સક્કાઇ ચાલે છે. વળી ખેડા જીલ્લામાં અંગ્રેજી રાજ છતાં બાબાસી નાણું ચાલે છે.

જે રાજથી પ્રજાને સુખ થાય, તેનું આ રીતે કલ્યાણ

૧ આધિ, વ્યાધિ ને ઉપાધિ એટલે મનનું, તનનું ને કોઇ માણસ કે વ ઃતરફનુ થતુ દુઃખ; એ ત્રણ તાપ.

ઈચ્છવું, એ સર્વનો ધર્મ છે. ઉપર મુજબની રાજાને માથેની સર્વ પીડાઓ અંગ્રેજ બહાદુરના કાયદા, પવિત્ર તપાસ ને દેખરેખથી દૂર થયુંછે. ને સર્વ રાજ તેના માપે રહ્યાંછે. નહિં તો કંઇ રાજ ઉખડી ગયાં હોત ને કંઇ નવાં પણ થયાં હોત. પરંતુ હજુ કામદારોની ખટપટ ઘણે ઠેકાણે ચાલતી સંભળાય-છે, તે દૂર થવી જોઇએ. હવે ઝેર પણ દેવાઇ શકાય એમ નથી, કેમકે પાસે વિશ્વાસુ ડાકટરો હોવાથી તે અજવાળામાં આવી જાય છે. એક બીજા વચ્ચે તકરાર ઉઠે છે, તો તેનો નિવેડો કોરટોના આસરાથી થાય છે. આ શાંતી પર નજર કરી જે રાજા પ્રજાનો પ્યાર મેળવી પોતાના અધિષ્ઠાતા અંગ્રેજ સરકારના વફાદાર થઇ રહે, તેમને કોઇ કરીતથી મરવા મારવાની ધાસ્તી નથી. ભરતખંડી જે ખંડીઆ રાજા અંગ્રેજ સરકારને મુખ્ય માને છે, અથવા સ્વતંત્ર હોઇને તે સરકાર સાથે દોસ્તીનો હક રાખી જાણે છે; તેમના ઉપર કોઈ રાજાની સ્વારી ચડી આવવાની પણ ધાસ્તી નથી. જો કોઇ ચડી આવે, તો તેનું નિવારણ તે અધિષ્ઠાતાને કરવું પડે છે. ને તેમ કરવું સ્વભાવિક છે. દાખલા દાખલ કે સ્વર્ગના રાજા ઇંદ્રનું રાજ લેવાને તપ કે બીજા બળ વડે રાક્ષસ, દાનવ કે માનવને ઇચ્છા થતી, તો ઇંદ્ર પોતાના દુઃખની બીના વિષ્ણુ આગળ વિદિત કરતા. આથી ઈંદ્ર પોતા-નો સ્થાપેલો હોવાથી વિષ્ણુ તેને પૂરો આસરો આપી થયેલા શત્રુનું ચાલવા દેતા નહિ. મતલબ કે શરણાગતને પાળવો, એ ધર્મનિષ્ઠ માનવનું કર્તવ્ય છે. આ રીતે હાલ આ દેશી સર્વ રાજાઓનું રક્ષણ શૂર અંગ્રેજ સરકાર કરે છે. ત્યારે હવે રાજાઓનું કર્તવ્ય એવું જોઇએ કે, રૈયતને માથેથી કરનો બોજો જેમ ઓછો થાય તેમ કરવું, ઉડતા ખર્ચો તપાસી કમી કરવા. ભારે ભભકાની પહેલાંના જેવી જરૂર નથી. કર ઓછા કરવાથી તમામ પ્રજા આશીર્વાદ દેશે. કર વધવાનું લોકો સાંભળે છે, ત્યારે કેવું કલ્પાંત કરે છે,

ને ધરથાનું સાંભળે છે, ત્યારે કેવા હર્ષિત થાય છે? ને તે કરનારને કેટલો વખાણે છે? દેશમાં આટલી બધી મોંઘવારી થઇ ગઇ છે, તેનું એક કારણ ઘણી જાતના કરો પણ છે. ઘણી જગોએ મ્યુનિસિપાલીટીઓનાં હાંસલ તથા છૂટા કર ઘણા વધી ગયા છે. સંવત્ ૧૯૧૫ની સાલ સુધી સુરતી તોલે ૫ શેરનું ઘી, અઢી મણનું મીઠું, ડાંગર, તુવેર ને તેના પ્રમાણમાં સર્વ સસ્તું હતું, તેના બદલે હાલ કેટલું છે, તે સર્વ કોઈ જુએ છે. માટે કર ઓછા થશે; તો ગરીબ તવંગર સૌ કોઇ અભિવંદન કર્યા વગર રહેશે નહિ. કલકત્તાના ૨૦ મા વાઇસરોય (સન. ૧૮૮૦ થી ૮૪) લોર્ડ રિપન જે પાછલા સર્વથી વધારે માન પામી ગયા, તેનું કારણ પણ આવુંજ છે. આ રીતે પ્રજાને સુખ થતાં રાજાને સુખ સમજવું. જ્યાં પ્રજા દુઃખી થઇછે; ત્યાં સરકારને જપ્તીઓ મૂકવી પડી છે; તે તો સર્વ જાણે છે; માટે પ્રજાના સંબંધમાં કોઇપર ઇર્ષા કે કપટ ન કરતાં સર્વ પર રહેમ રાખવી કે, જેથી એકનું વિશ્વંભર ભલું કરે. રૈયતનો ધર્મ છે કે, ભલા-રાજાનું ભલું ચહાવું કે, જેથી તેને લોકનું ભલું કરવાની ઉમેદ રહે. જે નૃપ મોજને કોરે મેલી રાત દિનનો મેળ ન રાખી પ્રજાના હિતાર્થે શ્રમ વેઠે છે; તેજ ખરો મહીપતિ છે. કેમકે પ્રભુએ તેને રાજમાં વસતાં સર્વ પ્રાણીની સંભાળ રાખવાને તેના પૂર્વના કોઇ મહા સુકૃતોના ફળે મોટો કણ નીપજાવ્યો છે. આ નિયમ સચવાય, તો જે સુખ પ્રભુએ આપ્યું છે, તેથી પર ભવે વૃદ્ધિ થવાની આશા રહે છે; નહિ તો પછી કહેવત છે કે, તપેશ્રી તે રાજેશ્રી ને રાજેશ્રી તે નર્કેશ્રી, એ વારૂ થાય. વળી રાજની સારી નરસી હાલત વિષે રાજા કરતાં દિવાન પર વધારે આધાર ગણાય છે. દિવાનનું પદ ઘણું મોટું છે, કેમકે તેમાં વગર રાજાએ રાજા જેટલી સત્તા; ને તે હાજર જવાબી તથા સમયસુચક બુદ્ધિવાળાથી બજાવી શકાય છે. રાજના હરેક કામે કૃતિ પણ એવી

હોવી જોઇએ કે, જેથી પ્રજાને સંતોષ થાય. જો આ પ્રમાણે થયું હોત, તો સં. ૧૯૪૬ના આશોમાં ખંભાતના રાજમાં શામરાવ દિવાનને અને પ્રજાને જે અણબનાવ થયો, ને તેથી બેઉની જે ખરાબી થઇ, તે જોગ બનત નહિ. ઈશ્વર કરે, ને આ માટે હવે નિમાયેલા દિવાન રા. બા. મિ. કેશવલાલના કોમળ મનના સર્વ પાસા સવળા પડી કંટાળેલી પ્રજા શાંત થઇ સુખી થાય. દયા વગરની એકલી સત્તાથી કંઇ કામ સારૂં થતું નથી. વળી રાજાએ કંઇ પણ ધોરણ કરવું, તેમાં કૃતિ, આંટ ને પ્રમાણિકપણું એ સ્વચ્છ રાખવાં જોઇએ. જુઓ, સ. ૧૩૨૫ માં દિલ્લીની બાદશાહી પર આવેલા મહમદ તઘલખે તાંબાના રૂપીઆ ચલાવ્યા, તેથી બંડ થયાં. ને સમજુઓ તે વાતને ના પસંદ કરે છે, તે ખરૂં છે. એ તો તાંબાના રૂપીઆ ચલાવ્યા; પણ કદી લુગડાના કે ચામડાના કટકા જેમ અંગ્રેજ નોટો ચલાવે છે તેમ તેની કૃતિ પ્રમાણે ચલાવ્યા હોત, તો ચાલત ખરા કે? વળી આફ્રિકાના વચલા ભાગમાં સિંધવના પૈસા ચાલે છે. આ કામ સત્તાથી ચલાવવા કરતાં રૂડી કૃતિ પર વધારે આધાર રાખે છે. આ તો લો, નહિ તો દે માર, એમ કરે ચાલતું નથી. એ મહમદને રૂડી કૃતિ ન આવડી, તેથી અવિચારી ગણાયો. ને નોટો લોકો ખુશીથી લેછે. કેમકે આ રાજની કૃતિ ને આંટ ઉત્તમ છે. આ પ્રમાણે રાજા પ્રજાના વિશ્વાસથી બંનેને સુખ થાય-છે. કર વગેરેમાં પણ એમજ છે. જૂના વખતની એક વાત છે કે, એક વણજારો મુછનો વાળ ગિરવી મૂકી કોઇ સાહુકાર કનેથી રૂપીઆ લાવ્યો હતો. આ જોઇ બીજો લેવા ગયો; પણ તે વાળ વાંકો છે, તો કહે લે માંકો; એમ તેના બોલવા પર વિશ્વાસ ન આવવાથી તેને કંઇ મળ્યું નહિં, માટે સાફ દાનત ને વિશ્વાસેજ આપ લેનો વ્યવહાર ચાલે છે.

૧૩ અધિકાર તથા લક્ષ્મીની બાબત—આ બંનેમાં બહુધા

કેટલાક ગુણોનું સમાનપણું દેખાય છે. જ્યારે કોઇ ઓછા પાત્રને હકુમત કે પૈસો મળે છે, ત્યારે તેમાં મદાંધ બની જેનાથી ગરજ સરે, એવું ન હોય, તેવા જૂના સ્નેહી કે સગાં વહાલાં વગેરેને તે ગણકારતો નથી; ને પોતાની જે કંગાળ સ્થિતિ હોય છે, તે ઝટ વિસરી જાય છે. તેમાં જો ફોજદારી સરખો હુકમ મળ્યો હોય, ત્યારે તો પૂછવુંજ શું? બીજાઓ તેમને પોતાના જૂના જાણીતા જાણી ચહાય છે, પરંતુ તે તેમને ન લેખવે, એ તેમનો અવિવેક છે. ફક્ત પ્રભુતા પામ્યાથીજ તે જો એમ કરે, તો પોતાની દેહને પોતેજ અપવિત્ર કરનારા કહેવાય. વળી લક્ષ્મીનો મદ, અમલનો કેફ, જ્યાનું જોર ને જુવાનીનો તોર આવે છે. આમાંનું એક હોય છે, તો અજ્ઞાની બાંયો ચડાવી બીજાને સેહ બતાવે છે; તો એમાંનાં એક કરતાં વધારે જેને સાથે મળ્યાં હોય, તે કેમ જીરવી શકે? શાણા ને દયાળુથીજ એ તો સંભાળી શકાય છે. પણ એમ ન કરતાં ચહાય, તેને ચહાવો; એ ધર્મ છે. દુનિયાંનો વ્યવહાર એમજ ચાલે છે. માણસનું માણસની મારફતેજ ભલું થાય છે. જીવ જીવકે આસરે જીવ કરંતા રાજ. ગરીબો મોટાની ઓથ ગણે છે; તે એટલા માટે કે, ભીડ વખત તેનાથી તેને આસરો મળે. આ વિષે એક ખરો યાદ રાખવા જોગ દાખલો એ છે જે, દ્રાવિડ દેશના વિદર્ભ ગામનો વાસી સુદામા વિપ્ર અતિ ગરીબ હોવાથી દુઃખનો માર્યો કૃષ્ણ પાસે મદદ માટે ગયો. કૃષ્ણે તેને પોતાનો બાળ વિદ્યા સ્નેહી જાણીને પોતે પ્રભુતાને પામેલા છતાં, તેની સાથે કિંચિત મોટાઇનો ભેદ ન રાખતાં તેની ઉત્તમ પ્રકારે પરોણાગત કરી. જેના મનમાં દરિદ્રતાની શરમ હતી, તે તજાવી. વળી તેમની અષ્ટ પટરાણીઓએ પણ તેની બરદાશ કરવામાં કસર કરી નહિ. આ રીતે કરી વિદાય કર્યા; ત્યારે તેનું દારિદ્ર એવું ફીટાડી દીધું કે, તેના સુખનો કાંઠો રહ્યો નહિ. ને તેથી હાલત તથા કાંતિ

સુધરી ગયાં. આ પ્રમાણે કરનાર વિચારવંત થોડાજ હશે. આ દાખલો ખરેખર સુબોધ લેવા જોગ છે. પરંતુ કોઇ તો ઉપલા ગુણોના છકમાં કંઇનું ઉંધું મારે છે. આ પ્રમાણે બધું મળ્યા છતાં તેમાં લુબ્ધ થઇ જતો નથી, તેજ માણસ મોટો છે. ગીતામાં કહ્યું છે કે, "સંસારમાં સરસો રહે, ને મન મારી પાસ; સંસારમાં લેપે નહિ, તે જાણું મારો દાસ." એટલે સંસારમાં રહેતો થકો માણસ તેમાં ન લેપાતાં ઇશ્વર પર ભાવ રાખે છે, તેજ ઇશ્વરને પ્રિય છે. વળી કમળ જે છે, તે પાણીમાં રહે છે પણ તેના જોસથી કદી તેમાં લીન થઇ જતું નથી; તેમ ઉપલાં સાહિત્ય પામીને કપટથી કે જૂલમથી કોઈનું તન મન દુ:ખવતો નથી, તેજ સજ્જન છે. યાદ રાખવું કે, એ બધું આજે છે ને કાલે નથી. કંઇ કપટી જૂલમીનાં સાહિત્ય જતાં રહ્યાં; ને કંઇ તેવાનાં જશે, તે વખત તે પણ એક નિર્બળ માણસ થઈ રહેવાનો. ને તે સમે તેણે જેને દુ:ખ દીધું હશે; તે તેને વિષે કેવું વિચારશે? માટે ડાહ્યા ને ધર્મી માણસે એમજ ધારવું કે, મારા સાહિત્યના કાળમાં મારા હાથે ઇષ્ટદેવ હરકોઇનું ભલું કરવાની ઉંચ બુદ્ધિ મને આપો. બીજાનું ભલું કરવાથી મનને શાંતી ને આનંદ રહેછે; પણ કપટ કે જૂલમે કનડવાથી પરિતાપ ઉપજે છે, એ પ્રત્યક્ષ છે.

૧૪ કોઇ માણસ ઘણું ભણે ને તેથી ૧૩૧ પૃષ્ટમાંની ગમે તેવી પદવી મેળવે, પણ પોતાની વિદ્યાને સન્માર્ગે વાપરે તોજ વિદ્વાન્; નહિ તો પીડાકારી પાણીઓ ગણાય. ઉંચ પદને પામી કપટી, અભિમાની કે ઇર્ષા ભાવિક થાય, કિંવા જજ, વકીલ કે માજીસ્ટ્રેટ થઇને લાલચ વગેરે માટે જૂઠા કેસને ઉત્તેજન આપે, તો લોકોમાં તે વગોવાય છે. ગમે તેટલું ભણ્યા છતાં જ્યાં સુધી તેને ઉંચ પદ મળતું નથી, ત્યાં સૂધી તેના વિચારો ઘણા નમ્ર હોય છે, પણ

હાકમી મળ્યા પછી તેમાં કઠોરતા પ્રવેશ કરે છે, ને તેથી તાબાની પ્રજાને કે નોકરોને દુઃખ દેછે. પરંતુ જેની તેની-આંતરડી કકળાવવાથી અંતે સારૂં ફળ થતું નથી. લોકો તો તેને હાકમીપર હોવાથી અન્નદાતા કહી સલામ સાથે નમન કરે છે. તેમ છતાં તેમની સાથે વ્યાજબીપણે રહેવાને બદલે અયોગ્ય ત્રાસ દે, તો તે અન્નદાતા કે પીડદાતા કહેવાય? આવા માણસના બોલવા પર તેના ઉપરીએ બારિક નીઘા રાખવી જોઇએ. કેમકે દરેક માણસ ભૂલ કરે છે ને તે ભૂલથી જે માણસ ખરાબ થાય છે; તેવા લાચારનો પછી કંઈ આધાર રહેતો નથી. માટે એવું કામ જો ખોટુ બન્યું તો તે ગેર આશિષનું થાય છે. વખતે ગુનાના રૂપ પ્રમાણે સજા થાય છે ને વખતે માણસ પર કોઈ આડકતરી લાગેલી લાગણીની ઇર્ષાથી થાય છે. ચૂકના વાજબીપણાની અમલદાર જે સજા કરે છે, તેમાં દયા હોય છે ને જૂલમની જે કરે છે, તેમાં ઘણી સખતાઇ હોય છે. નોકરી સિવાયના સંબંધમાં કંઇ ક્રોધ થયો કે ગાંઠ પડી, તો તેને ઉતારી પાડવા વેતરણ કરે છે. પોતાથી બને તો, તે કરે-છે. નિકર વરિષ્ટને લખીને કરાવે છે. પછી કનિષ્ટનો આધાર શો? કદિ વરિષ્ટ કને જાય, પણ તેણે તો મંજુરી આપી હોય; એટલે ફેરવે શાનો? ને એને મૂકી ત્રીજા કને જાય, તેમાં તેનું વળે શું! આવું કરનાર મોટા કે નાના સૌ સરખા છે. જે ઇર્ષાથી તેમ કરે, તેને કપટ કરવું પડે. પછી જે બીજાને ખરાબ કરવા ધારે, તેને વરૂ ને શિયાળની વાત પેઠે બાનાંની ખોટ રહેતી નથી. એટલે બાનાં ઉઠાવી સામાને આળસુ, એદી વગેરે ગુણો લગાડી ગરીબનો ભવ બગાડે છે. સહેજ વાતમાં આવું કરતાં વિચાર નથી કરતો કે, એ કંગાળની શી વલે થશે. વાજબી તો એ કે કોઈ ભૂલ માટે તેના ગાલ પર લપડાક મારવી, પણ તેના પેટ (રજક) પર ન મારવી. એ રીતે ઇનસાફમાં દયા ભેળવી જે શિક્ષા કરી

જાણે છે, તેનો ખરો દાબ બેસે છે. જુઓ કે, એક આનો દંડ કરવા જેવી કસુરનો અધિકારી ચહાય, તો બે આના પણ કરી શકે. કારણ કે ધણી બોલે તે ન્યાય ને પાસા પડે તે દાવ, એ ખોટું નથી. માટે સજા તો એવી કરવી જોઇએ કે, માણસને તેથી ચાનક ને સુબોધ લાગે; વળી તે સુધરે ને તેના મનમાં ખોટો ભાવ આવે નહિ. માણસને સુધારવો, એ ખરો ન્યાય ને ખરી શિક્ષા છે. માટે કપટ કે ઇર્ષા ન કરતાં હર કોઇના ભલા તરફ જોવું, એમાંજ ઉંચ પદની શોભા છે. ભલા ઉપરીઓ તેમ કરે છે ને સર્વ ગરીબોની આશિષ મેળવે છે.•

૧૫ અવિચારી માણસોને દ્રવ્ય અને અમલ ભૂલ-થાપ ખવરાવે છે. એની સાબિતી જોવી હોય, તો જે વખત એવાને ઘણી અલખત મળી હોય, અથવા મોટો અમલ મળ્યો હોય કે, જેથી સિપાઇઓ હજુરમાં હાજર હોય; તે વખત તેની પાસે જાઓ; બીજી વખત દોલત-વાનુ ખોટમાં આવ્યો હોય, ને અધિકારી કંઇ કારણસર ઓહદાથી દૂર હોય; તે વખત જુઓ. વળી ત્રીજી વખત તે તવંગર છેક નિર્ધન હાલતે આવ્યો હોય કે, અમલદારનો અમલ પેનશન મળવાથી કે બીજા કારણથી તદન ઉખડી ગયો હોય, તે વખતે તેની પાસે જાઓ, તો માણસ તેનો તે; પણ દર વખત તેનો મિજાજ તમને ભિન્ન ભિન્ન દેખાશે. એટલે પહેલાં જેવો કઠોર દેખાતો, તેથી પણ પાછળ વધારે કોમળ દેખાશે. એનું કારણ એવું છે કે, જ્યાં સૂધી પાસે ખૂબ પૈસો છે, અથવા અમલ રૂપી અંધકાર પિછોડો ગળામાં છે, ત્યાં સૂધી બીજા ગમે તેવા સારા હશે; તો પણ તેની ખાતરમાં આવશે નહિ. આવું ઘણે ઠેકાણે જોવામાં આવે છે; પણ જેઓ વિચારવંત ને ચતુર છે. અર્થ તથા અમલના કાનુનો જે જાણે છે; તેઓ મદે ન ચડતાં તથા કોઇ પર કપટ—જૂલમ ન કરતાં સમા-

નતાથી રહે છે. જેના પર જગનિયંતાની પૂર્ણ કૃપા હોય, તેજ ધન તથા અમલને ભોગવી જાણે છે. કેટલાક અમલદાર એમ જાણે છે કે, હું કોઈની કંઇ રૂશ્વત નથી લેતો; તો પછી ગમે તેમ કરતાં કોઇ શું કરનાર છે? ઠીક છે કે, એથી સરકાર તમને કદી નહિ પૂછે, પણ એવું ધારી પ્રજા કે સેવકો પર નિર્દય થવામાં ઇશ્વરના ઘરના ગુનામાં તો આવશેજ. ઉપર કહેલી ત્રીજી સ્થિતિ વખત કે વૃદ્ધાવસ્થામાં ઘણાખરા માણસોનો સ્વભાવ પ્રથમ કરતાં ઘણો શાંત થાય છે ખરો, પણ કોઇ અંતે પણ ભારે પેનશન મળવાના કારણે પોતાની ખુમારી છોડતા નથી. તેમને કહેવાનું એ જે, તમે મોટાઇ પામેલા, તેથી તમારામાં વિવેક સારો હશે, એવું ધારી કોઇ સારો માણુસ તમારી પાસે આવે, તો તમે અહંતા શાની રાખોછો ! માણુસને તમે માણુસની રીતે કેમ જોતા નથી. આથી તમારી ખુમારી તો કંઇ નાપસંદ થઈ જાય છે, પણ ઉલટો તમારી મહતાને બટ્ટો લાગે છે. શું તમે એમ માનો છો કે, જેની તેની સાથે આપણે અહંપદ રાખીએ; તેથી ઈજત વધે છે? ના એથી તો સામો માણુસ તમારી હલકાઇ ગણે છે. પણ જેવો માણુસ તેવો તેનો આદર સત્કાર કરવાથી તમારી શોભા કહેવાય છે. અહંકારની બાબતમાં ઇશ્વિરી નિયમ એવો દેખાય છે કે, દૈવિજીવો, સદ્દપુરૂષો કે ભકતોને જ્યારે કોઇ ત્નાતનો અહંભાવ થઇ આવે છે, તો પડખે એવો દાખલો લાવી મૂકે છે કે, તે જોતાં કે સાંભળતાંજ સદ્દ્પુરૂષોનો ગર્વ સમી જાય છે ને આસુરી જેવાને અહંમેવ થાય છે, ત્યારે તેમાં જાણે સુખ હોય, એમ પ્રથમ તો તેને ખૂબ ચડવા દેછે, પણ પછી એવું કરે છે કે, તેના ચૂરે ચૂરા થઇ જાય છે, જુઓ હનુમાન, અર્જુન કે ભીમ વગેરે મહા પુરૂષોને તેમના મહાન્ કાર્યોથી જરા હુંપણું થતું કે, આ કામ હું ન હોત,

તો કોણુ કરત ? તે વખત તેનો પડછો દેખાડી તરત પ્રભુએ તેમની ભૂલ સુધારેલી; પણ કંસ, દુર્યોધન, જરાસંધ, રાવણુ, હિરણ્યાક્ષ જેવાને થયેલો ગર્વ વધવા દઇને જે ગતિ કરી છે; તેથી સૌ કોઈ સમજે છે કે, અહંકારમાં સાર નથી. અહંકારનું ઘર ખાલી છે. અહંકારમાં ઈશ્વર રાજી નથી, ને તેમાં દમડીનો લાભ નથી. વળી તમે ભણ્યા છો કે, જેને ઘેર જેવો વિવેક તે પ્રમાણે તેનું કુળ ઉંચું નીચું ગણાય છે. આવી વાતને વિસારે મૂકો, મદ કરો ને પછી ઉંચા ને ખાનદાન થવા ફાંફા રાખો, તે કેમ બને ? આટલા માટે સભ્યતા શોભે, મગરૂબી શોભતી નથી. પ્રભુતા પામ્યાથી સૌ કોઇને મદ ચડે છે. આ વિષે દેવતાઓએ દક્ષને પ્રજાપતિનું પદ આપ્યું, ત્યાર પછી યજ્ઞ કરતાં તેને જે મદ થયો, તે પર શિવે પાર્વતિ પ્રત્યે કહેલું તુળસી રામાયણમાં વચન છે કે; नहिं कोउ अस जनमेउ जगमाहीं, प्रभुता पाई जाहि मद नाहीं. "મોટાઇ પામીને જેને મદ ન થાય, એવો જગતમાં કોઇ જન્મ્યો નથી." અહંકારી અહંકારે ક્યાં બતાવે છે કે, જે પોતાથી પાયરીએ, પગારે, અમલે, ઓધ્ધે, પૈસે, બળે કે કંઇ પણ વાતે ઓછો હોય ત્યાં, એટલે લખેશ્રી હજારી આગળ, અધિકારી પ્રજાની ને નોકરોની આગળ, ઉપરી તેના નીચેનાની આગળ; પણ હર વાતે પોતાથી જે ઉંચો હોય છે, ત્યાં રાંક જેવો થઇ રહે છે. પણ જાણવું કે, આજે કદી લખેશ્રી ને કાલે હજારી, આજે ઉપરી ને કાલે તાબેદાર. એમ દુનિયાનું ચક્કર ફરતુંજ છે. માટે તેવી વખતે ટેક છોડવો, તે કરતાં હમેશ મિલનસારે રહેવું, એ કેવું સારૂં છે. ઈશ્વર કૃપાએ સુખ મળ્યું, તો ફુંપદ ન કરતાં ભલમનસાઈથી વર્ત્તવુ, એજ મોટાઇ ને કિરતારને રાજી કરવાનું કારણુ છે.

૧૬ નોકરી કે કંઇ કામની બાબતમાં જોઇશું; તો તેમાં

ભક્ષા કરતાં પ્રપંચી વખતે વધારે ફાવી જાય છે. અધિકારી દયાળુ, અનુભવી ને દાનો હોય છે, તે તો તેના સેવકોની યથાસ્થિત બુજ કરે છે; પણ બધી વખત તેવા હોતા નથી. કોઇ લોભી, કોઇ લંપટ, કોઇ ખુશામતને ચહાનાર વગેરે ગુણુનો હોય છે; તો તેને તેવા કામમાં મદદ કરીને કપટી પોતાનો કરી લઇ કામ કાઢી લેછે. આમ કરતાં તે બીજાનું ખરાબ ન કરાવે; તો ભલે, તે પોતાનું સારૂં કરી લે. કોઇ એવા પણ હોય છે કે, તેના હાથે વગસગ પણ ઘણી થાય છે. રીતસર ખાલી પડેલી જગા પોતાની પસંદગી-વાળાને અથવા લાગવગની ભલામણુથી કદી તે ચહાય તેને આપે, તો ખેર; કારણુ લાગવગ તો હાલ નાના મોટા સર્વને એક સરખો થઇ પડયો છે. પણ તેવાને જગા આપવા કોઇ ગરીબને ડાઢમાં ઘાલે, ને તેને સતાવે; તો તેના જેવો અંત્યજ બીજો કોણુ હશે? તેમાં પણ ઠીકરી ઘડાને ફોડી નાંખે, એવો હોય, તેનું તો નામે લેતો નથી. આવો માણુસ પોતાની આવી ઇર્ષાનો અમલ બિચારાની નોકરીના કામમાં કરી કલમની અણીથી તેનો ઘાણુ વાળે છે. આ કામ ખરેખર ધિક્કારને પાત્ર છે. આવા જે મેલા હોય છે, તે પોતે દંભીપણું પણુ ઘણું બતાવે છે. મોટા ખોટું ન કરે, એમ તો કદી ધારવું નહિ. છોટા વખતે જે કપટ કરે છે, તે તેમની ગરીબાઇનું કારણુ ધરાય; પરંતુ મોટાનાં કપટ છોટાથી ભારે હોય છે, ને તે જ્યારે બહાર પડે છે; ત્યારે હજારોનાં હોય છે. આવુ કરતાં તેને કંઇ ગોટાળા વાળવા પડે છે. આ કામ એકદમ બહાર નથી પડતું; પણુ જાણીતા ફૂટે છે; ત્યારે ઉઘાડું થાય છે. આવું છતાં ગરીબના સહેજ કામને કાગનો વાઘ કરી મેલે છે. નીચેનો માણુસ ઉદ્યોગી ને હકદાર હોય, ને વખતે તેની બુજ ન કરે; તોપણુ તેણે ઉપરી સાથે ઉઝત કરવી નહિ, નમીને ચાલવું; એજ તેની ફરજ છે. નહિ તો પછી તે તેને ખરાબ કરવા ચહાશે; તો કરી શકશે. એક વાર નહિ બને, તો

બીજી વાર; પણ તેનું ધાર્યું થશે; એમાં ફેર નથી. કારણ ગરીબની દાદ આગળ પહોંચવી વિકટ છે. એ તો કોઇ ખરા ભાગ્યશાળીની દાદ લાગે તો લાગે. માટે મીણનો પણ માંટી ચહાય તે કરે, એમ સંતોષ રાખવો. છેવટ આવું કરનારનું સારૂં થતું નથી, એવા દાખલા ઘણી જગે બનતા દેખાય છે. કોઇને ના હક નડી તેની બદદુવા લેવી, એ સારૂં નથી. કોઇનું પણ જીવન વૃક્ષ ભાગવાથી તેની આંતરડી કકળે, એમાં નવાઇ નથી. ઇર્ષાભાવ રાખનારની મોટાઇને ઝાંખ લાગે છે. કોઇ ઓળું ખાતું હોવાના સબબથી તેનો ઉપરી દર વખત સર્વને સંતોષી કરી શકતો નથી, પરંતુ તેમાં તેનો કંઇ દોષ નથી. કોઇને બસેં ચારસેં કે વધારે પગાર મળતો હોય; તો પણ પૂરૂં થતું નથી, એવું બતાવી વધારાની આશા કરે ને દશ, પચીસ, પચાસ વાળાને તોડી પાડે, એ તેમનો કેવો વિચાર? જેવું પોતાના માટે ધારે, તેવુંજ ગરીબના માટે ધારે, ત્યારેજ ઈશ્વરના વહાલા થાય. આવી વાત જેનું મન કોમળ ને દયાળું છે; તેનેજ યાદ આવે છે. ને તેમ કરનારને તેના સુકૃતનો બદલો જગદાધાર કોઇ વખતે પણ આપે છે, એમાં ફેર નથી. વિશ્વંભર, સર્વને સારી મતિ આપો.

૧૭ ઘણા અધિકારી ખંધા હોય છે, ને તે કપટી નિષ્કપટીને પારખી શકે છે, પણ કોઇ ઘણા કાચા કાનના હોય છે. તે જે ગામમાં કે કામ પર જાય છે; ત્યાં કેટલાક પ્રપંચીઓના હાવભાવમાં છેતરાય છે. જીલ્લામાં મોટા અધિકારી હોય છે; પણ તાલુકામાં સબજજ, સબ માજીસ્ટ્રેટ ને ચીફ કાનસ્ટેબલ વગેરે સત્તાધીશ અમલદાર ગણાય છે; તથા દવા કે વ્યથા વગેરેની બાબતમાં સર્ટીફીકેટની જરૂર માટે ડાકટર ને મોજેમાં તલાટી પણ પોષાય છે. આથી ગામના તરકટી માણસો તેમની પ્રીતિ મેળવવાને યત્ન કરે છે. તેમની પાસે મીઠું મીઠું બોલી ગમત કરાવે છે, તથા હેરાફેરા ખાઇ

તેમના ખાસ વહાલા થઈ પડે છે. એટલે સૂધી કે હરેક વખત તેમની પાસે જવાની તેમને પરવાનગી મળે છે. પછી વાત ફેલાય છે કે, આ માણુસને ફલાણા અધિકારી સાથે ઘણું પિછાન અથવા વગ છે. આથી કોઇને કંઇ ગરજ જેવું હોય છે, તો તે તેમને મળે છે ને તેની મરજી પ્રમાણે કરે છે. એટલે તે અમલદાર પાસે જઇ વખતે પોતાને ફાવતું ઉંધું છતું કરાવી દે છે. વખતે કોઇનું કંઇ બારોબાર ખાઇ પણ જાય છે. આ કપટીઓ ગામમાં ડાંડીઆ કહેવાય છે ને તેમનું કોઇ નામ દેઇ શકતું નથી. તેમને દેશાઇ કરીને બોલાવે છે ને તેથી તે ફુલાય છે. આ કામ અધિકારીની અજાણમાં થાય, તેનો તો ઉપાય નહિ; પણ જાણીને અખાડા કરી ચાલવા દેવું, તે પોતાના નામને ખોટું છે. કોઇ સજ્જન માણુસ કોઇના ભલા માટે રૂડી ભલામણ કરે, તે માનવી સજાવર છે. માટે સારા નરસાને ઓળખવાની કાળજી દરેક અમલદારે રાખવી જોઇએ. જે નોકર ખરૂં ખોટું પારખી ન શકે, તે કાચા મનનો કહેવાય છે. એવું પણ જોવામાં આવે છે કે, કોઇ ગામમાં તરકટીઓની ટોળી હોય છે. તેઓનું ધાર્યું ચંચળ ઓધ્ધેદાર આગળ કદી નથી થતું, તો મોટો કલાહલ કરી તેને સતાવે છે. ન નામી અરજીઓ કરે છે; પણ પ્રમાણિક મનુષ્યે એવા કપટીઓથી નહિ ડરતાં એ રીતે વર્ત્તવું કે, જેથી તાબાની વસ્તીને સુખ થતાં સુકીર્ત્તિ કાયમ રહે.

૧૮ અધિકારી ગુનેગારને સજા કરી શકે છે; પરંતુ વખતે બચાવી પણ લે છે. ગુનેગારની સ્થિતિ પર નજર કરી દયા આવે, તો ભલે થોડી સજા કરે; અથવા બચાવે. પણ જે નિરપરાધી છે, તેને જો કોઇના ભંભેરવાથી કે ઇર્ષાથી કંઈ પણ સજા કરે, તે ખોટું છે. કદી કોઇ લુચ્ચો માણુસ ભલા અમલદારને સતાવા જાય, ને તેથી તેને તે ફસાવી મારે તો તેમાં નાઉમેદ થવા જેવું નથી. નિરપરાધીને ગુનેગારના

રૂપમાં મૂકી શિક્ષા કરતાં કપટ વાપરવું પડે છે, કાયદાની કલમનો ગમે તેવો અર્થ કરવો પડે છે, ને તે તેમ થઇ શકે છે. જો તેમ ન હોત, તો અપીલ કોરટો રાખવાની જરૂર રહેત નહિ. એક અનુભવી માણસ કહેતો કે, "કાયદો છે, તે અમલદારનો પાળેલો (પાઠે કરેલો) કુતરો છે, તેને જેમ દોરે, તેમ તે દોરાય છે." જો તેમ ન હોય, તો એકનો એક કાયદો ને સાથે ભણેલા છતાં એકનું કરેલું બીજો ઉથાપી કેમ શકે છે. કાયદો એ શિક્ષાની હદ બતાવનારૂં ધોરણ છે એટલે એથી વધારે કદી ન કરી શકે; પણ માપની અંદર વત્તી ઓછી તો કરી શકેજ. કેની પેઠે કે બિલાડી જે મોંદેથી પોતાનાં બચ્ચાંને પકડે છે, તેજ મોઢે ઉંદરને પણ પકડેછે. પરંતુ તેમાં બચ્ચાં સુખી રહે છે, ને ઉંદરના પ્રાણ જાયછે. કેમકે તેનાં બચ્ચાંને પકડતાં તે કોમળ મુખ ને ઉંદરને પકડતાં તે કઠોર મુખ રાખે છે. તેમ કાયદાને માટે પણ છે. એટલે બિલાડીની જગે અમલદાર, કાયદો તેનું મુખ ને વાદી-પ્રતિવાદી કે પકડાયેલા ગુનેગાર બચ્ચાં જેવા છે. કાયદાને કોમળ કે કઠોર કરવો, તે ઇનસાફદારની મરજી ઉપર છે. તેમાં કપટથી કોઇને દુઃખી કરવાથી અંતે તેનું સારૂં ફળ દેખાશે નહિ. કદી કોઇ તેવાને શિક્ષા કરીને એમ બતાવે, કે ન ફાવે, તો અપીલ કરજે ? પણ શિક્ષા તો તમે એવી કરી હોય, કે અપીલ કરતામાં તો તે પૂરી થઇ જાય. વળી ગરીબને અપીલનું દ્વાર બતાવવું, એ તેના પર મોટો શિલા સરખો બોજો નાખ્યા બરોબર છે. તેથી તે તો ભોગવીને રહેશે, પણ કરનારને તે યોગ્ય કહેવાશે નહિ. માટે ઇનસાફમાં હમેશાં સત્ય, ધર્મ ને દયાનો ભાવ રાખી કેશનો ફેંસલો વાંચી સંભળાવતાં આપનું મુખ શોભાવો, કે જેથી રૂડું માન પામો. વળી ટેકસના કામમાં કોઇ વાર લોકો પર જૂલમ થયાનું સંભળાય છે. અમલદારને ગામમાં કોઇ સાથે વખતે આડી ગાંઠ પડી હોય છે, તો તે લાયક ન છતાં તેને ટેકસમાં

ખેંચે છે. કિંવા ઉપજ વધારે દેખાડવાની આશાએ એમ કરે- છે. પણ ખોટી રીતે તેમ કરવા સરકાર ચહાતી નથી. તો કરનારે તેમ કરવું જોઇએ નહિ. તાલુકામાં આ કામ મામલે- દારો હસ્તું હોય છે. ને તે મુખી તથા બીજાઓના આ- ધારે ઘણું ખરૂં કામ લે છે. આમ છતાં પણ અધિકારીએ પુખ્ત વિચાર કરવો જોઇએ. કારણ બીજા તો એવા હોય- છે કે, સૌ સૌનું ફાવતું બોલે. આ કામમાં, કરનાર ઉપરી ઉપર સરકાર પૂર્ણ આધાર રાખે છે. કેમકે તે ત્યાંનો અનુભવી છે. ને તેથી તેની અપીલ પણ બરાબર હોતી નથી. માટે જે થાય, તે સત્યથી થાય તો સારૂં છે. સૌ કોઇ જાણે છે, કે રૈયત વડેજ રાજા છે. રૈયતની આબાદીમાંજ રાજને સુખ છે; માટે વાજબી કરવામાં ઉભય પક્ષનો જશ ને ચઢતી છે. લોકો કરના નામથી કંપી ઉઠે છે. માટે સરકારનું ને પ્રજાનું બેઉનું ભલું તાકવું જોઈએ. નિપુણ તો તેજ કે ધણીનું ભરે, પણ ખોટું ન કરે. જરૂર વખતે રાજને મદદ કરવી એ વફાદાર પ્રજાનો ધર્મ છે.

૧૯ કોઇ પણ ખાતાનો ઉપરી તેની કચેરીના કે ખા- તાના કારકુનો તથા મહેતા મુત્સદ્દીઓ સાથે બહુ જૂલમથી કે ત્રાસથી વર્ત્તે ને ફુલાય, કે હું સુધારો કરૂં છું; તો તે સુધારાને બદલે પોતાનોજ બગાડો કરનારો થાય છે. તેની મોટાઇ થોડાજ કાળ સૂધી ચઢે છે. ધણીનો એવો વિચાર નથી હોતો, કે ગરીબ નોકરોને રંજાડવા. એ તો જેને ઉપરી ઠરાવે, તેના માન માટે તે જે જે લખે, તે તેના વિ- શ્વાસથી મંજુર કરે છે. પણ આમ ધણાનું થતાં છેવટ તેનું પણ ખરાબ થાય છે. આવા કેશ ઘણી જગાએ બ- નેલા છે. આથી ઉલટું જે નીચેના માણુસો સાથે વિવેકથી ને ગંભીરાઈથી વર્ત્તેછે. ભૂલતાને ભૂલ દયાથી બતાવે છે, ને કપટ રહિત રહે છે તેમનું માન અને ચડતી દિન દિન વધતાં જાય છે. કોઇ અધિકારી એવો હોય છે કે, તે પો-

તાની સત્તામાં કેટલાકને ખરાબ કરી નાખે છે. તથા જ્યાં ત્યાં તેને અનુરાગ થાય છે. કેટલાક એવા શાંત ને ચંચળ હોય છે કે, તે થોડો કે ઘણો કાળ એક જગા પર રહે છે, પણ તેમના હાથે કંઇ ખોટું ન થતાં બધો કાળ થંડા મિજાજે ને સંપથીજ ચાલ્યો જાય છે. આ તેના સારા નસીબનું કારણ ધારી શકાય. કેમકે સમજે છે તો બધા, પણ સર્વને એવી ગંભીરાઇ રાખતાં આવડતી નથી. બીજાને ઝટ ક્રોધ થાય છે ને તેથી કપટ કરવું પડે છે. આવું ગળત કરનાર જૂઠો કહેવાય. પછી ઉપરથી ગમે તેટલું સાત્વિક દાખવવા જાય. કોઇ પોતાની નીચ મતલબથી પણ નીચેના માણસનો ગિલ્લો દુષ્ટ તેના ઉપરી આગળ કરે છે. પણ અનુભવી તેવી વાતને પત ન કરવાથી તેની આગળ તે પોતેજ હલકો પડે છે. માટે જેના વખતમાં ચારે તરફથી સારૂંજ થયા કરે, જે જોતાં પોતાનું મન ઠરે; એમાં અધિકારીના સદ્ગુણ સાથે ઇશ્વરની પણ કૃપા હોય ખરી. જુઓ, વાઇસરોય લોર્ડ રીપન તથા ગવર્નર લોર્ડ રે સાહેબોની કારકીર્દી કંઇ હરકત વગર કેવી સ્વસ્થપણે ચાલી છે. તેમ હાલના આપણા ગવર્નર નામદાર લોર્ડ હેરીસ સાહેબના વખતમાં પણ છે. રાજમાં સર્વ શાંત હોય છે, ત્યારે હાકેમોનાં મન પ્રજાનું ભલું કરવામાં લાગે છે. આ રીતે ભલા હાકેમો જશ પામે, એ સંતોષની વાત છે. નેકી હાકેમો જશનાં ઝાડ રોપી તેનાં ફળ જે આશીર્વાદ વીદાયગીરીમાં સાથે લઈ અંતે જીવ તેના પિતા શિવની દરબારમાં માન અને સુખ સહિત જઈ મળે છે.

૨૦ જ્યારે કોઇને ઉંચ પદ મળે, ત્યારે તેણે સમજવું કે, હું ઘણા નોકરોનો કે કેટલીક પ્રજાનો રક્ષક થયો, માટે તેમનું ભલું થવામાંજ મને જશ છે. આ રીતે ધારેલો જશ મેળવવા ઓહ્ધા પર જઇ શાંત ગુણ પકડવો. ક્રોધ, કંજુસાઇ, ઉતાવળીઆપણું ને દંભાપણું ત્યાગ કરવાં.

ક્રોધ મનને પરિતાપ કરનારો છે. વળી જ્યાં ગયા, ત્યાં સલાહકાર જોઇએ, તો જે ખોટું બતાવતાં બીએ, વેણુનો પ્રમાણિક ને ચોખ્ખા મનનો મળે તો સારૂં. આમ કરતાં જશ મળશે; તેમ કરતાં કદી ન મળે, તો દૈવગતિ સમજવી. કોઇને કંઇ કારણથી ગામ જોડે અણબનાવ થઇ જાય છે, તો પછી મન ગભરાય છે ને ત્યાં ઝાઝું રહેવું સજાવર નથી. સરકાર કોઇની ઉંચ નીચ પાયરી કરવાના કારણથી કે તેને ગામમાં નથી બનતું, વગેરે માટે બદલી કરે છે. આ ધારો જરૂરનો છે. કેમકે તેમ થતાં ધણી, નોકર ને લોક, સર્વને સુખ થાય છે. કારણ નવાના જવાથી લોકો શાંત થાય છે, ઉત્પાત મટે છે ને ગામ છોડનારને ચેન થાય છે ને ખોટું કરવાનો ભાવ રહેતો નથી. ને કદી પોતાની ચૂક સમજાય છે, તો બીજી જગોએ સુધારી ચાલે છે. એવું જણાય છે કે, મોટા પગારદારોમાં પણ કોઇ લોભ ઉપર જાય છે, તો ગરીબોની શી વાત? ઇશ્વર કૃપાથી બસેં કે જાસ્તી પગાર મળે, તો તેવો માણસ ૨૦ વરસની ચોખ્ખી નોકરીમાં પચીસેક હજારની મુડી સુખે જમાવી શકે. આ રકમને સંતોષથી જુએ, તો ઠીક છે; નહિ તો લોક રીતે તો લાખો મળે, તો પણ થોડા લાગે. વળી નેક નોકરી કરનારને સુખ અને માન મળે તે જુદાં. જૂના માજી રાજના જેવા તો હાલ પગાર નથી કે, દશનો ફોજદાર ને પચીસનો મામલેદાર. એ વાતમાં તો આ રાજની બહુ ઉદાર નજર છે. ઘણી વખત એવી અફવા ઉડે છે કે, જ્યારે કોઇ મહા બથા જેવા મોટા કેશ જાગે છે, ત્યારે તેના લાગતા વળગતાને ઠીક તડાકો પડે છે. વળી કોઇ ગરીબ નોકરનું માંદગી કે કંઇ કારણથી રજા પર જવું થયું હોય છે; પણ ત્યાં તેની તબિયત સારી ન હોવાથી ડાકટર પાસે સર્ટિફિકેટ લેવા જાય છે, તો કોઈ એવો હોય છે કે, તેને બિમાર જોતાં

છતાં તે આપતાં વાંધા કાઢે છે ને જો તેની ઇચ્છાનુ ફળ થયું, તો પછી કાયલી અકાયલી ન જોતાં ઝટ ત્રણ ચાર લીટી ખેંચી આપે છે. આ રીતે ટુંક કમાણીના કંગાળને દુઃખ દેનાર હલકાઇને પાત્ર છે. ઘણા નોકરો હિંમતવાન્ હોય છે, જે પોતે બે ધડક ચાલે છે ને ઘણા બીકણ હોય છે. જરા ઠપકો મળતાં ગભરાઇ જાય છે. આ તે સર્વના સ્વભાવની પ્રકૃતિ છે. ને તેમાં મન ધાર્યો ફેરફાર થતો નથી. તો પણ બનતી હિંમત રાખ્યા વગર ચાલે નહિ. કેમકે ૩૦ વરસની નોકરી પસાર કરવાની છે. જ્યારે કોઇ રાજ તરફથી પ્રજા કે ગામ પર કંઇ વેરો નાખવો હોય, ત્યારે ઉઘરાવનાર કરતાં આંક ઠરાવનાર બહુ ભલો માણુસ જોઇએ, કે જે ધણી ને વસ્તી બેઉને માટે વાજબી કરે. સરકારનું અહિત કરનારને તો સરકાર પાંસરો કરે છે, પણ પ્રજાનું અહિત થાય, તો બિચારી રૂદન કરીને રહે.

**૨૧** જેને ધન કે અધિકાર મળે છે, તે ઉપરના દેખાવથી લોકોમાં મોટા માણુસ મનાય છે. તો તે તેમાંજ. પણ જ્ઞાન માર્ગે તે સર્વ મોટા હોતા નથી. મોટા થયા પછી કેટલાકોને ઘણી ભાગફોડ કરવી પડે છે. ને તેમ કરતાં બધે નીતિ સાચવવી કઠણ પડે છે. સૌ કોઇ પોતાના મનમાં એમ જાણે છે કે, અમે બીજાથી મોટા ને ચોખ્ખા છીએ. પણ પોતાનામાં કેટલી ખોડો છે, તે કોઇ દેખતું નથી. સામાના દોષ ઝટ દેખાય છે. જેઓ પોતાને દોષ વગરના ધારતા હોય, તો તેઓ શું સર્વ ગુણ સંપન્ન છે? તેઓને લોભ નથી, કે શું તેમને માયાનું આવરણ નથી? અથવા કોઈની થાપણ તેમને હાથ લાગે, તો તે ગમતી નથી? માટે દોષ રહિત થવું, કંઈ સહેલ નથી. ને તેમાં મોટા નાનાનો કંઇ મેળ નથી. કેટલાક ગરીબ •નીતિમાન્ હોય છે, તેવા મોટા નથી હોતા, પણ તેમની તો ગણતરી નહિ ને મોટા

સેંકડો ખોખરાં કરી એકાદુ સારૂં કરે કે, ઝટ પ્રમાણિકની છાપ વાગે. સારાંશ એ જે, જે પોતાની ભૂલો જુએ છે, પોતાના અન્યાયને ઓળખે છે ને પ્રભુથી ડરે છે, તેજ ખરો મોટો ને સદ્ગુણી છે. જ્યારે કોઇને ચડતી નોકરી મળે છે, ત્યારે તેના મિત્રો વગેરે તેને બહુ ચહાય છે. વખતે માનપત્રો આપે છે; પણ કદી હલકી પાયરી થાય છે; તો તે સર્વ તેને તજી જાય છે. સરકાર તો તેના કામ પ્રમાણે કરે, પણ મિત્રોએ તજી દેવાનું કારણ શું? તાજો હોય, ત્યાં સૂધી ભાઇ ભાઇ કરે ને દશા કમ થાય કે, સૌ નાસે. આથી જણાય છે કે, માણુસ માણુસને ચહાતો નથી; પણ તેના નસીબને ચહાય છે. જગત્ મતલબનું સગું છે, માટે મિત્રો કરવામાં પણ સંભાળવું પડે છે. ઉપલી વાતોનો અનુભવ સર્વને લાંબી નોકરી કરતાં થોડો ઘણો પણ થયા વગર રહેશે નહિ. કેમકે જે બીજાઓનો ઉપરી છે, તે કોઇનો તાબેદાર પણ છે ને તેને વખતે જશ ને વખતે ઠપકો મળતાં નોકરી હલકી છે, એવું લાગ્યા વગર રહેતું નથી. ને તેથી વખતે મોટા નોકરો પણ રાજીનામું આપી છોડી દે છે. હાલમાં રાજની નોકરીનો ધંધો મુખ્ય ને આબરૂનો થઇ પડયો છે ને તેમાં લાખોનું ગુજરાન ચાલે છે, માટે આટલું લખ્યું છે, તે ખોટું નહિ લાગતાં અનુભવીઓને રૂચતું થશે; એવી આશા છે.

૨૨ વેપારી—આ વર્ગમાં અઢારે વર્ણ હોય છે. તેમાં કેટલોક ભાગ સદ્ધર્મી ને ચોખા મનનો હોય છે, જે યોગ્ય નફાએ પોતાનો ધંધો સત્યથી ચલાવે છે. ને બાકી ભાગ તો કામદારોનાં કપટ, વેપારીનાં તરકટ ને કારીગરોના દગામાં એવો હોય છે કે, પોતાના ધંધામાં અસત્યે ચાલતાં પાછું વાળી જોતો નથી. શહેરોમાં દ્વાર પર ભભકાબંધ પાટીઆં મારે, પણ ગ્રાહક હાથ આવ્યો કે, તેની વેતરણ કરતાં પોતે તે પાટીઆ સામું જોતો નથી. તે જેમ બને તેમ સા-

મા માણસને છેતરવામાંજ મોટાઇ માને છે. જ્યારે કોઈ ભોળું કુળ તેના હાથ આવે છે, ત્યારે તે ઘી કેળાં સમજે છે ને મકલાય છે. વખતે માલમાં ફેરફાર કરી નાખે છે. સારામાં નરસો ભેળે છે. પછી સારાની વાનગી દેખાડી ભેળસેળ વાળો ઓઢવી દે છે. ઘી જેવો ઉત્તમ પદાર્થ સર્વને પોષણકારી, જેને હિંદુઓ વિષ્ણુતેજ કહે છે, તેમાં હલકા વેપારીઓ કોઈના ધર્મની તથા નીતિની પરવા ન કરતાં ચરબી, કોપરેલ, ભોટ, છાસ વગેરેનો ભેગ કરે છે. આ દગો કરનારને શિક્ષા કરાવવા માટે બંગાળામાં કાયદો પસાર કરાવવામાં આવ્યો છે. હર કંઇ કપટ છે, તે સરકારને કાયદા વિરૂદ્ધ ગુનો છે. તો પણ માપમાં, ભરતમાં, વજનમાં કે જ્યાં ચાલે ત્યાં, નરાધમ લોકો દગો કરતાં ચૂકતા નથી. ઘણી જણસોનાં રૂપાંતર કરી નાખે છે. બાદલા ને રાસી દાગીના બનાવી લાવી પ્રથમ ગુપ્ત રીતે પાસે રાખે છે. ને તેનાજ જેવા સુદ્ધ કંચનના કે ચાંદીના બતાવી હાથ ચાલાકીથી એવા તો સામાને ગળે નરસા ભરાવી જાય છે કે, પાછળ તે બિચારો તોબાહ પોકારે છે. દેવ મંદિરોનું પણ આ રીતે કરી જવા ચૂકતા નથી. કોઇ એવા હોય છે કે, મંદિરો કે ધર્માદામાંથી પણ જેટલું લૂટાય, તેટલું લૂટવાને જરા પણ બીતા નથી. લુચ્ચા વેપારી બિચારા વિશ્વાસુ આડતીઆઓને રોવરાવે છે. એટલે વત્તા ઓછા થતા ભાવનો લાભ પોતે લઈ તેમની ગરદન પર નુકસાનની ધુંસરી મૂકી દેછે. કેટલાક વેપારના આરંભથીજ દગો ધારેછે. હજારો રૂપીઆનો માલ લાવી તથા ધીરનાર કે ખાતા વાળાના જમાં માંડી ચોપડા ભુસી વાળી ઓચિંતી પેઢી બંધ કરી દેવાળું કાઢે છે, ને મુંબાઈમાં તો લા લેવા કોરટમાં દોડી જાય છે. રોકડ કે જંગમ છુપાવી દે છે, ને સ્થાવર માલ મત્તા હોય છે, તે બીજાને નામે ચડાવી દે છે. આવાને સરકાર પણ પછી શું કરે? નાગો પાદશાહથી આઘો. જે

દેવાળાનું મેણું ન ગણે, તેને એ કામ સહેલ પડે છે. એમ કરી ગરીબ ગરબાં સૌને રોવરાવે છે. પરાયો માલ પરભાર્યો વેચી ખાઈ તેને હાથ દેખાડે છે. મુંબાઈમાં આવાં કામનો ટોટો નથી. પોતે તો દેવાળું કાઢયા છતાં ગાંઠ કરી રાખેલી હોવાથી અમન ચમન કરે છે. જે દેણદાર ઇજતથી ઠરી કાળી ટીળી ન ચોંટે, માટે થોડું પણ આપવા ઇચ્છે છે, તેના પર જપતી થાય, કેદનો સમન થાય; પરંતુ જે દેવાળું કાઢે, કે લા લે, તેને સર્વ વાતે છુટ મળે છે. માટે તેવાને કંઇપણ નિશાની થતી હોય, તો તેવું કરનાર તરકટી પાછા હઠે ખરા. કપટીઓ થોડી મુદ્દત વિત્યા પછી નામ ફેરવી પાછા તેના તે કામ પર લાગે છે, ને તાજી સાહુકારી દાખવે છે. તેમનું કામ એવું તો ભભકાવાળું હોય છે કે, દુકાનમાં ઠાઠ, મન તો જાણે બાદશાહી, બોલવામાં ચપળતા, પૈસાની તો જાણે ગણતરીજ નહિ, ને ઘોડા ગાડીના અશાક કરે. આવું દેખી બિચારા લોક છેતરાય છે. તેમનું ઢમઢોળ ને માંહે પોલ સમજાતું નથી, ને તેને ધીરે છે. પણ તે બદ દાનતનો કોઇને પૂરેપૂરું પાછું આપતો નથી. આવાના ભભકામાં અંજાઇ લોકો ધારે છે કે, ઉપર તેવું માંહે હશે; ને એના જેવો સદ્ધર બીજો નથી. તેથી લોકોની થાપણો ઉપરા ઉપરી આવે છે. ઉપરથી આનાકાની કરતો જાય છે, ને ઘરમાં મૂકતો જાય છે. પછી જાણે છે કે, હવે વધારે ટકી શકાશે નહિ; એટલે પરીઓના ઉભા કરેલા તઘલદી બંગલાની પેઠે ઓચિંતી દુકાન બંધ કરી ચોપડા લા કોરટમાં પહોંચાડી દમણુ જોવામાં જતો રહે છે. આ કપટ ઘણું નિંદ્ય છે, ને તે કરનાર ખરેખરા ધિક્કારને પાત્ર છે. આવું કરનાર બીજાઓનું વિત્ત ચૂશી લેનારા કહેવાય. ને તે ઘણા ગરીબોનો કૂડો કાળ થઇ પડે છે. દૈવ ગતિથી આફત આવે, ને તેમ કરવું પડે, એ વાત અલાયદી છે. પણ શુદ્ધ બુદ્ધિથી થાપણ ઓળવવાને કરવું ખોટું છે,

કારણ એથી ધીરધાર ઓછી થતાં વેપારને હાણી થાય-છે. આ રીતે બીજાના દબાવી રાખીને તે કયાં છૂટવાનો હતો ? આનો લેશ માત્ર તે વિચાર કરતો નથી. માટે અ-રધું પરધું પાછું આપતાં અભરામ ફુલ ન દાવાની ચિઠ્ઠી મળે તો સામાના ઋણમાંથી મુક્ત થવાય. કદી સ્થિતિ તંગ આવી, તો લેણદારને નમ્રતાથી જે પહોંચે, તે આપી ફારગતી લેવામાં બહુ સારી વાત છે. ને તેટલા માટે શ્રા-વકો જુહારપટોળાંને કે બીજે દહાડે એક બીજાને મળતાં મછાન દોકડો કહે છે. મતલબ કે આજ સુધીમાં મારે તારે કંઇ પણ લેણું દેણું નથી. આ બોલો સરસ છે. જગત્-માંથી લેણ દેણનો સંબંધ ખલાસ થાય છે, ત્યારેજ જીવ પરમ ગતિને પામે છે. એટલે જન્મ મરણની ચોરાસીમાંથી બચે છે. જો સામા સાથે કંઇ બીજો વાંધો ન હોય, તો ઉપર મુજબ કરવાથી ઇશ્વરના ઇનસાફમાંથી છૂટાય છે. સર્વે જ્ઞાનીઓનું આ બાબતમાં સરખું કહેવું જણાય છે. માટે લેણ દેણ માટે એ રીતે કરવાથી એક શુભ કાર્ય કીધું કહેવાશે. ને જીંદગી સુધારી લીધા બરાબર થશે. લેણ દેણનો કે કંઇ પણ સંબંધ પૂરો કરવાનેજ એક બીજાના ઘેર અવતરવું પડે છે. ઝાડમાં ઝાડ થઇને પણ દેણ પૂરૂં કરવું પડે છે. પશ્વાદિ જન્મથી દુઃખ વેઠીને પણ દેવું ભરી આપવું પડે છે. આ વિશે ઘણી વાતો ચાલે છે; તેમાંની એક અહીં લખી છે.

૨૩ કોઇ એક રંક વાડવ હતો. તેને દરિદ્રતાના દુઃખથી મામના વાંધા પડતાં ઘરમાં સ્ત્રીએ કહ્યું કે, આમ બેશી રહેવા કરતાં કોઇ ગામમાં જઇ ટેલ નાખો, તોએ કંઇ મળે ખરૂં. આવું સાંભળી ભિક્ષાવૃત્તિના ઇરાદાથી વતન છોડી દૂર ગામ નીકળી ગયો. કોઇ આગ્રા જેવા શહે-રમાં રહી અમુક વેણુથી ટેલ નાખવા લાગ્યો. ઇશ્વર કૃપાથી વરસ વળોટમાં તેની પાસે બે હજારેકની પુંજી થઇ. પછી

તે પેલા વાંસની ડાંગ બનાવી તેમાં ભરી ઉપર સિસાનો ડાટો મારી તેને ખભે મૂકી વતન તરફ પાછો આવવા લાગ્યો. ચાલતાં વાટમાં પોતાના ગામથી વીશેક ગાઊ છેટે પોતાના યજમાનનું ગામ આવ્યું. રાત વાસો રહેવાના વિચારથી તે તેને ઘેર ગયો. વાણીએ ગોર જાણી સિધું આપી પરોણુગત કરીને રાખ્યો. રાતે ભટ ખરચું માટે બહાર ગયો ને વાણીઅણુ તેની પથારી માટે પુંજો વાળવા લાગી. પુંજો વાળતાં પેલી ડાંગ ખસેડી, તો ઘણી ભારે લાગી. તેથી તેને શક પડયો કે, આમાં કંઇ છે, નહિ તો આટલી ભારે ન હોય.ન્જર દેખી મુનિવર ચળે, તેમ આ દંપતી હતાં, તો ભલાં પણ ધન દેખી લોભાયાં. ગોર પાદરથી આવ્યો, ને અહીં કંઇ ફિકર નથી; એવું જાણી તથા ડાંગ બરાબર જોઈ સૂઇ ગયો. રાતમાં પેલાં બેએ બગડેલી નજરથી ધન કાઢી લઇ અંદર કાંકરા ભરી હતી તેવી કરી પાછી તે જગો પર મુકી. ગોર ઉઠયો, ને પોતાની પોટલી તથા ડાંગ લઇ રજા માગી ચાલતો થયો. પોતાના ઘેર ગયો, ને કામ પડેથી ડાંગ ઉઘાડીશું; એવું ધારી ઠેકાણે મુકી. પછી બે એક માસે કામ પડયું, ત્યારે ઉઘાડી જુએ છે, તો માંહેથી કાંકરા નીકળ્યા. આ જોતાં તે નિરાશ થયો. તેના હાથ પગ છુટી પડયા, ને બધો વેહેમ પેલા વાણીઆ પર આવ્યો. આ માટે તેને ત્યાં જઇને પૂછયું; પણ તેણે કાંઇ માન્યું નહિ, ને ચોર ઉલટો કોટવાલને દંડે; તેમ તેને બાઝયો કે, રાતે રાખી સેવા કરી, ત્યારે ગળે પડે છે કે? આથી તે નિરૂપાય રોઇ કકળીને પાછો આવ્યો. ને બે ચાર માસે તેની ચિંતામાં સૂકાઇને જીવ મુડીની વાસનામાં રહેતાં મરી ગયો. આ વાત જાણી, એટલે વાણીએ પેલી રકમ ચોપડામાં જમાં કરાવી. પેઢીમાં મહેતો ચતુર હતો- તેને લાગ્યું કે, આ રકમ નક્કી પેલા ગોરનીજ છે. ને આ કપટરૂપી પાપનું હવે શું થાય છે, તે જોઇએ કે, સર્વજ્ઞને

ત્યાં કેવો ન્યાય છે. અહીં પેલા મહારાજનું શું થયું કે, શેઠને ત્યાં કંઇ ફરજન થતું ન હતું; પણ નાણાની વાસનામાં જીવ રહેલો, તેથી તેને ઘેર તે અવતર્યો. આથી લોકને મન એમ થયું કે, શેઠ ભલો છે, ને ગોરજ જૂઠો હતો. જુઓને, તેને તો ઉલટો છોકરો થયો. પણ પેલા ડાહ્યા મુનીમને તેવું લાગ્યું નહિ, ને ધાર્યું કે, તેના સંબંધી જે ખર્ચ થાય, તે રજે રજ લખી રાખવું. છોકરો થતે કરી તેનાં મા બાપ બહુ રાજી થયાં. લાડમાં ઉછેરે, ને પાંચેક વરસનો થયો; એટલે શાળામાં ભણવા બેસાડયો. ને બારેક વરસનો થયે પરણાવ્યો. તેમાં પાસે પૈસો ને વળી પંકાનો શેઠ; એટલે ખર્ચ મોટું કરવું પડયું. પછી વરસ બે વરસ સુખ ભોગવી તે છોકરો નદીએ નહાવા જતાં પગ લપસી અંદર પડી તત્કાળ મરણ પામ્યો. આથી તેનાં દેવાદાર થયેલાં મા બાપ રડવા લાગ્યાં. પેલો મુનીમ તો તેજ તજવીજમાં હતો, તે હિસાબ તપાસી બોલ્યો કે, કરેલા કર્મનું ફળ શેઠને બરાબર મળ્યું. તેને જણાયું કે, હવે જે રકમ બાકી છે, તે મરનાર પાછળ વપરાતાં અસલ નાણાના બ્યાજ સાથે બરાબર થવા જેવી છે. માટે શેઠને એકાંતે બોલાવી કહ્યું કે, હવે કોને રડો છો? જેની રકમ તમે આગળ જમાં કરાવેલી, તેજ આ બ્રાહ્મણ. તમારી પાસે તેનું જે માગતું થયું, તે ભોગવીને ચાલ પડયો, ને તમે નજર બગાડી પાપ કર્યું, તેથી લાગેલી માયાનું તમને રડવું આવે છે, ને નફામાં આગના ભારા જેવી વહુ તમારી છાતીએ રહી. આથી શેઠ સમજ્યો, ને મન વાળી ચુપ રહ્યો. વાતનો સાર એ છે જે, કોઇનું કંઈ ઉચાપત કરવામાં આવું દુ:ખ છે. ને ૪૬ મા પાને કહ્યું છે, તેમ રણુ સંબંધે સર્વ કુંમીલો આવી મળે છે. લોકો તરત તો ઉજળું એટલું દૂધ જાણે છે. પ્રભુની ગતિને કોઇ જાણતું નથી કે, તે વેર ભાવે આવ્યો છે કે, મા બાપની સેવા ભક્તિ માટે. સુખ દેવા કે દુ:ખ દેવા, લેવા આવ્યો

છે કે, આપણા. જો પાંસરો નીવડયો તો છોકરો, નીકર છો-કરો સમજવો. માટે આપણે તો તે કુટુંબ રૂપે આવ્યો, તેથી તેને દુઃખી ન કરતાં તેનો સુધારો કરવાની કોશીસ કરવાની ફરજ સમજવી. પણ નહિ કે, તેને ધન આપી જવા પાપ કરવાં. ફકત આ એકજ જન્મની સગાઇ છે. પાપનો જવાબ દેવા તે કોઇ આવનાર નથી. માટે જે કંઇ થાય, તે ઈશ્વર પર ભાવ રાખીને નીતિથી થાય તો સારૂં છે.

૨૪ શેઠ, મહેતા ને ચાકરો સંબંધી જોતાં જણાય છે કે, એમાં કેટલાક સભ્ય, વિવેકી, સમજુ ને હરકોઇ સાથે ભલા હોય છે. આવા નોકરો તે શેઠોની નોકરી ઇમાનદારીથી કરે છે, ને શેઠો તેમની કદર કરે છે. પણ કોઇ ઘણા ચ-ડાઊ ને બોલવામાં છેક તોછડા હોય છે. જરા કોઇ સારી જગાએ બેસવાનું કે પૈસો મળ્યો; એટલે તેઓ છલકાઈ જાય છે, ને કોઇની સરભરા કેમ કરવી, તે સમજતા નથી. તેમાં શેઠો એવા કંજુસ હોય છે કે, નોકરો તેમની સારી ને લાંબી ચાકરી કરે, પણ તે કંઇ કદરદાન થતા નથી. શેઠોએ ઉદાર મન કરી જૂના નોકરોની દયા જાણવી જોઇએ, કારણ કે ગરીબોનો આધાર તેજ શેઠો ઉપર છે. કદર ન થવાથી કેટલાક મહેતા દેખ્યું નહિ, પણ આંજ્યું ખમશે; એમ ધારી કે લોભથી કંઇ ગોટાળા વાળી શેઠને ઠગે છે. ને તેવા ઘણા કેશ ઉઠે છે. ગમે તેવું કારણ ધારીને પણ શેઠના ઘરમાં બગાડ કરવો વાજબી નથી. આ કામ વહેલું મોડું પકડાય છે, ત્યારે કપટ ગણાઇ સજા થાય છે. વળી કેટલાક શેઠો ઉદાર ને મહેતા વિશે દયાળુ હોય છે. નોકરોના ઘેર કોઇ પણ આવતા સારા નરસા અવસરે પોતે ત્યાં હાજર થાય છે, મદદ કરે છે, ને જાહેર સરપાવ આપે છે. આથી મહેતાની નાતમાં શોભા વધે છે, ઉજળા દેખાય છે, ને ગામમાં પોષાય છે. તથા તેઓ અશકત થતાં જીવતા લગણ બેઠો પગાર આપી પાળે છે. આવા શેઠોના ઘરમાં

પણ લુચ્ચા નોકરો દગો કર્યા વગર રહેતા નથી. એ તો ઘણીજ ખરાબ વાત છે. તેમ કેટલાક શેઠો અઢળક માતબર છતાં કોઇને એક પાઇ સરખી આપવાની હિંમત કરી શકતા નથી. તેઓ એમજ ધારતા હશે કે, રખેને આપાશું; તો ખૂટી જશે. પણ આ તેમની મોટી ભૂલ છે. ઘર તપાસી પરોપકાર કરવામાં કે આશ્રિતોનું ભલું કરવામાં ધન ખૂટી જવાની ધાસ્તી રાખવી નહિ. જવા કાળ હશે, ત્યારે તો તમારાથી આડો હાથ દેવાવાનો નથી. જુઓ કે સન ૧૮૫૯ માં એ-હેસ્ત પામેલા સર જમશેદજી બારોનેટે પોતાની ચડતી કળામાં મહેતાઓ, આશ્રિતોને ગરીબોની કેટલી બુજ કરી છે. કોઇને રહેવાને માળા, કોઇને રોકડ, એમ લાખો રૂપીઆ ખર્ચી મોટું નામ મેળવ્યું છે. વળી લેવામાંજ ગોકળદાસ તેજપાળ ભાટીઆ ગૃહસ્થે તેવું કરવામાં કસર રાખી નથી. આથી તેમનું ધન ઘટી જતું હતું? તેમ કરતાં તો તેવું કંઇ દેખાતું ન હતું. પછી ઘટવાનું થયું, ત્યારે ઘટયું. એ તો નિયમજ છે; પણ તેમની જે દયાળુ ને ધર્માત્માની છાપ પડી છે, તે કદી•કાળે જવાની નથી. ને એ મહા પુરૂષોના જીવ જયાં હશે, ત્યાં અધિક સુખમાં હશે; એમાં શક નથી. કેટલાક મુનીમ મહેતા શેઠોના ઘરમાં ફરતા હરતા થઇ પડે છે, ને પછી હજારો રૂપીઆ ખાઇ જાય છે. ને દેશાવર જતાં પોતાના શેઠોને એબ લાગવા જેવાં કામ કરી તથા તેના ધનનો છાનો ઉપયોગ કરી નિમક હરામી કરે છે. જેમ કોઇ દુષ્ટ શેઠ તેના આડતીઆને રોવરાવે છે, તેમ આવા નોકરો શેઠોને દગો દેછે. જે ધણી પૂર્ણ ભરોસો રાખી કામ સોંપે, તેને દગો દેવો યોગ્ય નથી. આવું ન કરતાં ધણીનું ભલું તાકવું જોઇએ. ૧૭મા સૈકામાં થયેલા બાબા નાનકે કહ્યું છે કે, "જેનો પગાર ખાઇએ, તેના હિત માટે પ્રાણ પર આવે, તોપણ હઠવું નહિ, એ નિમક હલાલીનું સ્વરૂપ છે." આવા આફીનદાર થોડાજ હશે. ઘણા જણને શેઠના પૈસા વડે ધ-

નવાનૂ થયેલા સાંભળીએ છીએ.

૨૫ વોહોરા, મેમાન, ખોજા વગેરે જાતના વેપારીઓમાં કેટલાક અસરાફ, ઉદાર ને ખરી આંટ સાચવનારા હોય છે. તેઓ ઇજત માટે શકિત મુજબ વેપાર કરે છે, પણ કોઇ ઘણા લોભી ને એવા અકડ હોય છે કે, જાણે ખુદાને ને તેમને હાથ વેંતનુંજ છેટું છે. તેઓ એકદમ લખપતિ થવાને શકિત વગર આભને ઉંડળમાં લેવા ધાય છે. તેઓ બ્યવહારમાં કાચા ને આંટના હલકા હોય છે. નોકરોના પગાર પણ બરાબર આપતા નથી. મહેતા પણ તેમના એવા હોય છે કે, કમાતા થયા; એટલે ઘરની તો ગમે તેવી દશા હોય, પણ બૂટ સ્ટોકીંગ તો પહેરવા જોઇએ. પણ પગાર ટુંકા એટલે આ ખર્ચ તે કયા ઝાડેથી લાવે? પછી લાવેલી ઉધરાણીમાંથી આઘું પાછું કરે, કાચી વયના હોવાથી કે લોભથી પૈસો હાથ આવે છે; એટલે જીવ બગાડે છે, ને ઘણીને દગો દેછે. ઉઘાડું ન પડે, ત્યાં સૂધી તેના છકમાં પોતાના સોબતી જે ભલા ને સાદા હોય છે, તેને ઉડાવવા જાય છે; પણ વિચાર નથી થતો કે, તેઓનું કામ સારૂં ને ગંભીર છે, ને મારૂ ઘણું ખરાબ ને છેવટે દુ:ખ દાયક છે, ને તે ઝાઝું નભવાનું નથી. છેવટ તે ઉઘાડું થતાં તેમના ભવાડા થાય છે. માટે શેઠ કે નોકરે ગધાની માફક મસ્તાન ન થતાં વાજબી પર ભાવ રાખવો; ને ઉછરતા જવાનીઆઓએ વિવેકથી ચાલતાં રહેવું કે, જેથી આગળ ઉપયોગી ટેવો હાંસલ થાય.

૨૬ સોની વગેરે-દુનિયાં એવી છે કે, હરેક ધંધામાં નેકી વાળા છે, તેમ બદી કરનારા પણ હોય છે. તેમ કારીગરોમાં જે આકીનદાર છે, તે કપટથી બીજાનું બગાડવાનો લોભ કરતા નથી. પણ તેમાં આકીનદારનો ભાગ થોડો ગણાય છે. કરવા આપેલા માલમાં સેળભેળ, ફેરફાર કે બીજાં કાવતરાં કરી ઘરાકને છેતરે છે. આવા કપટીને કોઇએ મિત્ર કે વિશ્વાસુ ગણવો નહિ. સોનીને માટે તો એટલે સૂધી કહેવાય

છે કે, તે સગી બ્હેનનું પણ છોડે નહિ. તેના હાથ કોઇનો દાગીનો કરવાનું આવ્યું, એટલે તે મજુરી પર આધાર રાખીને બનાવી આપશે; એવી આશા રખાય નહિ. તેનું ચાલે, ત્યાં સુધી લાકડું તેવું છોડ કરવાને યત્ન કરશે. ઘરાક સામો બેઠો હોય; તોપણ પોતાનું ધાર્યું તે કરી શકશે; ને તેથીજ સોનીઓને લોક સાહુકાર ચોર કહે છે. તે હાલ નહિ, પણ શામળ કવિએ પણ કહ્યું છે કે, "દહાડે ચોરે દેખતાં તે તો સત્ય ચોર સોનાર છે." કહે છે, તેની પાસેનાં કાટલાં પણ સહેજ ફેરફારનાં હોય છે. લેતાં કે પાછું આપતાં નાના મોટા વાલથી ત્રણ ચાર વાલની જણસમાંથી રતી-ભાર પણ હેરફેર કરી શકે છે. આ તેની કળા અજાણ્યાથી પારખી શકાય નહિ. સામો તો એમજ જાણે, કે જેટલું લીધું હતું, તેટલું પાછું આપ્યું. આ પ્રમાણે તોલાબંધ વજનના દાગીનામાંથી ન કળાય, એટલી ખાઉકી કાઢી શકે છે. આ માટે તેનાં કાટલાં કે વાલીઆં પણ ધ્યાનમાં રાખવાનાં છે. તે કરતાં ખરી નજર સોનું ગાળતી વખત રાખવાની છે. ગમે તેવો ચક્ષુતેજી સામો હોય; તો પણ ગાળતાં તે પોતાનું ધાર્યું કરી લે છે. આમાં તેની ઘણી ચતુરાઇ એ છે, કે તેમાં જેટલું કંઇ નરસું નાખે છે, તેટલુંજ બહુકરી તે અંદરનું સરસ ઉડાવી શકે છે. તેમ કરતાં ભૂલ્યો, ને વત્તું ઓછું થઇ ગયું, તો તેને કહેવાની ઘણી બારીઓ છે. મેલ હતો, તે બળી ગયો, અંદર ઢળી ગયું, કે આ નાખ્યું, તેથી જરા વધ્યું. એમ કહી બને તો ફરી ગાળે છે. હવે દાગીનો કરાવવા આપવો, તે મુંબાઇ જેવા શહેરમાં જ્યાં છાપણીનું કામ ચાલે છે, ને દાગીનો કરેલો લીધા પછી રૂપીઆ આપવાનો રિવાજ છે, ત્યાં ખોખું તૈયાર થયે છપાવવામાં આવે, ત્યાં સૂધી સામા બેશી ચોકસી કરવાની જરૂર નથી. કારણ તેનું જોખ ને કસ કાઢી કિં-મત તો તે છાપનારો મૂકી આપેછે. ને તેમાં સોનીથી હા

ના કહેવાતી નથી. આમાં કોઇ એવો શક બતાવે છે, કે સોનીઓએ છાપણીવાળાને મારી મૂકેલા હોય છે. આમ જો કોઇ તરફથી થતું હોય, તો તે અયોગ્ય કહેવાય. મુંબાઇમાં વિઠ્ઠલવાડીને નાકે ચંતુ ને ફકીર નામે બે દક્ષિણીની પેઢીઓ છાપવામાં મુખ્ય છે. એમ છપાવતા સૂધી ભેગની કે કમી થવાની ધાસ્તી નથી, પણ જ્યાં એવી છાપણીની જગાઓ નથી, ત્યાં એમ સોંપતાં જોખમ ભરેલું છે ખરૂં. માટે ત્યાં બનતી ચોકસી રાખ્યા વગર ઇલાજ નથી. તેમાં ખરી સાવચેતી રાખવાની વખત તો ઉપર મુજબ નક્કી કરેલા ખોખામાં લાખ ભરાવતાં કે બીજી ધાતુના ગાભાપર બેસાડતાંની છે. કારણ તે વેળા થયેલું કપટ પછી પકડાવવાની આશા થોડીજ છે. આ વખત ખોખું બદલાય નહિ, કે આમ તેમ કરતાં કંઇ કાપી લે નહિ, એ બારિકાઇથી જોવાનું છે. એટલે દાગીનો લાખ ભરીને, ગાભા પર ચડાવીને, ભુતડામાં ધોઇને કે રેતીમાં અજવાળીને આપે, ને તે ઘરાક ઘેર લઇ જાય, ત્યાં વેર બરાબર નિરિક્ષા રાખવાનું છે. નહિ તો વજનમાં ઓછો ને બીજી બધી રીતે દાગીના સરખો કદી બીજો દાગીનો કરી રાખ્યો હશે, તે કંઇ તદબીરથી ભૂલાવી આપીને પેલો પોતે રાખશે. એ રીતે થવાનો આ વખત છે. તેમાં તે રાસી નહિ આપે; કેમકે કસતો હર વખત નીકળી શકે છે. ઘણે ઠેકાણે આવી વાતો પકડાઇ છે, ને કરનાર શિક્ષા પામ્યા છે. આ દગો એકાએક માલમ નહિ પડે. એ તો પછી પાંચ દશ વરસે ભાગી જતાં જોખાવીએ; ત્યારે શક ઉપજે છે. વળી કોઇ દાગીનો લાખ કે ગાભા પરથી ઉતારવો હોય, તો તે સોની પાસે ન કરાવતાં ઘેર પોતાને હાથે ઉતારી ધોઇ જોખીને જરૂર હોય તો ગાળવા આપવો, ને કિંચિત માસલો રાખવો, કે તેની સાથે મેળવી જોવાય. તે તો સાફ કહે છે, કે વિશ્વાસે રહેશે, તેનું બરાબર કરીશું; નહિ તો અમારા કસબને કોઇ

પહોંચવાનો નથી. સોનીના હાથથી કોઈનું ન બગડ્યું, તો તે ઘડાવનારનું નસીબ જાણવું. સોનું દેખી સોની રાજી થાય છે. શહેરો કરતાં ગામડામાં આ વિષે ડર વધારે હશે ખરો, કારણ કે ત્યાં કોઇ છાપનાર કે પરીક્ષક હોતો નથી. ને પછી કેટલેક વરસે ભાગી જાય, ત્યારે ઓછા કે નરસાનો પતો શું? એક માણસે સોનીને પોતાની કંઠી ધોવા, ને જરા દુરસ્ત કરવા આપી. સોની કહે, જરા રહીને આવજો. આથી તે તેને સોંપીને ગયો. કંઠીની વચ્ચમાં એક સાચા હીરા જડેલું ચકતું હતું. તેમાંથી સોનીએ થોડાક હીરા ઉખેડી લીધા, ને તેની જગે તેવાજ દેખાવના કાચના કડકા બેસાડી ધોઈ ઠીક ઠાક કરી ધણીને પાછી આપી. તે વખત તો ધણી ઉપકાર માની ખુશીથી ઘેર લઇ ગયો. પણ પછી માલમ પડયું, કે ચકતામાં બધા એક સરખા હીરા હતા. ને ફેર કેમ જણાય છે. તે પરથી પૂછ ગાછ કરી, પણ સોનીએ ન માન્યું. ત્યારે સરકારમાં ફરિયાદ કરી. સરકારે જડતી લીધી. તેમાં હીરા હાથ આવ્યા. તે ચકતામાંનાની સાથે મળ્યા, ને તેથી સોની સજા પામ્યો. આથી સમજવું, કે ઘડાવતાં તો નજર રાખવી, પણ સહેજ સોંપતાં પણ નજર રાખવી જોઇએ. આ વિષે એક દંત વાયકા છે, કે એક રાજાએ સોનીને ઘેર બેસાડી એક નાનો હાથી કરાવ્યો હતો. તે તૈયાર થયે સારો ધોવાનું બાનું કાઢી નદીએ લઇ ગયો. નદીમાં તેવાજ ડોળનો બીજો બનાવી ઘાલી આવેલો. તે આ વખત કાઢી લઈ રાજાનો સાચો હતો, તે તે ઠેકાણે ઘાલી દીધો. આ વાત ઘણે દહાડે જણાઈ, પણ તેના કપટની ચાલાકી જોઇને તે ખરૂં માનવાથી રાજાએ માફ કરી તેને છોડી મૂકયો હતો. આટલી જે તદબીરો કરે, ત્યાં ઘરાકની શી ગણુતરી. સોનીને પોતાના ધંધાની પારસી છે. તે તેઓ કામસર વાપરે છે. આવી ઘાલમેલ જણાય, ત્યારે ચેતતા રહેવું. એક રતી

સોનું બગડે તો પણ હાલ ત્રણ આનાનું ગણાય. આ બીના વાંચનારને ધ્યાનમાં રાખવા જોગ છે. હાલમાં ૯૭ ના ટચના સોનાના કંપની રૂપીઆ ભાર (૧ તોલાના) રૂ ૨૦॥ છે.

૨૭ કિમિયાગરો ને ઠગારા પિત્તળનું હિમ ને કથીરની ચાંદી બનાવી આપવાનો ઢોંગ કરી વસ્તીને ઠગવા ફરે છે. ઘણું કરીને તેઓ સંસાર ત્યાગી જેવા જોગીનો વેષ ધારણ કરે છે. જેથી અજાણ્યો જાણે છે, કે આને કંઇ લોભ નથી. ને તેથી પોતે છેતરાય છે. પણ વિચારતા નથી, કે આ રીતે ફસાવા જનાર ઘણાક ઘરની ગાંઠ ગુમાવી બેઠા છે. તથા રોઇને રહ્યા છે. હલકી ધાતુની શુદ્ધ ચાંદી કે કનક થતુંજ નથીઃ એ થવાની વાત તદન ખોટી છે. માટે એઓના ભરોસે રહેવુ નહિ. કપટીઓ ટોપી આપવાની લાલચ દેખાડી પાઘડી લઇ લે છે. એટલે એક વાર વાલ ભારનું બે વાલ ભાર ને બે વાલનું ચાર વાલ હાથ ચાલાકીથી ગાંઠનું નાખી બનાવી આપે છે. તેથી ભોળા જાણે છે, કે એ કિમિયાથી થયું. પણ પછી ઘણું હાથ આવે, એવો તો છટકી જાય છે, કે કયાં ગયો, તેનો પત્તો લાગતો નથી. કપટીઓ વિશ્વાસઘાત કે સામાના દુઃખને જોતા નથી. વળી જુગારનાં પાનાં ને પાસા, ખોટા સ્ટામ્પ કે નોટોનાં ઓજાર સર્વે જણે જોયાં તો નહિ હોય, પણ તેમાં થોડાના ઘણા કરાવવા ગયેલા, ને તે પાછા વિલાપ કરતાં આવેલા ઘણાના જાણવામાં ને સાંભળવામાં તો આવ્યુંજ હશે. કદાપિ તેવાની સોબત કરવી પડે, તો તેની સાથે લોભમાં પડવાની હા કહેવી નહિ. જો લોભમાં પડયા, તો જાણવું, કે કાટલું થઇ ચૂકયું. ને લોભી આગળ ધૂતારા ભૂખે ન મરે, એમ લોક કહેશે. શું નોટોમાં કે શું કશામાં એકના દશ ને દશના સો કોઈ આપનાર નથી, પણ ઉલટા એવા ભોળા જુવાનીઆઓના દુઃખ

પોકાર ઘણી વાર સાંભળાય છે. જુગટા વગેરેમાં પણ લત રાખવી નહિ. કેમકે ત્યાં જે છે, તે નવા આવેલા જેવા લાગશે; પણ તે તો બધા ભાગીઆ એકના એકજ છે. માટે ગયા તો હેરાન થશો. જુગટામાં ધર્મ ને નળ જેવા જ્ઞાનીઓ પણ ભૂલ્યા, તો ઘણા દુઃખી થયા, ને રાજ તજી વનવાસ વેઠવો પડયો. માટે કોઈએ એ લાલચ કરવી નહિ. દંભીઓ દરેક તદબીરે ભલાને ફસાવવામાંજ મંડયા રહે છે. આ વાત ખરે ધ્યાનમાં લેવા જોગ છે. ટુંકામાં કહેવાનું કે મુંબાઈમાં આવા ધૂતારાના ફંદમાં ઘણા ફસાયા છે, ને ફસાય છે. તથા થોડાં વરસ પર ડાકોરમાં એક ઠગ ગોરજીના વેષે એક વાણીઆના ને ઈડર પાસે પરબાડુમાં એક ફકીર ઠગ એક વાણીઆના હજારોના દાગીના ઠગી ગયો હતો. માટે કોઈએ એવા વ્યસનમાં ધન મળવાની આશા રાખવી નહિ.

૨૮ ગયાં બે કોડી વરસ પહેલાં લોકોને પોતાનાં છોકરાં રખેને કોઈ ઉપાડી જાય. તેની કંઈક ધાસ્તી રાખવી પડતી. લુચ્ચા બાવાઓ કુમળાં બચ્ચાંને લાગ જોઈ ઉપાડી જતા. પછી તેને ચેલો મુડતા કે પૈસાની લાલચે મારી નાખતા. વળી ગામોમાં ધાડો પડતી, કોહોડા પડતા, પિંઢારા ત્રાસ દેતા. ઘરમાં પેશી ઘર ધણી પાસે દ્રવ્ય માગતા. ન આપે તો મારતા. મરચાંના તોબરા મોઢે બાંધતા. મસાલો કરી ચાંપતા. છાતી પર પથ્થરો મૂકતા ને પજવી ધન કઢાવતા. લોકોથી પોતાની મત્તાનો મન ધાર્યો ઉપયોગ થતો નહિ. આ સર્વ ધાસ્તીમાંથી દયાળુ અગ્રેજ સરકારે લોકોને ખરેખરા મુક્ત કીધા છે. સર્વને પોતાની માલમત્તા સ્વતંત્રતાથી વાપરવાનો સંતોષ આપી ખરેખરી નામના મેળવી છે. વળી જન્મેજય રાજાએ જેમ નાગ કુળોનો નાશ કરાવ્યો હતો; તેમ આ રાજ રખડતાં કુતરાં ને હિંસારી પશુઓનો નાશ કરતું જણાય છે.

૨૯ આજથી વીસેક વરસ પર કન્યાની બાબતમાં એવાં કપટ જણાયેલાં છે, કે ધર્મ ભ્રષ્ટ માણસો ધર્મની કાંઇ છીટ ન ગણતાં નીચ જાતની પછી ખવાસ કે ઢેડની છોકરી લાવતા. પોતે તેના નિકટના સગા બનતા, ને કહેતા, કે તેનાં મા બાપ મરી ગયાં છે. તેથી અમારે ઉછેરવી પડી છે. તથા પરણાવવી પડે છે, ને કમ દશાને લીધે પૈસા લઈ આટલે દૂર દેવી પડે છે. આવો ઢોંગ કરી વાણીઆ, બ્રાહ્મણ જેવા ઉંચ વર્ણને પરણાવી દેતા. ને બિચારા ગરજુઓના ચાર પાંચ હજાર રૂપીઆ પડાવી લેતા. આ કાવતરામાં ચુડાનો કોઈ બ્રાહ્મણ ઘણો પ્રવીણ હતો. આ પાપીની હાલત હાલ ઘણી દુઃખદાયક હોવી જોઇએ. આ પાપ તે કંઇ ઝાઝા દહાડા ટકે ? રાંડોની હાલચાલ તથા રીતભાત ઉપરથી જાહેર થઇ ગયું, ને પછી આપો આપ ચાલી ગઇ. તથા બીજાને જતી રહી. આવા ચંડાળોનો વિશ્વાસ કરવો, એ ભૂલ ભરેલું છે, પણ અફસોસ ! કપટીઓ કાબેલ મનુષ્યોને ભૂલ થાપ ખવરાવે છે, તો બીજાઓની શી વાત ? માટે હર કોઇએ આવી વાતની પક્કી ખાતરી કર્યા વગર પગલું ભરવું નહિ. નાત જાત, ગામ ઠામ જોઇને પછી કામ આરંભવું. આ કામ કંઇ જેવું તેવું નીચ નથી, ને તેથી તે કરનાર કપટી ખરેખરો દોષવાન્ છે.

૩૦ નાત પટેલો તથા પંચ—આમાં પણ વખતે ન્યુનાધિક થતું દેખાય છે. જ્ઞાતિએ બાંધેલા ધારા વિરૂદ્ધ કોઇ કંઇ કામ કે લગ્ન કરે છે, અથવા ધર્મ વિરૂદ્ધ કંઇ આચરણ (વટાળ કે આભડછેડ થાય તેવુ) કરે છે; ત્યારે નાતમાં તેની તકરાર ઉઠે છે. ને તેનો તોડ નાતના પંચ કરે છે. વળી સરકાર લેણુ દેણુની ફરિયાદીમાં ગુચવાડા ભરેલા હિસાબનું શોધન કરવા પંચ ઠરાવે છે. કિંવા મોટા ગુનાની નિરિક્ષા કરી અભિપ્રાય માટે જ્યુરી નિમે છે. તેમાં બીજા કરતાં નાત પંચાતીઆઓ નિરંકુશ હોવાથી

મરજી માફક ગાડું ગગડાવે છે. તેમાં જે નિષ્પક્ષપાતી છે, તે તો રંક કે મીરનો ભેદ ન ગણુતાં સત્ય વાત કહે છે. પણુ કોઇ એવા હોય છે, કે મારૂં તારૂં, લાગવગ, કે ગરીબ અગરીબ જોયા વગર રહેતા નથી. સેહ વાળાનું ખેંચે છે, ને રંકને કચરી મારે છે. ને પટેલના નામથી મગરૂરી તો એટલી બતાવે છે, કે જાણે કંઇ નવાબીજ હાથ આવી હોય. પોતાનાં કલંક તો ચોટલીએ લટકતાં હોય, તે તો જાણે કોઇ જાણુતુંજ નથી. એમ ધારી બોલવામાં એવા તોછડા બને છે, કે ગરીબ ભલો હોય, તોપણુ તેના લેખામાં આવતો નથી. ને કોઇ વગવાળો દીઠો, કે તેને વળગવા જાય છે. પરંતુ તેનાં કામ કોઈ જાહેર બોલે તો ખરને પણુ હસવું આવે, એવાં હોય છે. જો આમ હોય, તો તેણે નાતીલા સાથે મગરૂર થવું ન જોઇએ. કોઇ એવા હોય છે, કે વખતે તેમનો જે ટેલ ટકોરો કરતો હોય છે; તેનાજ પક્ષના થઇને બેસે છે. એક પક્ષનું બગાડી પોતાના ધારેલા પક્ષનું કામ જો સિદ્ધ થયું, તો બહાદુરીમાં બાકી નથી. એમ ધારી મર્કટ માફક કુદે છે. નાતના કામમાં સમ વિસમ નજરે જોનાર નાતનો ધિક્કાર પામે છે. પટેલો ઠરાવવામાં પણુ ગાડરીઆ પ્રવાહ જેવો કારભાર ચાલે છે. તેમાં ઘણો ભાગ પૈસાવાળો, વગવાળો કે બહુ બોલાનો હોય છે. કોઇ ડોસો પંચાતીઓ હોય, ને તેની પાછળ છોકરો અજ્ઞાન હોય; તોપણુ તેને પંચમાં નિમે. કપટીઓ એમ જાણે છે, કે છો રહ્યો. એવો હશે; તો આપણો મતને તો મળતો થશે. નાત પંચનો શો ધર્મ છે, કે જે કોઇ નાતનો ગુનો કરે, તેને તેના ગુના પ્રમાણે શિક્ષા કરવા એક મત થવું, મોટા નાનાનો કંઇપણુ ભેદ ગણુવો નહિ, એ કામમાં કોઇપર ઇર્ષા કે કપટ દાખવવું નહિ, ને નાતીલા સર્વ ભાઇઓ છે. એમ સમજી અવિવેકથી તદન દૂર રહેવું, નહિ તો પછી તે શઠ કંગાળ જેવો લેખાશે.

પંચ લાયક હોય, ને લાયકીથી ચાલે, તો નાતની ને પોતાની શોભા છે. તથા નાતમાં સુધારો કરવાનો પંચો પર આધાર છે. માટે આડે ચાલનારને અટકાવવો, એ સર્વનું કામ છે. વળી કોઇ લુચ્ચા ખોટાં કામ કરે છે, ને તેમને મતલબીઆ ટેકો આપે છે. તેથી મોટો વખરો ઉઠતાં વખતે નાત તુટે છે. ને તેથા "નાતમાં પડે તડાં ત્યાં નુરીઆં જમાલીઆં બડાં" થઇ બેસે છે. વહુ દીકરીના સંબંધે સૌ ગુંથાયેલું હોવાથી તડ પડે છે, ત્યારે સર્વના મનમાં બહુ ખેદ રહે છે, માટે સંપ તોડાવી તડાં પાડવામાં કંઇ મોટાઇ નથી.

## ૩૧ કપટીની ધારણાઓ ને તેનાં ફળ.

રાગ ઓખાના માળીઆનો.

બાળા રૂપ કયાં ગયું રે, આતો થયું છે જોબન વેષે.
કપટી કપટ કરે રે, જાણે હું થઇ જાઉં ધનવાળો;
પણ નથી જાણતો રે, કરતાં બગડે જીવનગાળો. ૧
કપટી કપટ કરે રે, જાણે મારી લાવું સંપત;
પણ નથી જાણતો રે, એથી નહિ થાશે કંઇ ગમત. ૨
કપટી કપટ કરે રે, જાણે લૂટી લાવું સહુનું;
પણ નથી જાણતો રે, રખે ગુમાવીશ હું વહુનું. ૩
કપટી કપટ કરે રે, જાણે હું એ થઇ જાઉં મોટો;
પણ નથી જાણતો રે, એમાં પામીશ ભારે ટોટો. ૪
કપટી કપટ કરે રે, જાણે હું કહેવાઉં ડાહ્યો;
પણ નથી જાણતો રે, ડાહ્યો થાતાં જાઉં હું વાહ્યો. ૫
કપટી કપટ કરે રે, ભોળા ભાઇને ઠગવા માટે;
પણ નથી જાણતો રે, એ છે જીવ જોખમને સાટે. ૬
કપટી કપટ કરે રે, ભય ઇશ્વરનો કરી ત્યાગ;
પણ નથી જાણતો રે, એથી બચવાનો નહિ લાગ. ૭
કપટી કપટ કરે રે, મુદ્દા ઉભા કરવા જૂઠા;
હાણી થાય છે રે, જ્યારે જણાય છે તે બુઠા. ૮
કપટી કપટ કરે રે, પરધન પડાવી લેવા કાજે;

સુખી કેમે થશે રે, એથી દુઃખ દાવાદળ ગાજે. ૯
કપટી કપટ કરે રે, કોઇના તનનો કરવા નાશ;
પણ નથી જાણુતો રે, પાપે મળશે નરક નિવાસ. ૧૦
કપટી કપટ કરે રે, કોઇની ઈજત કરવા ભંગ;
પણ નથી જાણુતો રે, કરતાં ભંગ રહે નહિ રંગ. ૧૧
કપટ દુર્યોધને રે, હણવા પાંડવોને કીધું;
શ્રીહરિ કોપીઆ રે, તેને કર્મ તણું ફળ દીધું. ૧૨
વળી વિચારજો રે, કપટ રાવણનું નહિ છોટું;
સિતા હરી ગયો રે, ખોયું રાજ ને થયું ખોટું ૧૩
કપટ કંસે કર્યું રે, ગોવિંદજીને હણવા ધારી;
પૂતના મોકલી રે, થાને વિષ લગાડી ભારી. ૧૪
પણ નહિ ફાવીઓ રે, ગરૂડારૂઢને ગુસ્સે કરતાં;
કુળનો ક્ષય થયો રે, દુઃખ પામ્યો બહુ એવું જોતાં ૧૫
કથન ખોટું નથી રે, માની લેજો સઘળા વીર;
સમજી ચાલજો રે, હૈડે ધારીને ખૂબ ધીર. ૧૬
કહે દામોદર રે, જે છે વૈષ્ણવ જનનો દાસ;
કપટ નહિ આદરો રે, જેથી ઈશ્વર પૂરે આશ. ૧૭

૩૨ સતીઓ વિષે ૧૦૭ મે પાને થોડું લખ્યું છે, તેમ આ ભાગને છેડે અધમ સ્ત્રીઓ જે બીજાને દુઃખ કર્તા છે; તે વિષે જરા લખવું યોગ્ય છે. ૧૧૭ મે પાને ક. ત્રીજીમાં કહ્યું છે, કે સ્ત્રીઓમાં કપટ બુદ્ધિ જવલ્લેજ દેખાય છે, ને તેમાં જે ભલી છે; તે કોઇ સાથે ઉંચે સ્વરે બોલતાં પણ શરમાય છે. ને મરજાદામાં રહી ઘરની શોભા વધારે છે. પણ કોઇ એવી કંકાસણીઓ હોય છે કે, બીજા સાથે વાંધા પાડવામાં, કજીઆ કરવામાં ને લડવામાં જરા થાકતી નથી. કોઇનીએ સાથે બાઝે, ત્યારે દહાડો જાય. આવી ઘેલી ને કજીઆખોર છતાં બીજાના ઘેર સહેજ તકરાર થાય; ત્યારે જાણે હું તો કદી લડતીજ નથી; એમ અલાવડાં કરવા ને ટાપસી પૂરવા જાય પણ વિચારવી

નથી, કે પગ તળે બળતું, ને લંકાં ઓલવવા જવાની ગોઠે હું દોઢ ડાહી તે શું જોઇને ડહાપણ કરૂં છું. એવી કુભારજાઓ કોઇ વખત કંઇ ધણીના જોરે કે પોતાની ખરાબ ખાસીઅતના ગુણે એવી કલાંઠ, બે શરમી, ને કંકાસણીઓ હોય છે કે, તેના અમર્યાદ વેણુથી કપરી ડાકણુ પણુ બીને નાસે; તો સાલસ અબળાની તો શું વાત? ઘરમાં કંથને નડે, પાડોશીને બાઝે, લડવે શૂરી ને રીસે પૂરી હોય છે. આવી કામની પતિવ્રત તે શું, ધણીની સેવા કેમ કરવી, ને કલ્યાણ કેમ થશે; એ વાત તો સમજેજ કયાંથી? આથી તેવી શંખણીના પડોશમાં રહેતાં શાંત જનો ઘણા કંટાળે છે. કેટલીક બોલવે ઉદાર, પણ સ્વભાવે લોભીઅણુ ને ચમડ હોય છે. સંપત છતાં દમડી માટે વેખલાં વિણી દુ:ખ ભોગવે. એવી ભૂલો હલકી સ્ત્રીઓમાં દેખાય છે. તે વિષે છપ્પા.

રાંડો કેરી રાઢ, સકળ શેરીમાં દેખો;
નહીં હકે કરે હક, પડોશી સાથે પેખો.
વાંધા વચકા અનેક, ઉઠાવી લડવા દોડે;
લાજે નહીં લગાર, શીષ પોતીકું ફોડે.
ધણીને દુ:ખ રામા તણું, રામાને મન રમત છે;
નીચ એવી નારીઓથી, સર્વેને બહુ સાલ છે. ૧
શું લઇ જવું છે સાથ?, પડયું સૌ અહીંઆં રહેશે;
ભાખે સવળું એમ, ચાલે અવળું હમેશે.
ઊડે ત્યાંથી રીસ, અહોનિશ હૃદય ભરતી;
ભસતી જાણે શ્વાન, મન માંહે નહીં ડરતી.
કંકાસ કરે જે સર્વથી, ભામની છે જે ભામટી;
દામ એવી નારીઓની, હોય નહીં રૂડી મતી. ૨



# ભાગ ચોથો.
## ધન, કપટ ને તેને લગતા મુખ્ય ગુણો.

૧ ગયા ભાગોમાં જે વર્ણન કર્યું છે, તેથી વિશેષ ધન અને જે વડે માણસને સુખ સંતાપ થાય છે; તેવા કપટને અનુસરતા મુખ્ય ગુણોનું વર્ણન આ પાઠમાં છે. માણસ સુદ્ધાં સર્વે પ્રાણીઓની કાયા કાગળની કોડી કે કાચા કુંભ જેવી ક્ષણભંગુર છે. પાણીમાં થયેલો પરપોટો કે કાચનો કટોરો જેમ ક્ષણ વારમાં ફૂટી જાય છે; તેમ પ્રાણીઓના પહાડ જેવા દેહ, જો જોતામાં સબ રૂપ થઇ પડે છે. તેમાં સર્વ કરતાં માણસની કાયા ઘણી સકોમળ, નિરૂપયોગી ને કંઇ પણ કામને માટે નિરાધાર છે. આટલા માટે જગત્કર્ત્તાએ તેને તર્ક શકિત આપી કે, તે વડે તે સર્વથી ઉત્તમ થયો છે. આ શકિત વડે તે સારા સારનો પણ વિચાર કરી શકે છે, ને સમજે છે કે, કાંઇ પણ રૂડાં કામથી પુણ્ય ને ખોટાં કામથી પાપ થાય છે, ને તે કૃત હરેક યોનીદ્વારાએ પેદા થઇને ભોગવવાં પડે છે. આમ છતાં પુણ્ય કરવાના તર્કને કોરે મેલી પાપના તર્કને વશ થઇ કપટ વગેરે કરવાં, એ કેવળ આત્માનું અહિત કર્ત્તા છે. નેકી કે બદી કરવાનો વખત મનુષ્યાવતારજ છે, ને તેમાં જો બદી કરી, તો પછી સાપ, વિછું, વાઘ. કૂત્તા, બિલાડાં એવા અવતારે નેકી કરશો? એવા અવતારોમાં કેટલાક તો એવા છે, કે તેમાં બદી કરવા સિવાય બીજું છેજ નહિ, ને બદીએ બદીમાં ડૂબી તથા બાજીગરના સાપની પેઠે કંડીઆમાં પૂરાઇ આયુ પૂરૂં કરવા દુઃખ ભોગવવાનું છે. માટે આ ઉત્તમ અવતાર એળે ન જાય, એમ થાય તો સારૂં. પરંતુ કપટીઓ તેમ ન કરતાં કોઇને ધન ભંગ, કોઇને ગૃહ ભંગ, કોઇને તન ભંગ કે ઇજત ભંગ કરી નાખે છે. જગતમાં જ્યાં ત્યાં ધનની મારા મારી ચાલી રહી છે. ઘણાં કપટ ધનની લા-

લચથી, ને બાકી ઇર્ષા ભાવથી થાય છે. કપટથી મેળવેલા ધનનો શું સારો ઉપયોગ થઇ શકે છે? રીતસર મેળવેલા ધનનો સદુપયોગ પણ સુશીળ ને ભાગ્યશાળી માણસોજ કરી શકે છે. દુનિયાંમાં સર્વ કોઇ જુએ છે, કે સારી કે નરસી રીતે પેદા કરેલો પૈસો આપણો પોતાનો નથી, કારણ કોઇને ત્યાં વ્યાજે કે થાપણે મૂકયો હોય છે, ને તે ધણી ખોટમાં આવે છે કે દાનત બગાડે છે, તો પાછો આપતો નથી. કોઈ સારાને સોંપેલો પણ વખતે રાણો થઇ જાય છે, વળી ખોવાઇ જાય, ચોર ચખાડ વગેરે મારીને લઇ જાય, કદી આસમાની સુલ્તાનીનાં દુઃખથી ધૂળધાણી થઇ જાય. નસીબને જોરે કોઇને જેમ એકદમ ધન આવી મળે છે, તેમ અકસ્માત્ જતું પણ રહે છે. જુઓ સૂરતમાં સં. ૧૮૯૩ ના ચૈત્રમાં જેવી મોટી આગ લાગી હતી, તેવી બીજી સં. ૧૯૪૫ ના ચૈત્ર શુદ ૬ શ નીએ થઇ; જેમાં પાંચેક હજાર ઘર બળીને ખાક થતાં આશરે ૧ ક્રોડનું નુકસાન થયું હતું. આ બંને આગ કળિગાળમાં મહા કોપ ગણાયા છે. આવી રીતે કોઇના ધનનો નાશ થાય છે, તે શું કોઇને ખબર પડે છે, કે આ કાળે આપણું ધન જશે? સર્વજ્ઞ પ્રભુ સિવાય કોઈ જ્ઞાની કે જોશીને પણ તેની ખબર પડતી નથી. પડતી હોય, તો કોઇ બગડવા દે? આમ ધન જવાના રસ્તા ઘણા છે. મતલબ શું? કે ખરી રીતે પેદા કરેલો કે વારસામાં મળેલો પૈસો આપણો પોતાનો નથી, તો ખોટી રીતે મેળવેલો તો કયાંથી હોય? આપણો પૈસો તો આપણા હાથથી સારી રીતે ખરચાયો, કે ભોગવાયો તેજ જાણવો. સિવાય પરાયા હસ્તક કર્યો છે, તે તો જેના તાબામાં, તેનોજ તે વખત તો જાણવો. કામસર લેવા ગયા ને ઝટ પાછો મળ્યો, ત્યારે આપણો. ખરાબ છંદમાં વાપરેલો પણ વ્યર્થ ગયો કહેવાય, કેમકે તેથી તો ઉલટું આપણું જીવન બગડે છે. વળી

કોઇ પાસે ઘણો પૈસો હોય છે, પણ ઘટી જવાના ડરથી વેપાર કે સારો ભોગ કરી શકતા નથી ને વ્યાજે લઇ વેપાર કરનારા હિંમતથી તેને વાપરી જાણે છે. માટે જેનાથી રૂડી રીતે વાપરી શકાય, તેનોજ તે પૈસો છે. હવે એમ ધારો, કે કૂડ કપટ વગેરેથી દ્રવ્ય પેદા કરીને કોઇએ સારા કામમાં વાપર્યો. તોપણ શું થયું? ઈશ્વરના દરબારમાં તેથી લાભ થવાની જેટલી આશા બંધાય, તેથી પાપનો બોજો વધુ થવાનો જોખમ થાય છે. એથી ગાય મારીને ગધેડું બચાવવાનું થાય છે. ધન સંગ્રહી થવામાં લોકો કદી એમ ધારતા હોય, કે હરેક કામ કરીને મારાં સ્ત્રી, બચ્ચાંને માટે તે વારસામાં મૂકી જાઊં. પણ વિચારતા નથી, કે તે કોઇ કર્મ ભોગવવામાં ભાગીઆં થશે? એ તો કરે તેજ ભોગવે. વળી યાદ રાખવું, કે તેમનું આપેલું છોકરાં પાસે શું રહેવાનું છે? કોઇ માણસ હજારો બલકે લાખો રૂપીઆ મૂકી મરી જાય છે, પણ છોકરાં વખતે એવાં ઉઠે છે, કે સંપીને ખાતાં નથી, મમતે ચડે છે, કોરટે દોડે છે, વકીલો શોધે છે ને પૈસાના કાંકરા કરી દે છે. તથા બદફેલમાં પણ ઉડાવી દે છે. ને ગરીબ અવસ્થામાં મૂકેલાં છોકરાં લાખોની સમૃદ્ધિ પેદા કરી શકે છે. આવી રંગ બે રંગી વિચિત્ર બિનાઓ ભૂ પૃષ્ટ પર ઘણી જોવામાં આવે છે. તો પછી ધન મેળવવા નાપાક વિચારોથી મલિન કૃત્ય શા માટે કરવાં જોઈએ? કુટુંબ કબીલાવાળોજ આમ કરે છે, એમ નથી, પણ જેને પાછળ કોઇ હોતું નથી, એવા પણ કપટથી ધન મેળવવાની જાળમાં ફસાયેલા રહે છે; એતો ઘણુંજ શોચનિય છે. આમ કરતાં પાસે હજારોનો ઠામ થાય છે, પોતે વૃદ્ધ થાય છે, અંગે ઘણા દુઃખી થાય-છે, વળી ઉંચ વર્ણના હોય છે; તો પણ ધનમાંથી પોતાને જોઇતો ખર્ચ ન કરતાં મહા મુસ્કિબતે દહાડા કાઢી કેટલાક મરી જાય છે, ને તેમની માલ મત્તા પાછળ તેના ભત્રિજા કે

બીજા અતરાપી ખાઈ જાય છે. વખતે લોક મેણાથી પાછળ કંઇ વાપરી પોતે કીર્ત્તિ ખાટે છે. કેટલાક એવા કંજુસ હોય છે, કે ધન છતાં લોક વ્યવહારમાં પણ યોગ્ય રીતે વાપરી શકતા નથી. અરે પ્રભુ! આ તે કેવા પૈસા, ને તે સંગ્રહી કેવા કમનસીબના? પાછળનાઓએ કદી સારો ઉપયોગ કીધો, અથવા તેના નામથી કંઇ સુકૃતમાં વાપર્યો, તો પણ તેમને તેનો પૂરો લાભ નથી, કેમકે તે તો જીવતાં કે મરતાં એ સંબંધી કશું બોલ્યા નથી. ખરૂં તો એ છે જે, હાથે તે સાથે. માટે નસીબદારે આ વિષે પુખ્ત વિચારથી ચાલવું જોઇએ. શક્તિ હોય તો નાદાની ન કરવી ને ન હોય તો કુદકો ન મારવો.

૨ અતિ નાદાની કરનાર માણસોની સમજ નાના તંતુઓ કરતાં પણ ઓછી કહેવાય. એ તો ખોદે ઉંદર ને ભોગવે ભોરંગ જેવું થાય છે. નાદાનો પૈસો છતાં દુઃખ ભોગવે છે. જેમકે મક્ષિકાઓ પોતાના પૂડામાં મધ જમાવ કરે છે, રેશમના કિડા રેશમ કરે છે, કસ્તુરીઆ મૃગના નરના ડુંટામાં કસ્તુરી થાય છે,[1] ને વ્હેલના[2] અંગમાં તેલ થાય છે. તેમાં તેમને કંઇ પણ વિચાર છે, કે આપણે જે આ કરીએ છીએ, તેનો પરિણામ શો આવશે? પરિણામ એ થાય છે કે, લોકો તેમને એ જણસો લેવા મારી નાખે છે. તેમની કરેલી વસ્તુઓનો ભોગ તે નથી કરતા; પણ માણસો કરે છે જોવાની મતલબ એ જે, આ બનાવ કુદરતી ને મિથ્યા સમજતાં પ્રાણીઓથી છે, માટે એમ હોય; પણ માણસોને નિયંતાએ વિચાર શક્તિ આપી છતાં ધનનો ઉપયોગ ન થાય, ને તે ઉપલાં પ્રાણીઓના માલની પેઠે કોઇ ખાઈ જાય, એ તેમની કમ દશા જાણવી. કેટલાક દેખા દેખી કંઇ વાપરવાની હિંમત કરવા જાય છે, પણ તેમને હાથે જાણે

૧ કસ્તુરીઓ મૃગ અંગે જંગલી હરણ જેવો શિંગડાં વગરનો હોય છે. ૨ મોટા વ્હેલના આખા અંગમાંથી ૧૨૦૦ મણ તેલ નીકળે છે, ને તે મીણબત્તી કે મલમ કરવામાં ઘણું ખપે છે.

તાળું હોય, તેમ એક દમડી છુટતી નથી. આ તે કરણી કે નાદાની ?

૩ કદી સમાર્ગે ધન પેદા થયું હોય, લેકિન તેનો કંઇ ભાગ પરોપકારમાં નથી વપરાતો, તો તેને દુનિયાં જશ આપતી નથી; તો કપટથી પેદા કરેલા ધનનો સંચિતી સારો કેમ કહેવાશે. ધારો કે, એક જણ નિર્ધન છે, ને બીજો ગર્ભ શ્રીમંત છે, અથવા પોતે લક્ષાધિપતિ થયો-છે. તેમાં ગરીબ જે રીતે રોટલા ખાઇ કપડાં પહેરી દિવસ ગુજારે છે, તેમજ પેલો શ્રીમંત પણ દિવસ ગુજારે, તો પછી એ બેમાં તફાવત શો? પૈસાનો ખાલી મદ કરે તેજ. પરમેશ્વર આગળ ગરીબનો છુટકારો છે. પણ શ્રીમંતનો નથી, માટે જેની શક્તિ પરમ કૃપાળુ વિશ્વાધારે સારી કરી હોય, તેણે ગજા મુજબ ઉપકાર કરી ધણીને રાજી રાખવા કોશીશ કરવી, એજ પૈસો મળ્યાનું સાર્થક છે. એટલે પ્રજા સ્નાને ને રાજા દાને, એમ જે કોઇ ગજા પ્રમાણે કરે છે, તે સર્વ પર ઇશ્વર સમાન રાજી રહે છે.

૪ આવડે તેટલાં પ્રપંચ કરી અજ્ઞાની ધન મેળવવા ધાય છે. પણ તેમ કરે ધનવાન્ થવાતું નથી. એમ કહેવાય છે કે, નીચો ઉંચો હાથ પડયા વગર ધન જમાવ થતું નથી. એ વાત ખરી છે, પણ તે તો ભારે પગારોમાં, મોટા વેપારોમાં, રાજ દરબારોમાં, કે લખપતિઓને ત્યાં હાથ પડે ત્યારે. તેમાં પણ જેનું ખાય, તેને રાજી રાખીને, ધણીનું સુધારીને વિચારથી ખાય તો નભે. પણ ગરીબ-ડાંને રોવરાવીને, તેમની આંતરડી કંકળાવીને પાઇ પાઇએ ભેગું કરવા જાય, તેથી કંઇ ધન જમાવ થાય નહિ, ને ઉલટું અનહદ પાપ બંધાય. વળી દીકરીઓના પૈસા ખાઈ જવા, વિશ્વાસ પર આપેલી થાપણો ઓળવવી, એ પણ મોટાં પાપ છે. આમ ધન૰ મેળવે, પણ પછી કોનું ધન કોણ ભોગવે છે ? શું તેના કુટુંબીઓજ ભોગવતા

પામે છે? આનો કંઇ નક્કી આધાર નથી. પ્રથમ તો કોઇ પણ માણસનું મૃત્યુ કયી જગાએ, કયે પ્રકારે ને કયા વેળાએ થશે, એજ કયાં માલમ છે? આમ પોતા વિષેજ અનિશ્ચિત વાત છે, તો પાછળનાઓ માટે તે શી આશા બાંધવી. જીવવાનો આધાર નહિ, ને લાંબી ઉમ્મરની ઉમેદો બાંધી કામ ખોટાં કરવાં, હરેક વખત મોતના પંઝામાં તો સપડાયલાજ છીએ. મરજી વગર આવવું પડયું છે, ને મરજી વગર જવું છે. મરવું એમાં ફેર નથી, છતાં હાલ કોઇનું ગળું કરી ધન લાવ્યા ને પછી તરત મરી ગયા તો શું ભોગવ્યું ને શું ભાથું બાંધ્યું? મેલા હાથે પાપનો લેપ ગળે મારીને ગયા તેજ. વખતે છોકરાં સ્ત્રી હોય છે, પણ તે સાથે અણબનાવ હોય છે. તો તેમને પૂરે પાંસરૂં ન આપતાં ભત્રિજા કે બીજા કોઈ દૂરનાને આપી દેછે. કદી કુસંગ લાગ્યો હોય છે, તો ઘરનાં સર્વ રોતાં રહે છે ને ધન કયાંનું કયાં આપી આવે છે. વખતે કોઇ લક્ષ્મીપુત્ર યુવાવસ્થામાં નસંતાન મરી જાય છે, ને ધન કદી તેની સ્ત્રીને હાથ પડે છે, તો કેટલીક, ભલા માણસોની સલાહથી તે ધન સારી રીતે વાપરી પોતાના ભરથારનું નામ કીર્ત્તિવંત કરે છે. તેમ કોઇ તરૂણ પણાના વિકારમાં આડે છંદે ચાલી કંથનું નામ વગોવી મારે છે. જોબનના જોસમાં તે નથી જોતી ઉંચ કે નથી જોતી નીચ. જેની સાથે છંદ લાગે છે, તેને પોતાના ધનનો માલીક બનાવી દેછે. પછી આ પુરૂષ પ્રથમ તો પોતાનું કરી લે છે, તેમાં કોઇ આડે આવે એવો હોય તેને, પોતાની સેવા કરનાર કે ગુણ ગાનારને ઇચ્છાનુંસાર આપી પોતાનો કરી લે છે. જર દેખી મુનિવર ચળે, આવો મફતનો પૈસો મળે, તે કોને ન ગમે? ને પૈસાની લાલચે તેવા તેનાં વખાણ કરે, એમાં નવાઇ શી? આમ પૈસો ખુવાર થાય છે, પણ તેનાથી નથી અપાતો તેના ભાઈ ભત્રિજાઓને કે નથી અપાતો તેના પિત્રાઇઓને: તે તો વિકારમાંજ લુબ્ધ રહે છે. સ્ત્રીની બુદ્ધિ

પાણીએ, એટલે હલકી કહેવાય છે, તે આવીઓનેમાટે. પછી તેને તે અબળા કહીએ, કે બહુ બળા? કારણ તે કાંઇ રૂડાં કાર્ય કરવાનું સમજતી નથી, ને પૈસો ઉડે છે, તેની ખબર પડતી નથી. કોઇ સ્રીને આ રીતે દૈવજોગે ધન વાપરવાનું મળે, તો તેણે પોતાના સગા કે ગામના, પણ નેક દાનતના માણસોને પાસે સલાહકાર રાખી એવાં કામ કરવાં કે તેથી પોતાની યાદગારી થાય, જશ મળે, ને જીવનું કલ્યાણ થાય. ઘણે ઠેકાણે એવા બનાવ બનતા સંભળાય છે કે, લેણદેણના કોઇ ભવના સંજોગે કરી નીચનું ધન ઉંચ ને ઉંચનું ધન નીચ ખાઇ જાય છે, માટે પોતે પેદા કરેલું ધન પેઢી દર પેઢી કુટુંબીઓજ ખાશે, એમ ધારવું અશકય છે. આમ કોઇનું ધન વેરાન થતું જોઇ આસપાસનાઓને દયા ઉપજે છે, પણ ઉપાય શો? આવા કારણથી ધન નહિ મેળવવું એમ નહિ, પણ સુનીતિથી મળે તો એના જેવું બીજું સારૂં શું? ધન જગતમાં ઘણી ઉપયોગી ચીજ છે. ધન વગર દુનિયાનો કારવ્યવહાર ચાલે નહિ. નિર્ધનને કોઇ ગણે નહિ. નિર્ધન ધનવાનને ત્યાં ધક્કા ખાય, પણ તે જાણે કંઇ નહિ, ને ધનવાન્ ગરીબને ત્યાં જાય તો બિચારો તેની સેવામાં અટવાઇ મરે. ધનથી જે ધારીએ, તે કામ કરી શકાય ધનથી ઘરડો ડોસો નવજોબના પરી જેવી કન્યાને પરણી શકે છે. ધનથી ઇનસાફ પણ વેચાતો લેઇ શકાય. ધન માટે શૂરા સિપાઇઓ ને બીજાઓ જીવ જવાની દરકાર રાખતા નથી. ધનવાનની મોટા હાકેમો પણ મુલાકાત લેવા ને મૈત્રી કરવા વલવલે છે. વળી વયે વૃદ્ધ, તપે વૃદ્ધ, જ્ઞાને વૃદ્ધ ને બીજા ગુણીજનો કે વિદ્વાનો ધનવાનની હજૂર ચાકર થઇ રહે છે. મોટા અભિમાનીઓ ને અનમીઓ પોતાનું ગુમાન છોડી ધનવાન્ આગળ રાંક જેવા થઇ જાય છે. ધનથી કટા શત્રુને પણ વશ કરી શકાય. ધન માટે કાબેલ માણસો ગામ, ઘર છોડી વિકટ જગાઓમાં

જાઇ રહે છે. જ્યારે પુરૂષ નિર્ધન થઇ જાય છે, ત્યારે તેનાં માન, ગર્વ, જ્ઞાન, કાંતિ ને સારી બુદ્ધિ સર્વ ઝાંખાં પડયા જેવું થઇ જાય છે, ને તેને કોઇ ગણતું નથી. તે વિષે શ્લોક.

त्यजंति मित्राणि धनैर्विहिनं, पुत्राश्चदाराश्च सुहृज्जनाश्च ।
तमर्थवंतं पुनराश्रयंति, अर्थोहिलोके पुरूषस्य बंधुः ॥

"મિત્રો. પુત્રો, દારા ને વહાલાં ધન હિણને તજે છે, ને પછી પાછો તે ધનવાન્ થાય છે, તો તેનો તેઓ આસરો કરે છે, માટે ધન છે, તે પુરૂષનો બંધુ છે." ધનને બે બાજુ કલ્પી શકાય છે. એક બાજુએ ભૂષણ ને બીજી બાજુએ દુષણ. સારાં કામ કરીએ, તો ભુષણની બાજુથી વાપર્યું કહેવાય, ને નરસાં કરીએ, તો દુષણની બાજુથી વાપર્યું ગણાય. કારણ ધનથી જેટલું સારૂં તેટલુંજ નઠારૂં કામ થાય છે.

૫ લોકો ધન કમાઇને આવે છે, એટલે શુભ કાર્ય તો પછી; પણ પહેલાં તો હમલા તથા દાગીના ઉઠાવવામાં શુંથાય છે. આ કામ ખોટું નથી, પણ જે લુચ્ચા હોય છે, તેઓ પાડોશીની જગા દબાવવાનાં તરકટ કરે છે.નાનમ પડેલાં છોકરાંને અથવા ઓથ વગરનાં માણસોને પ્રથમ આડું અવળું સમજાવે છે, ને તેથી ન બને, તો પેચ કરી તેનાં ઘર કાણાં કરી નાખે છે. આવા ઝઘડા તો જ્યાં ઘર થાય, ત્યાં ચાલ્યા વગર રહેતાજ નથી. કેમકે પારકાની જગા આગળ દાવો કરીને તેનું પડાવી લેવાનું તાકનારા હરામી ઘણા હોય છે. ને જો તે જરા તાજો હોય, તો તેને ટેકો આપનારા દુષ્ટો પણ ઘણા હોય છે. ને ગરીબ કોઇને હરકત ન થાય, એમ પોતાની જગા મુજબ કરતો હોય છે, તો પણ પાપીઓ ટોળે થઇ તેને નડે છે. ને જોડે મૂર્ખો ભેગા થાય છે, તે ગરીબના બોલને ઉથાપી નાખી તવંગરને. ટેકો આપે છે. છેવટ તો તે તવંગર તેવા મૂર્ખાને પણ ઝાડું મારે છે. આમ થવાનું

કારણ એ જે, કોઇ કમ અકલના માણુસોને અંદરના ભેદની તથા સત્યાસત્યનો તોલ કરવાની શક્તિ હોતી નથી. અગર હોય છે, તો તે મોટાની સેહમાં અંજાઇને ગમે તેમ અવરચંડું બોલે છે, પણ જેઓ ડાહ્યા છે, તેવા લોકો તેમ કરતા નથી. તેઓ શરમને લીધે જાહેરમાં કદી ખરૂં નહિ કહે, પણ મનમાં ખરા ખોટાનો ખ્યાલ વિચારી શકે છે. માટે એકને સારૂં ને બીજાને માઠું લગાડવાને બોલતાં નહિ આવડવાથી કઠોર ને પક્ષપાત ભરેલું બોલવું, તે કરતાં મુંગા રહેવું સારૂં છે. ' આ રીતે ગેર વાજબીપણે ચાલનાર ઉપર ભલાઓને ત્રાસ ઉપજે છે. કપટીઓ દમડીના પુત હોય છે, પણ જાણે હરામનું કમાઇ લાવ્યા હોય, તેમ કોરટે ચડવું પડે છે, તો મમતથી સેંકડો ખર્ચવાની હિંમત બતાવી ગરીબને પાછો પાડે છે. પરંતુ જેઓ ચતુર ને નરોત્તમ છે, તેઓ તો ગરીબોનેજ આસરો આપે છે. નક્કી જાણજો કે, કોઇની જગા કે ધનમાં ગેર વાજબી હાથ ઘાલ્યો, તો તેનું નુકસાન તમે ધીરજે જોશો. કેટલાક લંપટ પારકાની સ્ત્રીને કપટથી ફોસલાવી લઇ જાય છે, તેના ધણીને દુઃખી કરે છે ને વળી તેના બૂરા હાલ કરી કાઢી મૂકે છે. આમ કરનારા પછી બહુ દુઃખી થાય છે, માટે કોઇ પણ સ્ત્રી પુરૂષે જોબનના વિકારમાં આવું કરી સુખી થવાનું સ્વપ્ને પણ ધારવું નહિ. જે કોઇ પોતાની મતલબે બીજાનું બગાડે છે, અથવા ઘર ભાગે છે, તેને તે જીવતા સૂધી કેવી રીતે યાદ કરે છે, તે બીજાએ સમજવું જોઇએ. ' માટે ભલાએ આવી હમેશની બદ દુવા લેવાથી દૂર રહેવું, તેમાં ઈશ્વર રાજી છે.

૬ ધનનું સાર્થક પરોપકાર છે, એવું મહા પુરૂષોનું કહેવું છે. એટલા માટે લખવાનું કે, જો કોઇ માણસ પાસે અણીઆણી ન હોય, તથા એવો વજનદાર પણ ન હોય કે, કોઇને સમજાવીનેએ પરોપકારનું કામ બજાવી શકે,

તો તેણે સર્વપર દયાળુપણે રહેવાની ટેવ રાખવી. આંગળી ચીંધીને પણ કોઇનું ભલું થતું હોય, તો તે બતાવવું કે જીભથી સલાહ આપવી. તથા પરોપકાર માટે કોઇ ધર્માત્મા નમ્રતાથી કાંઇ જાત મદદ માગે તો આપવી, એમાં પણ પરોપકારનું ફળ છે. આ કરતાં કંઇ શકિત હોય, તો ગરીબડાં તથા રોગીઆંદોગીઆંને ખાવાનું કે વસ્ત્ર આપવું. અભ્યાગત, સન્યાસી, સાધુસંત કે પરમહંસ બારણે આવી ચડયો, તો તેને દયાથી સંતોષવો. જો ખરાજ ગરીબને જોવો હોય, તો કોઇ એવી ઋતુમાં ધર્મશાળા કે કોઇ એવી જગાએ જઇને જોવું કે, કોણ કપડા વગર ટળવળે છે, ને ટાઢે ઠરી રહી ભૂખે પેટમાં ટાંટીઆ ઘાલી વેદના કરતા પડી રહ્યા છે. તેમની પાસે હશે, તો રાતવરત એમ દુ:ખી દેખાશે નહિ. તો તેવાને જોઇને ઇચ્છાનુંસાર આપો. આથી તમને ખરેખરી આશિશ મળશે. વળી તમારી લીધેલી શ્રમ પણ સફળ ગણાશે. રસ્તામાં તો ઢોંગી ભિખારૂઓ પાસે હોવા છતાં સતાવેછે; માટે આ રસ્તો નકામો નથી. આ કરતાં વધારે જવાય તો ગરીબ પંડિતોની, ધર્મોપદેશકોની, નિરાશ્રિતોની તથા સત્ ગુરૂની પુજા કરવી. આથી પણ લાંબે વધાય તો કંઇ સાર્વજનિક કામ કરવાં, જેવાં કે વિદ્યા-શાળા, ભોજનશાળા (સદાવ્રત) નવાણ, દવાખાનું, ધર્મશાળા, દેવ-મંદિર વગેરે. પૈસો ઘણાના મુખે જાય તેમ સારૂં. અભ્યાગતો મુખે ખેતી, અન્ન દાન કરવું, તે પુણ્યની ખેતી કર્યા બરાબર છે. પરોપકાર ધનથીજ નહિ, પણ તન ને મનથી પણ થાય છે. ધનવાને ધન ખર્ચીને, બુદ્ધિવાને લોકોને બોધ કરીને, ને તનવાળાએ જાત મેહેનત કરીને: દાન કરવામાં વગવસીલો રાખવો ન જોઇએ. મોટાં મંદિરોમાં ભેટો આપતાં જેમાં દીવા-બતીનું ઠેકાણું નહિ, એવાં ભૂલવાં ન જોઇએ. નાના મદિરોમાં આપેલું તરત સાધુને મુખે જશે, માટે શું બ્રહ્મભોજ કે શું કોઇ

સખાવત, સર્વમાં સમ દૃષ્ટિ રાખવી સજાવર છે. ધન વિષે વિષ્ણુસર્મા કહે છે કે "જે ધનવાનૂના દિવસ પરોપકાર કે ભોગ વિના જાય, તે લુહારની ધમણુની પેઠે શ્વાસ લેતાં જીવતાં મુઓ જાણુવો." સદ્ધર્મ સાથે પ્રેમરસ ભક્તિ જેમ મુક્તિ દાતા છે, તેમ પરોપકાર કોઇ જન્મે પાછું મેળવવાનો વિમો છે. દુનિઆમાં કોઇ જીંદગીનો, કોઈ સ્થાવર મિલકતનો, કોઇ માલનો, એમ અનેક વિમા ઉતરાવે છે. એટલે તેમાં જો કંઇ જોખમ લાગ્યું, તો તે વિમાવાળા ભરી આપે છે; તેમ પરોપકાર તે ઈશ્વરની પેઢીમાં ઉતરાવેલો વિમો છે. એટલે દેવાર્પણુમાં જે સપાત્રે વાપર્યા હોય, તે ઈશ્વરની પેઢીમાં થાપણુ મૂકયા જેવા છે. જે કુટુંબીમાંથી કોઇને ન મળતાં પોતાનેજ મળે છે તેનો હિસાબ કરવા કે માગવા જેવું પડતું નથી. માટે શકિત હોય, તો ચડતી અવસ્થામાં કાંઇ પણુ ઉપકાર કરવો જોઇએ. દુનિયાંમાં વિમાવાળા કેટલીક સરતો કરે છે, ને તેમ ઉતરાવનારને ચાલવું પડે છે. તેમ કરતાં પછી નુકસાન થાય, તો તે આપે છે. નહિ તો ઉતરામણીના પૈસા જાય છે. તેમ દેવાર્પણુમાં પણુ નીતિથી ધન પેદા કરેલું હોવું જોઇએ. અઘોર પાપ તથા પ્રપંચો કરી ધન મેળવશો; ને તેથી કંઇ પરોપકાર કરવા જશો, તેથી અંતઃકરણુ સુદ્ધ થનાર નથી. એથી કદી એટલું થશે કે, ઉપરથી મેલા હાથ ધોવાશે. ઇશ્વર સર્વવ્યાપક છે, તે માણુસના કર્મને, તેના વિચારને ને તેના પરોપકારને જાણે છે. માટે અયોગ્ય વિચાર છોડી દઇ રૂડાં કામથી ધન મેળવી ગમે તો થોડો પરોપકાર કરો કે, તે સર્વ ઇશ્વરને માન્ય થાય. પરોપકાર જેમ પ્રસિદ્ધપણે કરવામાં આવે છે, તેમ કોઇ વાર ગુપ્તપણે પણુ કરવો જોઇએ. જાહેર કે બીજાના કહેવાથી કરનારના મનને કંઇ મોટાઇનો કાંટો રહે છે. તથા રાજમાન કે ખિતાબની આશાથી પણુ કોઇ કરે છે. પણુ ગુપ્ત કરનારના મનમાં કાંઇ તેવો ભાવ

ન રહેતાં ખરી સમજથી લોકમાનની આશા વગર પોતાનું કર્તવ્ય જાણીને કરાય છે. માટે તેને ઉત્તમ ગણવામાં આવે છે. તેમા વળી પોતાનો જાતિલો કે ઉંચ વર્ણનો માણસ અતિ તંગીમાં આવી ગયો હોય, તેને ગુપ્ત રીતે સહાયતા પહોંચાડવી, એ સર્વોત્તમ પુણ્યછે. કોઈ કોઇ પોતાની તિથિપર નાત જમાડવા ઉજાણી (ઉત્સવણી) ના નામથી રૂપીઆ કાઢી તથા ધાતુપાત્ર વગેરેનાં લાણાં કરી નામ અમર કરે છે. તેમાં એજ મતલબ કે, કોઈ પણ ગરીબની આંતરડીની આશિષથી ભલું થશે. ને તે બીજા જન્મે લાભકારી છે. અન્નદાન, વસ્ત્રદાન, ગૌદાન, વિદ્યાદાન, જીવતદાન, કન્યાદાન વગેરે દાન કરવાનાં તો ઘણાં છે. મફત દીકરી પરણાવવી અથવા રાંકની પરણાવી આપવી, એ પણ દાન આપ્યા બરાબર છે ને તે કામમાં સસરા તરફથી હર કાંઇ લેવાને બ્રાહ્મણ સિવાય બીજી જાતના ગૃહસ્થ જેવાને પણ બાધ કરતા નથી. રાજા સરખા પણ સસરા આગળ હાથ ધરે છે. આ રીતે પરોપકારનું ધોરણછે, માટે શાણાને જે પાત્ર યોગ્ય લાગે, તેમ કરવું. મરતાની ઘડી સુધી દાન કરવાનો ટેક છોડયો નહિ, એવા દાનેસ્વરીપણામાં બળિ ને કર્ણ થયા છે, ને તેથી આજ પણ કોઇ દાતારને તેની ઉપમા આપવામાં આવે છે.

૭ ઉપલી વાતોને લગતા ધન વિષેના દોહરા નીચે રજુ કર્યા છે; તે લક્ષમાં લેવા જોગ છે.

ધન મેળવવું હામથી, કરી વણજ વેપાર;
કપટ તજી સત્યે કરી, ચલાવજો સંસાર. ૧
મહેનતથી ડરવું નહિ, ધન છે સુખનું મૂળ;
શુભ રીતે પેદા થયે, થાશે રૂડું ફુળ. ૨
ગાંડા ઘેલા નહિ થશો, લોભ કરો અતિ દૂર.
તો મેળવ્યું પ્રમાણ છે, જાણો એજ જરૂર. ૩
અધર્મે નહિં ચાલતાં, ધન આવે તો ધન;

નહિ તો ઉલટું સૂળ છે, માનો થઇ મગન. ૪
મેળવશો તમ એકલા, ભોગવશે સર્વ જન;
માટે પાપજ પરહરો, ફરી વિચાર ખૂબ મન ૫
ધનનું ભૂષણ રાખીને, કરો કલંક સૌ દૂર;
તજો કપટ અભિમાન તો, નાણે જશ જરૂર. ૬
સગાં સ્નેહીના કામમાં, કરે મદદ કો જેહ;
રંગ તેની દોલતને, શૂરો કહીએ તેહ. ૭
ધન લોભી નથી આપતો, કોને એક બદામ;
તોપણ તેની સેહમાં, તણાઇ મરે બદનામ. ૮
ધની હોય ધન અંધ તો, મૂરખમાં લેખાય;
પરવા તેની ના કરો, ભલે મદે ગંધાય. ૯
ધનની સાથે નમ્રતા, અને દયાજ પ્રમાણ;
પરોપકાર કરવા થકી, ધનનું સાર્થક જાણ. ૧૦
લક્ષ્મીથી શું નહિ બને? ધનથી ધાર્યું થાય;
ધનથી બદીજન અને, કોવિદ ગુણ બહુ ગાય. ૧૧
ધનથી ખૂબ સંસારમાં, માન મળે બહુ ઠામ;
દામ કરે છે કામ ને, લોંડી કરે સલામ. ૧૨
રાજ કાજમાં જઇ જુઓ, ધનની વાતો થાય;
તો બીજે શું પૂછવું, ધનથી કોણ ધરાય? ૧૩
સુર અને સરનાઇટમાં, ધનનું પડે છે કામ;
બારોનેટ ઝાંખા પડે, દીપ વિનાને ધામ. ૧૪
ધન રાજનો રાજવીર, ધન છે બાવન વીર;
ધન દેહનું વિત્ત છે, પ્યારૂં સજ ફકીર. ૧૫
ધનથી ચાંપે દાસ પગ, ધનથી સર્વ સધાય;
ધન મળે કદી રંકને, રાજા જેવો થાય. ૧૬
ધન વિનાના મંદિરે, લીડા બીડ નત્ર થાય;
ઝળાં ઝળાં જ્યાં હોય ત્યાં, ટોળે ટોળાં ધાય. ૧૭
સ્ત્રીને વિત્ત છે પુરૂષનું, પુરૂષને પેદાશ;
વળી સંતતી હોય તો, ભોગવે સુખ વિલાસ. ૧૮

ધનમાં સુખ દુખ બે વસે, ખોટું નથી જરાય;
સત્ય હોય તો સુખ પણ, અસત્યથી દુ:ખ થાય. ૧૯
ધન હોય તો શેઠીઓ, આવો આવો થાય;
મૂરખ કે કંજુસ પણ, બહુ વેણે બોલાય. ૨૦
જાતે અભણો હોય પણ, છતવંતો દેખાય;
સુધરાઇ આદિ કામમાં, મેમ્બર વ્હેલો થાય. ૨૧
ગરીબ સમજુ હોય ને, વળી વિવેકી જન;
તોપણ તેને નવ ગણે, અભિમાન જેને મન. ૨૨
કોશરીઓ કુલક્ષણો. કાયર કપટી કુડ;
જર હોયે જશ દે સઉ, પરાક્રમી એ પ્રૌઢ. ૨૩
ધનથી સહુ વૈભવ મળે, મોજ શોખ માણાય;
ધન વિનાનું ધબ છે, સુનું સર્વે દેખાય. ૨૪
વસુવાન્ જ્ઞાની ઠરે, ખોટું નથી કશું;
કહેવત એવી સત્ય છે, વસુ વિના નર પશુ. ૨૫
લાખો દામને મેળવી, ન કર્યો કંઇ ઉપકાર;
કહો શાનો તે શેઠીઓ, વેઠીઓ અર્થ ભંડાર ૨૬
સારા ગુણ પાખી જુઓ, ધનથી અપજશ હોય;
દાસ દામોદર દેવનો, માને મન સૌ કોય. ૨૭

ચોપાઈ.

જો મંદિર હોય છાપરી જશું, નહિ માને તેને કો કશું;
શિવ કૃષ્ણ કે રામજી જેહ, શોભાથી પૂજાયજ તેહ.

૮ જગતમાં અદના ભગલાથી તે માનવાતા જેવા હાકેમ સુધી મૂર્ખ કે પંડિત, સર્વ ધન પાછળ લાગેલા છે. તેમાં કોઇ નીતિસર ને કોઇ ખટપટ, કપટ ને પ્રપંચથી. પર કંચન કે કામનીને માટી તુલ્ય ગણનાર વિરલા સંત કોઇકજ હશે. જો નીતિથી ધન મળે, ને તેમાં કદી પરોપકારની હિંમત ન થઇ, તો પણ જીવનું કલ્યાણ થવામાં કાંઇ બાધ નથી. પણ અનીતિથી પેદા થયેલામાંથી કદી પરોપકાર કર્યો, તો પણ કલ્યાણ થવામાં બાધછે ખરો. એકનું

કપટથી છિનવી બીજાને આપવા દયાળુ થવું, એમાં પુણ્ય કરતાં પાપ વધારે છે. ને તે બને વારા ફરતી ભોગવવાં પડવાનાં. માણુસ ગમે તેમ કરીને ધન મેળવવા જાય, પણ અંતે ઈશ્વરને આપવું હોય, તેટલુંજ મળે કે રહે. દુનિયાંમાં ઘણાએ લખેશ્રી ને તેથી પણ વધુ માયાવાળા છે. પણ બધા કંઇ રૂડો ભોગ કરી શકતા નથી. જેવી આવક તેવુંજ સપાત્રે ખર્ચાય, તોજ ધન મળ્યું પ્રમાણુ છે. ઘણાને હાથ ધન આવે છે, પણ તે તો જાણે તેના સંગ્રહી કે રખેવાળ હોય, તેમ અનામતં મૂકી મરી જાય છે. ખોટાં કામથી ધન ભેગું કરી મરી જવું, તે શું મૂકી જવાનેજ કે? વળી કેટલાક ધારે છે, કે મને જો ઈશ્વરે ધન કે રાજ આપ્યું હોત, તો હું ઘણાને સુખી કરત. પણ એમ ધન કે રાજ વારસામાં તો શું? પણ દૈવગતિથી કેટલાકને નથી મળતાં કે શું! કોઇને સસરાનું, કોઇને પિત્રાઇનું, કોઇને બહેનનું, કોઇને મોસાળનું, કોઇને ભોંયમાંનું, કોઇને કોઇ રીતે ને કોઇને કયા સંબંધે, એમ ઘણા જન ઓચિંતા નસીબદાર થઇ પડે છે. છતાં તે બધા પછી શું રૂડાં કામ કરી નાખે છે? ઉલટા તેઓ પ્રથમ જરાએ ઉદાર હોય છે, તેના બદલે ઢગલો દેખી વધારે કંજુસ ને ચીકીઆ થાય છે. પૈસાનો સપાત્રે વપરાસ કરવો, એ સમજુ ને હિંમતવા-ળાનું કામ છે. ખોટાં કામના ધનથી પરોપકાર કરવો, તે કરતાં તે બને નહિ કરે તો સારૂં છે. જો ધન મળેથી સારાં કામ કરવા ઇચ્છા હોય, તો તે મેળવવા ખોટાં કામ કરેજ શું કરવા? આ અવતારે ગમે તેવી હાલત છે, પણ આવતા અવતારે સુખ મળે તો સારૂં, એમ ચહાય તો તે ખોટાં કામ કરેજ નહિ. ઠગાઇ કરવી, સામાને ધૂતવું, મળેલી થાપણો ઓળવવી ઇત્યાદિ કરીને મોટી ખ્યાતી મેળવવા નાતમાં વરા કરવા, મદ કરવો, એમાં સુકૃત માનવું, એ કયા ડહાપણની રીત? જો આ અવ-

તારે ગરીબ હોઇએ, તો ધન માટે કપટ કે કુકર્મ કરવાને તથા તાલેવંત હોઇએ, તો તેથી વિષયાનંદ ભોગવવાને, દંભીપણું બતાવવાને, ગરીબોને નડવાને કે વધારે લોભી થવાને આ જગતમાં આવ્યા નથી, પણ જેમાંથી આવ્યા તે પરમાત્માને ઓળખવાને ને પાછા તે મુક્તિધામમાં જવાને મુસાફર તરીકે આવ્યા છીએ. માટે એવાં કંઇ દયાનાં સુકૃત કામ કરો કે, જેથી ગરીબ હોય તો બીજે ભવે તેનો સંતાપ ન રહે, ને તાલેવંત હોય તો ગરીબ સ્થિતિ ન થાય નહિ તો પછી કોઇ કાળે જેમ બધાં દુઃખ એક અંગમાં પેઠેલાં એવા કેટલાક જોઇએ છીએ, તેવું થશે. માટે ધન મેળવવાનાં સદ્વિચાર રાખવાથી સુખ થશે.

૯ કેટલાક એમ ધારે છે કે, "મુઆ પછી થનાર હોય તે થાય. દુનિયાંમાં મેળવ્યું, ને ખાધું પીધું તેજ ખરૂં. ને તે માટે હરેક રીતે પૈસો પેદા કરવો; અહીં હાલ દુઃખ ભોગવીએ, ને મુઆ પછી સુખ થાય છે, તેની કોને ખબર છે." આવા તુરંગો કરી ગમે તેવું કામ કરવા કર્મ ભયથી ડરતા નથી, ફક્ત સરકારથી ડરે છે તેજ. આ વાતનો ખુલાસો એવો છે કે, સકળ વસ્તીમાં મુઠીભર ચાર્વાક જેવા નાસ્તિકો તથા છેક જંગલી સિવાય પૃથ્વીના તમામ લોકો શું હિંદુ, મુસલમાન, ક્રિશ્ચિયન કે પારસીઓ એમ તો કહે છે કે, દુનિયાંમાં નેકી કરવી. માણસે કરેલું કર્મ ભોગવવું પડે છે. મુસલમાનો કહે છે કે "એક દહાડો કયામત (ઇનસાફ)નો આવશે, ને તે દહાડે સર્વ મુએલાં પોતાના દેહ સાથે કર્મનો જવાબ દેવા ઘોરમાંથી જીવતાં થશે. તેમાં નેકી વાળાને જીનત ને પાપીને તેનું પાપ પૂરું થતા સુધી આગમાં નાંખશે." હિંદુઓ કહે છે "મુઆ કે તરત કર્મ પ્રમાણે કોઇ પણ યોનિમાં અવતાર થાય છે." આથી સ્પષ્ટ સમજાય છે કે, જો ભોગવવું પડે છે, તો કપટ કે અયોગ્ય કામ કરીને કોઇ માણસને સંતાપવો ન

જોઇએ. માણસ એકનું એક છે, પણ જુદે જુદે સ્થળે ભિન્ન ભિન્ન જ્ઞાન ઉપજે છે. સ્મશાને સ્મશાન જ્ઞાન (વૈરાગ્ય), મંદિરે તથા ધર્મ સમાજોમાં ને સત્સંગે હરિજ્ઞાન તથા ભક્તિભાવ આવે છે. બજારે ધૂર્તતા ને લોભ, નાતમાં મોટાઇનો જુસ્સો, રાજદરબારે અભિમાન વગેરે. પણ પાછા ઘરમાં આવ્યા કે, મન માયામાં લપટાય છે. ને સંસારનું ગાડું હતું, તેમનું તેમ ખરડાયેલું રહે છે. ને મન પળમાં કંઇ તર્ક ને પળમાં કંઇ તર્ક કરતું ભમ્યાજ કરે છે. કહ્યું છે કે—

## दोहरो.

मन ढोंगी मन धूर्त्त छे, मन गेगळ मस्तान;
मन समजे तो मित्र छे, नहीं तो शत्रु समान.

મન ઘડીમાં આકાશ જાય, ઘડીમાં પાતાળ જાય, ઘડીમાં સારા વિચારમાં પેસે, ઘડીમાં નરસામાં. તો તે નરસા વિચારમાં ખોટું ન થાય, માટે એક કવિ કહે છે કે,

मन जाय तो भले जाय, मत जानेदो शरीर,
बिन थोथेकी कामठीसे, क्युं लगेगो तीर.

૧૦ આ રીતે માયા બંધનના વિચારોમાં માણસની ઉમ્મર પાણીના રેલાની માફક ચાલી જાય છે. પણ કોઇથી શુદ્ધ માર્ગ ઉપર આવી શકાતું નથી. લગભગ ૨૦ વરસ સુધીની ઉમ્મર તો સાધારણ રીતે પસાર થઇ જાય-છે. પણ પછી તો જંતુ જેમ કરોળીઆના જાળામાં ફસાય છે, તેમ માણસ ભવાબ્ધિની માયારૂપી જાળમાં એવો ફસાય છે કે, તે ૫૦ વરસનો થાય છે, તો પણ તેમાંથી નીકળી શકતો નથી. આટલી ઉમ્મરે પણ તેના શુધ વિચારો થતા હોય, તો બહુ સારૂં કહેવાય. કારણ કે ઉમ્મર આપણે ઘણામાં ઘણી ૬૫–૭૦ વરસની ધારીએ, તો પછી જીવવાની ઉમ્મર થોડીજ રહી ગણાય. સરકારી

નોકરી તેના નોકરો ઠપકા તથા પેનશનની આશાએ સારી કરે છે, ને તે આશા તો ૩૦ વરસની લાંબી મુદ્દતને માટે રાખવી પડે છે. આટલી બધી લાંબી મુદ્દતે પણ પેનશન મળશે; એવી આશાથી (પણ પછી વચમાં જી-વ્યા ન જીવ્યા કે શું થાય તે તો રામ જાણે) નોકરી સારી કરે છે. તો ૫૦ વરસની ઉમ્મર થયા પછી માણસને પ્રભુના ઘરનું પેનશન કર્મ પ્રમાણે સર્વને થોડીજ મુદ્દતમાં મળવાનું છે; તેમ છતાં સારી કરણીથી ન ચલાય, એ કેટલું દુર્ભાગ્ય છે? સૌ કોઇ જાણે છે કે, મનુષ્યાવતાર સર્વ પ્રાણીઓ કરતાં શ્રેષ્ટ છે, ને ફરી મળવો અતિ દુ-ર્લભ છે; માટે મનુષ્યાવતારમાં જો ભૂલ્યા, તો લખ ચો-રાસીમાં ડુલ્યા જાણવું. મનુષ્ય ગમે તેટલો દુઃખી હશે; ને કંઈ કંઈ કડાપાના ઉભરા આવતા હશે, તો પણ કંઇક તે સ્વતંત્ર છે, ને બીજાં પ્રાણી પરતંત્ર છે. માણસને પો-તાને થતું દુઃખ બતાવવાને વાચા છે, ને બીજાં પ્રાણી બિચારાં મુંગે મોઢે દુઃખ ખમ્યાજ કરે છે. મુંબાઇમાં ત્રા-મંવના ઘોડા, ભાડુતી ગાડીઓના ઘોડા ને બળદ, ગામડા-માં કંગાળ ખેડુતોનાં ઢોર, બાજીગરના સાપ તથા બીજા જીવોને જે દુઃખ પડે છે, તે જોતાં દયાળુનાં મન ભેદાઇ જાય છે. ત્યારે ઈશ્વરના ઘરના પેનશનમાં કદી આવો અ-ધમાવતાર થયો, તો પછી શી વલે થશે? સુખી થવાની આશાએ માણસો નીચ કર્મ કરે છે; પણ પછી તેના પા-પથી આવા અવતારે જે દુઃખ થશે, તે મુંગે મોઢે કેમ ખમાશે? માટે એવાજ કારણથી હાલ જે સુખ દુઃખ થાય છે, તે ખમીને રહીએ, તો આત્માનું કેટલું ભલું થાય? ગીતામાં કહ્યું છે કે, "માણસ જેમ જૂનાં ને મેલાં કપડાં ઉતારી નવાં ને ચોખ્ખાં પહેરે છે; તેમ આત્મા એક દેહને છોડી બીજા દેહમાં ધારણ થાય છે," એટલે એક ઠેકાણે મરણ થયું કે, તરત બીજે ઠેકાણે તૈયાર થઇ રહેલા ગ-

ર્ભમાં તે જીવ સંચરે છે. આમ છતાં ૫૦ વરસની ઉમ્મર પછી કંઇ દશેક વરસની જીંદગાનીમાં પણ ન સમજાય, એ કેટલી કમબખ્તી? આ ઉપર આત્મા શુભેચ્છકોએ ખ્યાલ કરી એવી રીતે વર્તવું કે, જેથી અંતરયામી અંતે સારો બદલો આપે ને સુખ થાય.

દોહરો.

તજો કપટ અભિમાનને, ચોરી ચાડી જૂઠ;
તો બીજા જન્માંતરે, દુઃખ ન આવે પુઠ.

૧૧ કોઇ ઉપલી વાતને અનુસરે છે, ને કોઇ મુવા પછી જીવને કર્મ પ્રમાણે સ્વર્ગ, નર્કની પ્રાપ્તિ થવાનું કહે છે. ગમે તેમ પણ કંઇ હોવું જોઇએ. નહિ તો રાજા વગરના રાજ જેવી જગતની હાલત થાય. એ માટે દગલબાજી કરવી છેવટે લાભકારી નથી. "દગા કિસકા સગા નહિ, નહિ કિયા હે સો કર દેખો, ઇતને· માલુમ હોગા." એવા સખુનોથી એક ફકીર કોઇ ગામમાં રોજ સવાલ નાખતો હતો. આ બોલોને અજમાવી જોવા એક મુસલમાન ઓરતે લાડવાની અંદર કંઇ ઝેર ઘાલી ફકીરને આપ્યો. તે ફકીરે પોતાની દરગામાં રાખ્યો. વાત એવી બની કે, પેલી સ્ત્રીનો ધણી બીજે ગામ ગયેલો, તે ઓચિંતો ત્યાં આવી ચડયો. ફકીરે મુસાફર જાણી લાડવો તેને આપ્યો, જે ખાતાં બિચારો ગત થઇ ગયો. આ વાત પછી તે સ્ત્રીએ જાણી, એટલે મુંગે મોઢે રોઇને રહી, ને બોલી કે મારો દગો મને નડયો. વળી એક વાડવ કોઇ રાજાને ત્યાં ટેલ નાખતો હતો. આ વાતમાં હજૂરના હજામે અદેખાઇ કરી લાગ જોઇ રાજાને એવું ભરાવી દીધું કે, તે ટેલાઆ ઉપર રાજાએ ગુસ્સે થઇ તેને મારી નાખવાની ચિઠ્ઠી આપી કોટવાલ પાસે મોકલ્યો. તે વખત તે વાળંદે તેને ફસાવી જાણે કંઇ ઇનામની હશે, એવું ધારી પોતે લઇ લીધી. લઇને કોટવાલ પાસે જતાં હુકમ મુજબ કોટવાલે

તેને ગરદન માર્યો. આ રીતે દગાનાં ફળ ઘણાં ખરાબ છે, તો પણ જે દુષ્ટ છે, તે તેવી ઘાલમેલ કરવા ચૂકતા નથી.

૧૨ સદાચરણીને નેકીના ભક્ત વખતે ઘણી વાર કપટીઓથી ફસાઇ પડે છે. તેઓ ભલા હોવાથી સામાને પણ ભલા દેખે છે, તથા ધારે છે કે, સામો માણુસ શું આપણને ઠગી જશે? આવા વિચારથી યુધિષ્ટિરે જાણ્યું નહિ, કે જુગટામાં જૂઠ છે. ગૌતમે જાણ્યું નહિ કે, કુકડામાં કપટ છે. રઘુપતિએ જાણ્યું નહિ કે, સિતાનું હરણ કરશે તેમ સિતાએ જાણ્યું નહિ કે, ભિક્ષાએ આવેલો સન્યાસી કૂડો કાળ છે. વગેરે જ્ઞાનીઓ જે ફસાયા, તે શું ફસાય એવા હતા. પાંડવોએ સહદેવને પૂછીને કામ કર્યું હોત, તો તેમને ઘરમાંજ બતાવનાર હતા. પણ કોઇ ઠગશે, એવી વાસના તેમના મનમાં આવતી નહિ. મૂળમાં કપટીઓ કપટમાં જરા સુખી જેવા થાય. પ્રથમ તેઓ બીજાને હેરાન કરે છે, પણ પછી તેના પાપથી પોતે ઘણા દુ:ખી થયા વગર રહેતા નથી. ગુણી જનો કંઇ ભોળા ભાવ પર રહે છે. ભોળપણ સદ્‌ગુણોમાંનો એક ને કપટ દુર્ગુણોમાંનો એક ગુણ છે. ને તેથી શિયળ ને બકરાની વાત લખનાર વિદ્વાને કપટ કરતાં ભોળપણ સારૂં, એમ કહ્યું છે. પણ તે કેટલું રાખવું કે, આપણે કોઇને ઠગવું નહિ, ને બીજાથી ઠગાવું પણ નહિ. આમ ન કરતાં લોભાદિ કારણથી સામાને દુ:ખી કરવા કપટના ઉપાયો કરે, જાહેરમાં મોટાં ભાષણો આપે, સભાના મેમ્બરો થાય, ને પોતાના વિકારી જોસ્સાને દબાવી ન શકે, તથા પ્રપંચો રચે, તો તેની કાબેલીઅત ને વિદ્યા ઝાંખાં થઇ પડે છે.

૧૩ ખરૂં છે કે હણવા આવે, તેને હણવો, એમાં કંઇ દોષ હોય, એમ લાગતું નથી. કહ્યું છે કે;

હણુંતાને હણવો, એમાં દોષ ન ગણવો,

એવી કહેવત કહેવાય, સર્વે લોકમાં મનાય.
નિર્દોષિત હણાય, પાપ તેનું તો ગણાય,
નહિ કદીએ છુટાય, નર્ક મધ્યે જવાય.

ઈશ્વર પ્રત્યે જોતાં તો સામો માણસ ગમે તેવું આળ કરે, તો પણ ભલાએ ભલાસ છોડવી નહિ. કેમ કે વિદ્યા, સમુદ્ર જળ, ને આકાશનો જેમ પાર નથી, તેમ ભલપણનો પણ પાર નથી. પણ દુનિયાંની રહાવટે ચાલતાં દુષ્ટને માટે ભલપણુ રાખી શકાતુ નથી. આતતાયી[1] વડીલને પણ તજવો, કારણ તેવાને તજવાથી ને જેવાની સાથે તેવા થવાથી લોકમાં અન્યાય કહેવાતો નથી. પણ ઉલટા દુર્જનો ડરે છે, ને ફરીથી બીજાનું ભૂરૂં કરવા હિમત કરી શકતા નથી. કોઇ આંખમા આંગળી ઘોચવા આવે, તો તે કરડી ખાવામાં બાધ નથી. દયા કરવાની જગાએ હર વખત દયાજ કરવી, પણ જેને મૂકતાં ગરદન કાપી નાખે, એવો હોય, તેને તો શિક્ષા આપવીજ જોઇએ. રસ્તે જતાં જંગલમાં લૂટારો લૂટવા આવ્યો, તેને આપણાથી બની શકે, એવું હોય, તો પણ જવા દઇએ, તો તેના મનમાં દયા આવવાની નથી, તે તો આપણી પાસે એક લૂગડું પણ રહેવા દેવા તાકશે નહિ. વળી વિચાર પણ નહિ કરે, કે આ માણુસ કેટલી ઉમેદે આ માલ ઘેર લઇ જતો હશે. તો પછી તેને માટે ઘટતું કરવામાં પાપ નથી. તેજ પ્રમાણે વેપારમાં પણ છે કે, ભાવ તાલ કરી ચોખ્ખી કિંમત આપતાં પણ કોઇ દગો કરે, તો પછી તેને નુકસાન કરવામાં હરકત શાની! લુચ્ચો મળે, ત્યારે ભલાને લુચ્ચાઇ કરવી પડે. બાકી સ્વાર્થ જાણી કોઇ જગાએ કપટ કરવું નહિ. જે માણુસ બીજા સાથે કપટ કરતાં નથી, તેઓને

---

૧ આગ લગાડનાર, ઝેર દેનાર, શસ્ત્રથી મારનાર, ધન હરી જનાર, પારકી જમીન દબાવનાર, ને પારકી સ્ત્રીને લઇ જનાર એ છ આતતાયી છે.

જે દુઃખ દે, તે પાપથી ન છુટતાં નર્કને પાત્ર થાય. ચોર ખાતર પાડવા ઘરમાં પેસે, તો તે કેમ સહન થાય? આવી વેળા તદબીરથી કામ લેવું જોઇએ. જેમ એક વાણીઆએ ઘરમાં પેઠેલા ચોરને લાલચમાં નાખી "બહુ તાતણુ બગાડ્યો" એમ બૂમો પાડતાં સૂતરની જાળમાં ફસાવી પોલીસવાળા કને પકડાવી શિક્ષા કરાવેલી કહેણી ચાલે છે. કપટીઓ સામાના સુખનો નાશ કરી તેના તન મનને દુઃખી કરનારા છે. કેટલાક ઘણા ભલા હોય છે, ને કદી કપટ કરવાનું ધારતા નથી, ને કરનારનો ધિક્કાર કરનારા હોય છે, તો પણ કામને પ્રસંગે તેમને એવા મળે છે કે, તેમને લીધે તેઓને કપટ કર્યાં વગર ચાલતું નથી. પાંતીના વેપારમાં એક ભાગીઓ કપટ કરી ઉચાપત કરે, તો બીજાને લાઇલાજે તેમ કરવું પડે છે. કોઇ વખતે એક વાણીઆએ વોહોરાની પાંતીમાં લોઢું, સાબુ ને કંકાડીનો વેપાર કરેલો, વાણીઓ ભલો ને પરગામ રહેનારો ને વેપાર બધો વોહોરાજી હથુ ચાલે. પણ તે જાતે કપટી, તેથી તમામ માલ વેચી ખાઇ નાણું ઉચાપત કરી તેની ઠાઊકી જબાનમાં વાણીઆને લખ્યું કે, "સેટજી આપના વેપારમે બહુ ખોત આવી છે, ને પાઈ એક મીલી નહી. કારન કે લોરૂં ચુહા ખાઇ ગીઆ, સાબુ સરી ગીઓ, કંકોરીમાં કીરા પરા. આથી તે શોકાતુર થયો, પણ જાણ્યું કે, હાલ જો તેના પર તગાદો કરીશું; તો તેણે દાનત બગાડી છે; તેથી કાંઇ વળશે નહિ. માટે લાગે વાત. એમ સમજી જાણે તેનું લખવું માન્ય કર્યું હોય, તેમ ડોળ બતાવ્યું. પછી ઘણે દહાડે પોતાના ઘેર વિવાહ ટાણે તેનાં બૈરાં છોકરાંને તેડાવ્યાં. વોહોરે જાણ્યું કે, વાણીઓ ભોળો છે, ને બધું ભૂલી ગયો છે. તેથી તેણે ભારે ભારે દાગીના પહેરાવી મોકલ્યાં. વાણીઆએ આ લાગ જોઈ આપેલા મુકામમાં ખાતર પડવાનો પેચ કરી બધા દાગીના ઠેકાણે

કરી દીધા. વોહોરાજી તપાસ કરવા આવ્યા, ત્યારે તેણે જે-વું લખ્યું હતું, તેવો તેણે જવાબ આપી ઉડાવ્યા; એટલે વોહોરાજી પાંસરા થયા. આ રીતે લાગે સમયસૂચકતા વાપરી કપટીને પેસ પહોંચાડનાર મળે છે, ત્યારેજ તે ઠેકાણે આવે છે. પરંતુ એવો પેચ જેને આવડતો નથી, તે બિચારા દુષ્ટ કપટીના નામ પર રોઇને રહે છે. કેમકે લડવડે તો તે તેમને પહોંચી શકતા નથી. આને લગતા પુરાણ દાખલા પણ એ છે જે, અહિલોચન નામે દૈત્ય કૃષ્ણને મારવા ફરતો હતો, તો કૃષ્ણે તેને ફસાવીને માર્યો છે. વળી બળદેવની દીકરી સુરેખાની સગાઈ અભિમન્યુ વેરે કરી હતી. પણ પાંડવોને વનવાસ જવું પડયું, ત્યારે દુર્યોધને બળદેવને ભોળવી તે તોડાવી પોતાના દીકરા લક્ષ્મણ વેરે કરાવી. આનું ફળ એ થયું કે, જ્યારે તે જાન લઇ દ્વારિકાંમાં ગયા, ત્યારે ગટોરગચ્છે માયા કરી એટલું બધું દુઃખ ને નુકસાન કર્યું કે, તેના ખર્ચ બદલ રાજનો કેટલોક ભાગ બળદેવને લખી આપી નાણાં ઉપાડયાં, ત્યારે છુટી ઘેર આવ્યા. તોપણ તે કન્યા તો તેને હાથ આવી નહિ, ને બેસુમાર દુઃખ ભોગવી ઇજત ગુમાવી તે જુદી: માટે કોઇના પણ ઘેર કન્યાની કરેલી સગાઇ તોડવી, અથવા કોઇએ તેની આશા રાખીને તોડાવવાની ઉસકેરણી કરવી, એ ઘણું પાતકી, દુષ્ટ ને બે ઇજતવાળાનું કામ છે. ઇશ્વર એવા પાપીપર ના રાજી રહે છે. માટે જે પાપી બીજાનું ઘર ભગાવે છે, તેની કેવી વલે થશે? એ દુર્યોધનાદિ કૌરવો બીજી રીતે પણ ઘણું દુઃખ પામ્યા છે, તેનું કારણ ને બીજાને હણવા જતાં હણાયા છે. પાંડવોને રાજભાગ આપવા માટે કૃષ્ણે વિષ્ટિ કરી. છેવટ પાંચ ગામની માગણી કરી, તે પણ તેણે માન્યું નહિ; પણ ઉલટો તેમનો નાશ કરાવવા ધારતો હતો. આથી સંગ્રામ સળગ્યો. એટલે બેઉ કૃષ્ણને પક્ષમાં લેવા તેડવા ગયા. તે વેળા કૃષ્ણે કહ્યું કે એકની

તરફ હું આવીશ, ને બીજાને મારૂં સૈન્ય આપીશ. મને લઇ જશે, પણ હું કંઈ હથિયાર ધરવાનો નથી. આ વેણ સાંભળી દુર્યોધને ભૂલ ખાઇ સૈન્ય માગી લીધું. ને કૃષ્ણ પાંડવ તરફ રહ્યા. પછી દુર્યોધન તેના ગુરૂ બળદેવ પાસે ગયો. બળદેવે તેને ઠપકો દીધો કે, તું ઠગાયો. વગર હથિયારે પણ કૃષ્ણને લાવ્યો હોત, તો તારો જય થાત. પછી બળદેવે તેને પોતાનો શિષ્ય જાણી દયાથી તેની પક્ષે જવા કબુલ કીધું. તે વખત કૃષ્ણે તેને એવી કોઇ બ્રહ્મહત્યાનો વહેમ ઘાલી દીધો કે, તેથી મુકત થવાને તેને એકદમ યાત્રાએ જવું પડયું; એટલે દુર્યોધન ત્યાંથી પણ નિરાશ થઇ પાછો ગયો. દુર્યોધનના અન્યાયને લીધે ને પાંડવો કૃષ્ણને પૂર્ણ ભક્તિ ભાવે વળગી રહ્યા, તેથી કૃષ્ણે પાંડવોને વારંવાર સહાયતા આપી છે. નહિ તો કૃષ્ણને દુર્યોધન પર કંઇ વેર ન હતું. પાંડવો ગમે તેવા અજીત બળિયા હતા ખરા, પણ કૃષ્ણની પૂર સહાયતા ન હોત, તો કૌરવ પક્ષ એટલો બહોળો બળિષ્ટ હતો કે, પાંડવોનું મૂળ કાઢી નાખત. તેમના પક્ષમાં ગંગેવ, કર્ણ, કૃપાચાર્ય, દ્રોણ ને અશ્વત્થામા વગેરેની વિદ્યા ને બળની અવધિ ન હતી, પણ દુર્યોધનની નિષ્ટા હલકી, એટલે પાંડવોને હણવામાંજ તત્પર રહેતો. તેના અધર્મથી પ્રથમ પાંડવો ને પછી પોતાને પોટલે પોટલા દુઃખ પડયાં છે. પાંડવો ધર્મનિષ્ટ હતા, તેથી તેમનાં દુઃખ સાંભળી આપણને દયા આવે છે, પણ કૌરવો તેવા ન છતાં તેમનાં દુઃખ સાંભળી આપણું મન વ્યગ્ર થયા વગર રહેતું નથી. પાંડવોને ઘણાં દુઃખ પડયાં, પણ સત્ય ને ભકિતભાવ ન છોડવાથી કૃષ્ણે તેમનાં સર્વ કામ સિદ્ધ કરી આપ્યાં છે. આટલું બધું કૃષ્ણે પોતે પાસે રહીને થવા દીધું, તેનું કારણ એજ કે, તેઓ નિરઅપરાધીને હણવા જતા, માટે તે હણાયા છે. રામાયણમાં પણ આવા દાખલા છે, ને આ પુસ્તકમાં પણ તેવાજ આપ્યા છે. માટે હણવા આવે, તો તેની ખબર યોગ્ય રીતે

એવી ખોટી નથી. વળી જે પ્રત્યક્ષ વહાલો થવા આવે ને પરોક્ષ માઠું બોલે, તેવા કપટી મિત્રને તજી દેવો. પરંતુ લોભ કે ઇર્ષાથી કપટ કરી કોઈને હણવા જશો, તો પોતેજ ઉપરની રીતે દુઃખી થશો. કોઇને નાહક હેરાન કરવામાં નફો નથી. કૌરવોના કામને લોકો ના પસંદ કરે છે, ને પાંડવોના કામને લોકો બોધરૂપ માને છે. તેઓએ દુઃખ ભોગવ્યું, પણ સત્ય ને સદ્ગુણ ન છોડવાથી લોકોમાં તેમનું રૂડું નામ રહ્યું છે, દેહ મરે છે, પણ આવી ઉજવળ કીર્ત્તિ મરતી નથી. આ વિચાર અંગ્રેજોમાં ઘણો રહેલો છે. કપટ ને કુસંપનાં ઝેરી ઝાડ કૌરવોએ રોપ્યાં, તો તેનાં ફળ તેમને તેવાંજ કડવાં મળ્યાં છે; એટલે આખા કુળનો સદંતર નાશ કરાવી નાખ્યો. માટે પ્રભુથી ડરીને ચાલવું. હારની હાયે રહેમ, સઘળી વાતે ખુશાળ ખેમ.

14 કોઈ માણસને તેની આખી વયમાં ષડ્રિપુ (કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર) ઉત્પન્ન નહિ થયાં હોય, એવું કોઇ પોતાને માટે કહી શકશે? તેમાં વળી ક્રોધ ને મત્સર વડે થઇ આવેલા અગ્નિ રૂપ ગુસ્સાને પ્રદિપ્ત કરવા જેણે કપટ રૂપી ઘી હોમ્યું હશે; તે ચાંડાળરૂપ ભયંકર થઇ પડે છે. શંકરાચાર્ય જેવાને એક ચાંડાળણીષર રસ્તે જતાં જરા ક્રોધ થવાથી તે વિષે પાકો અનુભવ થયો હતો. મુનિઓ બોધ વચનમાં કહે છે કે, ક્રોધ ખરેખરો ચાંડાળ રૂપ છે, માટે તેને દબાવી દેવા નિર્મળ વિચારો રૂપી પાણી નામવાથી ને તે માટે સત્પુરી પકડવાથી બહું સારૂં ફળ થાય છે. આવા અક્રોધી યુધિષ્ટિર, જનક ને વશિષ્ટ જેવા થોડાજ થતા હશે. એવું કહેવાય છે કે, શાંત ગુણમાં ગુરૂ વશિષ્ટ સર્વોત્તમ છે; એટલે વિશ્વામિત્ર રાજાએ તેમના સો પુત્રો મારી નાખ્યા; તોપણ તેમને ક્રોધ થયો ન હતો. ક્રોધ એટલે ગુસ્સો દરિયાના જુવાળ કે હલદીના ઉછાળા જેવો છે. એ બેને જો ખાળી શકાય, તો ગુસ્સો અટકાવી શકાય. તે અટકાવવાનો એકે રસ્તો ન-

થી. ફકત એજ છે કે ગુસ્સો થતાં કોઇને કંઈ કહેવું હોય અથવા લખવું હોય, તો બે ઘડી પછી તે કરવાની ગમ ખાવી. બે ઘડીની ગમ ખાતાં તમે પોતાને કે સામાને નુકસાન કરતાં અટકશો. ગુસ્સો સમતાં બીજાને શું કહેવું, તે ખરૂં સૂઝશે. ગુસ્સાને વશ થવાથીજ કોઇ પોતાના અમૂલ્ય પ્રાણનો નાશ કરી નાખે છે. માટે બે ઘડીની ગમ ખાતાં તેઓ પોતાના જીવનો વખતે બચાવ કરી શકશે, એમાં શક નથી. ને તેમ થતાં આવાં પુસ્તક વાંચ્યાનો બદલો સારી રીતે મળ્યાનો અનુભવ થશે. ગુસ્સો બે ઘડી પણ દાબવો અશકય છે. એ તો પૂરા શાંત ગુણ સાથે ઇશ્વર કૃપા હોય, તોજ બની શકે ધુમાડાનો ગોટો છુપાવાય, તો ગુસ્સો દાબવાની ગમ ખવાય. ક્રોધી માણસથી અનર્થ થઇ જાય છે. કોઇ મોટા કે નાના ભલાને ક્રોધ થતો ન હોય, તોપણ સીધો ચાલતાં તેને સતાવીને, ચાડી ચુગલીઓ ભરાવીને ક્રોધી કરવો, ને તેથી માઠું ફળ થતાં વાંક કાઢી દોષિત ગણવો, એ પણ ખરા દુષ્ટનું કામ છે. ક્રોધ સાચવવો કઠણ છે. ઋષિ સરખાને પણ તામસ થતો, ને તેથી તેઓ બીજાને ઝટ શાપ દેતા નારદ જેવાને પણ ક્રોધ થતો, ને તેથી રાજા સરખા પણ ડરતા. કૃષ્ણે પણ ઘરમાં કહી રાખેલું કે, નારદ આવે, તો મજાક કરતાં નહી, નહિ તો ક્રોધથી શાપ દેશે. આવા છતાં તેમનું વચન પળતું, એ તેમનામાં સત્ય હતું, માટેજ વચન પ્રમાણે થતુ હોય, એમ જણાય છે. ગમે તેમ પણ ક્રોધ અધમ ગુણ છે. તેથી પોતાને અને સામાને બંનેને દુઃખ થાય છે, માટે ક્રોધનો ત્યાગ થતાં ઘણો ગુણ છે, તે વિષે છપ્પો.

ક્રોધ કરો નહીં લેશ, ભલું જો મનનું ઇચ્છો,
ક્રોધ કરો નહીં લેશ, સ્થિરતા મનની પ્રીછો,
ક્રોધ કરો નહીં લેશ, નહીં પસ્તાવો થાશે,
ક્રોધ કરો નહીં લેશ, માન મરજાદા રહેશે,

વળી ક્રોધ તજવા થકી, ગુણ થશે તે કેટલો!
દામોદર જીભ્હા થકી, કહી શકે શું એટલો!

૧૫ અમુક પાકી વયનાં માણસો જોતાં તેમાં બધી રીતે ચોખ્ખાં તો દશાંશ પણ નીકળવાં કઠણ. કોઈએ વખત પર સત્ય સાચવ્યું હશે, ને વખતે જૂઠું બોલ્યા પણ હશે. વખતે પોતાની સ્વપત્નીની સિવાય બીજી માટે શિયળ પાળ્યું હશે ને વખતે ભૂલ ખાધી પણ હશે. વખતે પેટને અર્થે સહેજસાજ કપટ કર્યું હશે ને કદી પ્રભુથી ડર્યા પણ હશે. આવું તો ઘણા ભાગને માટે ધારી શકાય છે. તોપણ તે સહેજસાજ હોવાથી જાહેરમાં ખરાબ ગણાતા નથી; પણ જેઓ અનર્થનાં કપટ કરી સામાની આંતરડી કકળાવે છે, તેઓ તેમાં નીચ કર્મોથી જાહેરમાં આવે છે. બીજાને સંતાપ થાય, એવું કરનારા હિંસારી પશુઓથી પણ હલકા છે. માટે પતિતપાવન પ્રભુને યાદ કરી સર્વનું સારૂં તાકવું, એ પોતાનું ભલું કીધા બરાબર છે, બીજાનું બૂરૂં તાકીને સુખી થવાની આશા રાખવી નહિ. જ્યારે સગાઓમાં કે બીજા સાથે તકરાર પડે છે, ત્યારે બેઉ હલકા પડે છે, ને તે સ્વરૂપ વધે છે, તો કોરટો સૂધી જાય છે ને વકીલ બારીસ્ટરોની મદદ લેછે, પણ ત્યાં વાંદરો, બિલાડીઓને રોટલો વહેંચી આપતાં ટાકું મોં રાખીને બધો ખાઈ ગયો, તેમ તેમના પૈસાનું થાય છે, ને રખડીને કાયર થાય છે, ત્યારે છેવટે માંહોમાંહે સમજે છે. તે કરતાં પ્રથમથીજ મોટું પેટ રાખી તકરાર ન થાય એમ કરે, તો કેવું સારૂં! કોઈ એવો હોય છે કે, પોતે સુખે બેઠા છતાં મૂર્ખાઈથી તકરાર ઉઠાવી દુઃખી થાય છે.

૧૬ એવું કહેવાય છે કે, માણસ શું ન કરી શકે! એક જીવ મૂકવા કે તેને લંબાવવા સિવાય ઈશ્વરે બનાવેલા પંચ તત્વોનું તાત્પર્ય શોધી એક બીજાનો સંજોગ કરી આંખ તથા કાનને અનેક વિચિત્રતા પમાડે, એવાં અદ્ભુત કાર્ય

કરી શકે છે. એક રીતે જોઇએ, તો મનુષ્ય જાણે નિર્માલ્ય ને તેનાથી શું બની શકે? શરીરના બાંધામાં તો પશુ વગેરે-થી રાંક છે. પણ બીજી રીતે જોતાં એવો બળવાન્ છે કે આકાશમાં પણ માથું મારી શકે છે. આ રીતના બે પક્ષ જોતાં કાઈ માણુસો અમૂલ્ય ને કોઇ ટકાના તેર જેવાં દે-ખાયછે. ને તે ઉત્પન્ન થતાં માણસોને તેમનાં કાર્યોથી ખા-તરી થાય છે. આ રીતનો માણસ તેની તર્કશકિત આડે માર્ગે વાપરે તો, એવાં કામ ,ઉપજાવે કે જે પંઝામાં આવ્યો, તે તરાહે તરાહે પોકાર્યા વગર રહે નહિ. સારૂં કિંવા માઠું સર્વ કામ માણુસ જાતજ કરી શકે છે. તેથી તેને માટે "કાળા માથાનો માનવી તે શું ન કરી શકે? એમ કહેવામાં આવે છે. હવે માણસો મોટા કે નાના હોઇને કપટ, લુચ્ચાઇ, કે અનીતિથી ચાલી સામાને દુ:ખ દેછે. તથા એદીપણામાં વખત ગુજારે છે, તે ટકાનાં તેર જેવાં છે, ને તેવા જગત્‌માં ઘણા છે. પણ જેઓ ગુણનિધિ ને ઇશ્વર ભકત છે, જે નીતિથી પોતાનું ભલું કરી પછી બનતી રીતે બીજાનું ભલું કરવા દયાળુ કાળજી ધરાવી કોઇ રીતે ઉપયોગી થાય છે, તે અમૂલ્ય માણુસો છે. અમીર ને ખાનદાન જેવા પણ તેઓજ છે. જેઓ આ દુનિયામાં અમીરી મનના છે; તેઓ ઇશ્વરને ત્યાં પણ અમીરજ છે. લોક હિતાર્થમાં રા. મહીપતરામ રૂપરામ, રા. ઝવેરીલાલ ઉમયાશંકર, રા. કાશીનાથ ટેલંગ, સ. ગોપાળજી સુરભાઇ, રા. નંદશંકર તુળજાશંકર, રા. મનસુખરામ સૂર્યરામ, રા. મોતીલાલ લાલભાઇ, રા. ભાઇશંકર નાનાભાઇ, રા. લાલશંકર ઉમયાશંકર, રા.હરગોવિંદદાસ દ્વારિકાંદાસ, રા વ્રજરાય સંતોકરાય, રા. કવિ દલપતરામ, રા. લક્ષ્મીદાસ ખીમજી, રા. મથુરભાઇ સૂરજરામ શેઠ સોરાબજી બંગાળી, શેઠ નાનાભાઇ બેરામજી મસાણી, વગેરે ઘણાકો સ્વતંત્ર ને અમૂલ્ય નરો છે. એવા જે લોક હિતેચ્છુ રાજકાજમાં નિપુણ છે, તે પોતાની ફરજ સત્યથી

બજાવી રાજાને સારી સલાહો આપે છે, ને પ્રજાના લાભ માટે રંજ ખેંચે છે. પૈસાવાળા પૈસાનો સદુપયોગ કરી બીજાની આશિષ સંપાદન કરે છે. કોઇ ધર્મ બોધમાં મચ્યા રહી લોકોને ધર્મ બોધ આપે છે; તથા સદ્‌ગુણ શીખવે છે. ને હુનરીઓ તથા બીજાઓ તેમના ધંધાથી લોકોને સુખદ થાય છે. પોતાનું ભલુ તો કરવુજ જોઇએ, ને તે તો સર્વ કોઈ કરે છે. કોઇપણ વાતે મોટા થઇ પોતાનુંજ ભલું તાકનારા (પેટ ભરા કે ઘર ભરા) હોય છે, ને હરકોઇને તોડી પાડીને પોતેજ માનીતા થવા ચહાય છે; તે અમીર લુચ્ચ ગણાતા નથી. તેઓની ગણતરી ફક્ત સાધારણમાં થાય છે. જે ભલા છે, તેમના ઉપર પણ અદેખાઓ ને કપટીઓ જાતીભાવ દાખવ્યા વગર રહેતા નથી. ગર્વિષ્ટ, અદેખા ને કપટીઓ સર્વના અરિ સમાન છે. મહારાણી જેવાં દયાળુ ઉપર તથા રૂશિયાના ઝાર ઉપર પણ લુચ્ચાઓ પોતાનો હસ્ત ચલાવવાને ચૂકયા નથી. દુષ્ટોનું ધાર્યું થતું હોય, તો તે બીજાને દુઃખ દેતાં કદી પાછા હઠે નહિ, માટે કહેવાય છે કેઃ

(દોહરો.)

કો ભલા કો દુષ્ટ એમ, જન જનમાં છે ફેર;
કઇકનું તો મૂળ નહિ ને, કઇક ટકાનાં તેર.

૧૭ ઇશ્વરનું આપેલું સુખ તેની દશા સારી હોય, તો દુષ્ટોથી કોઇ રીતે લઈ લેવાતું નથી. પણ દશા કમ હોય, તો કપટીઓ તેને દુઃખ દઇ શકે છે. આવું હરામીઓથી કેટલાકને થતું દુઃખ જોતાં માલમ પડે છે. પરંતુ કોઇને પોતાના મન ધાર્યું સુખ મળતું નથી. જો તેમ થતું હોય, તો કોઇ ધનવાન મટી ગરીબ રહે નહિ. નિરોગી ટળી રોગી થાય નહિ, તથા ઉંચ પદે બેસવાનું છોડી નીચ પદે બેસે નહિ, તેમ કોઇ પોતીકી ગમે તેવી ચડતી કરવા જાય; પણ ઇશ્વર ઇચ્છા વિના બંને નહિ. એની ગેબી ગતિ કોઇને માલમ નથી. આ વિષે એક કવિ કહે છે કેઃ—

(દોહરા.)

અકળ કૃત ગોવિંદની, કળી શકે નહિ કોય;
ધાર્યું તે તો ધૂળ મળે, હરિ કરે શો હોય. ૧
ધાનારો તો ધઇ મરે, વેંનારો વહી જાય;
અંતે ધાર્યું હરિતણું, નિશ્ચે જાણજો થાય. ૨

આ રીતે માણસ તેનું મન ધાર્યું સુખ મેળવી શકતો નથી. તોપણ અધમો અધર્મ કરવા ચૂકતો નથી. અધર્મથી ધન મેળવનારા પોતાના બે ભવ બગાડે છે; એટલે આ ભવમાં ઉજળે મોંઢે સુખ ભોગવી શકતો નથી, ને પરભવે પણ તેના એવા કર્મથી સુખ થનાર નથી. પાપીઓ ગરીબના જમકિંકર છે. પણ જે માથામાં મારે એવો કે ઇજત લઇ નાખે, એવો હોય તેનાથી તે પાછા ભાગે છે. આખી દુનિયાંનો આ રિવાજ દેખાય છે કે, જયાં જેનું ચાલે, ત્યાં તેના હાડે વિસમે ને ન ચાલે એવું હોય, ત્યાંથીજ ડરીને દૂર રહે. એવો પુત કોઇની માએ જણ્યો નથી કે, સર્વને તે આંખ કાઢી શકે. કોઇ જૂલમી જમાદાર રસ્તે જતાં મીઆંનું ખેતર આવે, તો કહેશે જાને દો, કેમકે તે તેની ખબર લઇ નાખે એવો છે. ને વાણીઆનું આવે, તો કહેશે લુટ લો, કેમકે તે તેને પહોંચી શકે એવો નથી. આ પ્રમાણે ભેદ તો દરેક તકરારમાં ને દરેક માણસમાં જોવામાં આવે છે. ઝનુની જાતો આગળ હિંદુ તેમાં વાણીઆ બ્રાહ્મણ બહુ પોચા ગણાય છે, તેથી તેની આગળ મુસલમાન જોર બતાવે છે, પણ પઠાણ આગળ ટેં થઇ ઉભો રહે છે. આ રીતે એક એકનો મદ તોડે, એવું કરવા પ્રભુએ બાકી રાખ્યું નથી. જો એમ ન હોત, તો મૂર્ખા કેટલા મદે ચડત, તે કહી શકાતું નથી. ધન, વિદ્યા, અમલ, બળ કે હરેક વાતમાં પ્રભુએ એક એકથી ચડીઆતા કર્યા છે. એમ છતાં ગરીબના કાળ થનારા કેવળ દુષ્ટ છે. લોકો પણ મારતાને માને છે. કૃષ્ણની મોરલી જે ગાયનમાં ખુશ કરે છે, તેને કોઇ પૂજતું નથી,

પણુ સુદર્શન જે માથું કાપી નાખે એવું છે; તેને શાલિગ્રામ સાથે પૂજે છે.

૧૮ મિથ્યા કપટીઓ—કેટલાક નાદાનો એવા છે કે, તેમનો સ્વભાવજ નીચ હોય છે. તેઓ મિત્રમંડળોમાં કે બીજા સ્થળોમાં વિક્ષેપ પડાવી રાજી થાય છે. એકને કંપ સમજાવે છે, તો બીજાને કંપ ભરાવે છે. ચોરને કહેશે નાસ ને માગીને કહેશે ધા. એમ ઉભયનાં ઉંચાં મન કરાવે છે. નાદાનો બીજાની અબજ શોધ્યા કરે છે. પોતાને દમડીનો ગુણુ નહોય, પણુ સામાના કલહમા લાભ સમજે છે. પોતે કેટલા અવગુણુનો ભરેલો છે, તેનો તો તેને સ્વપ્ને પણુ ખ્યાલ રહેતો નથી. આવાનું બોલવું ખરૂં માનીને કાચા હૈયાનો મૂર્ખ કોઇવાર આડું ટેડું વેતરી દે છે. કપટીના બોલવાનું સામાને જ્યારે ખરૂં પ્રદર્શન થાય છે, ત્યારે તે હલકાઇને પાત્ર થાય છે. એવા લુચ્ચા ચાડી ચુગલીમાં પણુ ઘણુા ખબરદાર હોય છે. એક તરફ કોઇનું માઠું કરવા વેતરણુ કરે, ને બીજી રીતે તેને વહાલ બતાવવા પેરવી કરે. એવા માણુસોને મિથ્યા કપટીઓ ઉંદરની ઓલાદના જાણુવા. ઉંદર ઘરમાં રહીને કપડાં કાતરી નાખે છે, પણુ તેથી નથી એનુ પેટ ભરાતું કે નથી સ્વાર્થ થતો. ફક્ત નકામો પ્રયાસ કરે છે, ને સામાને નુકસાન થાય છે. આવા અદેખાઓ ઉંદર કરતાં પણુ હાલકા ગણુાય; કેમકે તે કરતાં પણુ એ ભારે નુકસાન કરનારા છે.

૧૯ આંખમાં પ્યાર–જ્યાં સૂધી મન ને આંખની કીકી એક એકની ઉપર મળી રહે છે, ત્યાં સૂધી તો સામો માણુસ ગમે તેમ બોલે કરે; તો પણુ પ્યારૂં લાગે છે. આવાજ કારણુથી ગુનામાં આવેલાને છોડાવવા મોટાઓ પણુ દોડા દોડ કરતા જોવામાં આવે છે. પણુ મન ફુટીને કીકીમાં અણુબનાવરૂપી કમળો પેસે છે, તો પછી તેને તેનું કામ તો શું ? પણુ બોલવુંએ નાપસંદ આવે છે. એટલુંજ

નહિ, પણ તેના સંબંધી કંઇ વાત પણ કંટાળા રૂપ માને છે. ને તે કમળો વધવાથી ઇર્ષા થાય છે, ને પછી તેને હલકો પાડવા કપટ કરવા સૂધી નજર દોડાવે છે. એ તો ખરૂં છે કે, મિત્ર જેટલો યાદ નથી આવતો, તેથી શત્રુ વધારે યાદ આવે છે. તેની છબી તો જાણે આંખ સામે ઉભીજ છે. અણબનાવ મટે છે, ત્યારેજ તે કમળો ખસે છે ને મન શાંત પડે છે.

૨૦ કપટી મતલબી—આ માણસ પ્રથમ દરેકને મેળવી લેવાનું કરે છે, ને પછી જેનાથી મતલબ સધાય એવું હોય, તેને વળગી રહેછે. મતલબ સરી કે તેને પણ તજી જાય છે. કપટી ને સ્વાર્થીથી બીજાનું ભલું થવાની આશા રાખવી નહિ. તે પોતા સિવાય બીજાનું ભલું ઇચ્છતો નથી, તે ધીકતો કોયલો ત્વચાને બાળે છે, ને થંડો હોય તો શામ કરે છે તેના જેવો છે. માટે એવા દુર્જનની દોસ્તી કરવામાં કશું ફળ નથી.

૨૧ દયાળુ થવાનું કારણ—"दया धर्मको मूळ हे पाप मूळ अभिमान तुळसी दया न छांडिए जबलग घटमे प्राण" મોટા હોય કે નાના પણ જે, કોઇ પ્રસંગે કે આફતને ટાણે મોટાની કે ઇશ્વરની દયા માગેછે; તેણે પોતાથી હલકા માણસો ઉપર દયા રાખતા રહેવું. જો તેનામાં તેનો છાંટો નથી, તો ઉપરની રીતે તે દયા માગવા બિલકુલ પાત્ર થતો નથી. દુનિયામાં ઇશ્વરે કોઇ માણસને એવો એકલ પેદા કીધો નથી, કે તેને બીજાના આસરાની કે દયાની જરૂર પડે નહિ, ને જો તેમ કરવાની જરૂર છે, તો પોતે બીજા માટે એમ શામાટે ન થવું જોઇએ? મોટા નાનાપર દયા રાખે, તો તેમનાપર પ્રભુ દયા રાખે. પ્રભુની દયા બીજા માણસની મારફતેજ મળે છે, ને તેથીજ માણસનું ભલું થાય છે. દયાને ઘણા જ્ઞાનીઓ શિરોમણી ગુણ કહી ગયા

છે. ભાવપ્રકાશ નામે વૈદકના ભાષાંતરમાં કહ્યું છે કે, "સર્વ ધર્મવાળા ને સર્વ શાસ્ત્રોમાં દયાને શ્રેષ્ટ ગુણ ગણેછે." કારણ એ ગુણ સર્વ સદ્દગુણોમાં અગ્રે છે. ને સર્વ દુર્ગુણોને અટકાવે છે ક્રોધ ને લોભથી કોઇનું બગાડવા જતાં દયાએ ટકર લીધી, ને તેની જીત થઇ, તો પછી સામાનું કદી કાળે બગાડી શકાશે નહિ. આ પ્રમાણે ચાલો, ને પછી સત્ય ને ઇશ્વર ભક્તિપર ભાવ રાખો, તો કયો ગુણ સ્વર્ગની પ્રાપ્તિ થતાં આડે આવી શકશે? જેને સત્ય. ને દયા અંતઃકરણથી પ્યારાં છે, તે કપટ ને કુકર્મ કરતાં પાછો હઠે છે. કેમકે કપટાદિ કરતાં નિર્દયતાનો અંશ આવ્યા વગર રહેતો નથી. માટે દયાએ ચાલતાં વિશ્વદેવની કૃપાથી જીવની રૂડી ગતિ થશે. ભક્ત જનો ધર્મના કાનૂનોમાં ભાખી ગયાછે કે, "દા નપે દયા ભલી" ગરીબ હોય તેનાથી દાન કરવાનું કદી ન બને, પણ દયા તો ગરીબ કે તવંગર, નાના કે મોટા, ત્રિયા કે મરદ સૌ કોઇ રાખી શકે. દયાથી આંગળી ચીંધીને પણ કોઇનું ભલું થતું હોય તો કરવું, તે દાન જેવુંજછે. એવું કહેવાય છે કે, એક માણુસ આંગળી ચીંધીને ગરીબોને ખાવા મળવાની જગા બતાવતો હતો; તેથી ઇશ્વરે તેના મુઆ પાછળ તેને તેની દયાનો બદલો આપ્યોછે. મતલબ એ હશે કે, દયાળુ વાણીથી પણ સારૂં થાય છે. દયા રાખવામાં કાંઇ શ્રમ કે દમડો બેસતો નથી. નામદાર કૈસરે-હિંદના રાજમાં પણ Justice and Mercy ઇનસાફ સાથે દયા ભેળેલી છે. આવા ગુણજ્ઞ માણુસોથી ખોટું નહીં થાય, એવું વિવેક દૃષ્ટીથી જણાય છે. એક કવિએ કહ્યું છે કે, માણુસ કૂડ કપટ ને અધર્મ નહિ કરે ને દયાળુપણુ રાખશે, તો ઇશ્વર તેનું રૂડું કાજ માની લેશે; ને તેથી તેનો જન્મ સફળ થયા વગર રહેશે નહિ.

**૨૨** કોઇને આપવડાઇ કરવાની ટેવ હોય છે પણ તેમ કરતાં હલકાઇ જણાય છે; તથા ઇશ્વર જો સારી સ્થિતિ

આપે, તો નાદાની કરવામાં દુઃખ રહેછે. તે વગેરે વિષે.

છપ્પો.

કરેજ આપ વડાઈ, હોય જે કંજુસ પુરા;
કરેજ આપ વડાઇ, હોય જે જ્ઞાને અધુરા.
કરેજ આપ વડાઇ, હોય જે નીચા કુળના;
કરેજ આપ વડાઈ, હોય જે અભિમાનીના.
વળી આપ વડાઇ કરે ઘણી, જૂઠા બોલા હોય જે;
મોઢે આપ વડાઇ કરે, ઠગ તણા સરદાર જે.

દોહરા.

નાદાની છે દુઃખની, કરવી નહિ કદાય;
યથા શક્તિએ વર્તવું, એ છે સરસ ઉપાય. ૧
છતી છતે દુઃખી થવું, શા વિચારે ભ્રાત!
ખાઓ પેરો શુભવાવરો, એ છે રૂડી વાત. ૨

ચોપાઈ.

રાખો જો સદ્ગુણ પર ભાવ, ડુબ્યું તમારૂં તરસે નાવ;
રહે હૃદયમાં હરિનો વાસ, પાપ તણો થઇ જાશે નાશ. ૧
જેમ જેમ ઉમ્મર વધતી જાય, દયા સહિત જો ધર્મ પળાય;
કર્મતણાં બંધન નહીં થાય, લાવ ઘણો લીધો કહેવાય. ૨
થશે શિવ કાયાનો હંસ, છુટે જો માયાનો અંશ;
જ્ઞાન રૂડેરૂં પામો તમે, નિંદા જો છાંડો હરસમે. ૩
મજાક ચાડી દુઃખનાં ઝાડ, તપાવી દે છે તનનાં હાડ;
ખોટાં જાણી કરશો દૂર, એથી થાશે ગુણ જરૂર. ૪
મજાકમાં મૂરખો ફુલાય, ગધો જેમ મસ્તાનો થાય;
વેરે ગયા પછી પસ્તાય, ભલા જનોમાં હલકો થાય ૫
આપ વડાઇનાં મારે બાણ, પામે નહીં તેમાં કાંઇ લાણ;
એવા એવા ગુણ અનેક, ખોટા હોય તે છોડો છેક. ૬
કપટનું છે વસમું કામ, તેને નહી રાખો નિજ ધામ;
અસત્ય ચોરીમાં છે દુખ, સત્યે કીર્ત્તિ ને છે સુખ. ૭
દારૂમાં પણ કહે છે પાપ, માટે મૂકો આપોઆપ;

નીતિ ભજન સર્વેથી શ્રેષ્ટ, નથી કહેતું કોઇ એથી જયેષ્ટ. ૮
હરિનું પદ પામાડે એહ, નથી જરા એમાં સંદેહ;
અમરિષ ને રોહિદાસ છે જે, ભજન થકી તરી નીકળ્યા તે. ૯
નથી પડયું દમડાનું કામ, ભાવ થકી રીઝયા છે રામ;
પોષાક ભભકે રીઝે નહીં, ભકત જનોને છોડે નહીં. ૧૦
નથી જોતા તે નાતને ભાત, ફકત જુએ છે ભકતા જાત;
વટાળ કે આભડછેડ નહીં, ભકિત ભાવે રીઝે સહી. ૧૧
સુવર્ણ ચાંદીએ મોહ્યા નથી, ખાધાં બોર એઠાં [1]સર્વથી;
જુઓ બોડાણા કેરા કોડ, તુળસી પત્રે લાવો રણછોડ. ૧૨
વિદુરને ત્યાં ભાજી જમ્યા, જોઇ ભકિત બહુ રાજી થયા;
માટે ભાઇઓ ભજશો ઈશ, દામ ભલું કરશે જગદીશ. ૧૩

૨૩ ભક્તિબાબત-ઇશ્વર ભક્તિ થકી જીવની સદ્દગતિ થાય છે, એવું સર્વ લોક માને છે. પણ તે સેવા મુનિવ્રત માફક, સમાધિરૂપે, એકાગ્ર ચિત્તે, કિરણો જેમ આંખ સાથે જોડાય છે, તેમ મન ઈશ્વિર સાથે જોડાય, એટલે હૃદયકમળમાં ઈશ્વર ધરાય, આત્મા સાથે પરમાત્માનું સંધાન થાય; તો તે ભક્તિ ફળદાતા છે. ઘણી વાર ભક્તિ કરે; પણ મન સ્થિર ન રહે, માળવે દોડે ને નીચ વિચારો કરે, તે શું ભકિત કરી કહેવાય કે ? થોડી વાર કરે, પણ ધ્યાન તેમાં લગાડવું જોઇએ. ભકિતનો અર્થ એજ છે કે, એક તાર થવું. ઈશ્વર પ્રત્યે લીન થવું. કથા પુરાણો સાંભળવામાં પણ એમજ છે. લોકો પુરાણીઓના સામા બેશી તેના મુખથી કથાઓમાંની અનેક સુબોધ વાર્તાઓ સાંભળે છે; પણ ઉઠતી વખત ફકત વાતો યાદ રાખી તેનો સાર તો જાણે પુરાણીઓને પાછા આપતા હોય, એવું દેખાય છે. દાખલા દાખલ એ છે જે, પરીક્ષત રાજાએ ભાગવત્ સાંભળ્યું, ત્યારે તેની સાથે બીજા લોકો શું નહિ બેઠા હોય ? સેંકડો બેઠા હશે, છતાં એકલા પરીક્ષતની ગતિ થઇ

૧ સવરી ભીલડીનાં.

કહેવાય છે. એ રાજાએ સાંભળીને જે સાર ગ્રહણ કીધો, તેમ થાય, તોજ કથાનું ખરૂં ફળ છે. નહિ તો પછી ભેંસને મન ભાગવત્ એ રીતે થાય, એમાં નવાઇ નથી. સાંભળીને સાર લેવાય, તોજ વખત ને પૈસાનો સઉપયોગ થયો કહેવાય. કેટલાકો આવી કથાઓ કીર્ત્તિની ખાતર બેસાડે છે, પણ પછી હમેશના રિવાજ પ્રમાણે કામ તો એવાં કરે છે કે, તેમાં સુકૃત તો ભાગ્યેજ હોય. તો પણ સમજવું કે, આ રીતે પુણ્ય કે શ્રવણ કરેલું કંઇ અકારત જશે નહિ. સેવા કરતાં કે કથા સાંભળતાં મનને નિવૃત્તિમાં લાવવું જોઇએ. ને તે પછી પણ પ્રવૃત્તિ કરતાં નિવૃત્તિ પર વિશેષ ધ્યાન રહે તો સારૂં છે. ભકિતને માટે હિંદુઓ ને તેમનાં પુસ્તકો તો એટલે સૂધી કહે છે કે, ઇશ્વર ખરા ભકતોને સાક્ષાત્ત દર્શન દઇ મોક્ષગતિને પમાડે છે. ગમે તેવો દુઃખ ભોગવતો માણસ હશે, પણ ઇશ્વરનાં દર્શન થયાં કે, બુદ્ધિ એવી નિર્મળ થાય છે કે, પ્રભુના ચર્ણાર્વિંદ સેવવાની ભકિત સિવાય બીજું કાંઇ માગતો નથી, ને હરિ પણ વચને બંધાયાથી તેને તેની ઇચ્છાનુસાર કરી આપે છે ને તે માટે બળિરાજા જેવા અનેક દાખલા આપે છે, ભકિતથી કર્મ થતાં નથી, માટે રૂષિ–મુનિઓએ મોક્ષ પામવાને ભકિત સર્વથી ઉત્તમ ગણી છે, ને તે ઇશ્વરને પણ ઘણી માન્ય છે, એવું સર્વ લોકના વિચારથી જણાય છે. માણસ મુઆ પછી કીર્ત્તિ અકીર્ત્તિ પાછળ મૂકી જાય છે. પાપ, પુણ્ય ને ભકિત સાથે લઇ જાય છે. ને તે વડે જગત્માં જન્મ ધરી સુખ દુઃખ ભોગવે છે. કર્મનો પાર આવેથીજ મોક્ષ થાય છે. એટલે આત્મા પોતાને લાગેલાં સર્વ કર્મ ખપાવે-છે, ત્યારેજ પરમગતિના રૂપમાં ભળે છે. જ્યાં સૂધી કર્મ ખુટતાં નથી, ત્યાં સૂધી ચોરાસી ટુટતી નથી. દેહની સાથે રહીને આત્માએ જે જે પાપ પુણ્ય કરેલાં હોય છે, તે આ પિંડ પોતાની છાતીએ બાંધી નથી જતો, પણ આત્મા

પોતે બાંધી જાય છે. કારણ એમ જણાય છે કે, ગર્ભમાં જીવ દાખલ થાયછે કે, તે જોડે તેનાં કર્મ પણ લાગું થાયછે; નહિ તો તેજ ક્ષણેથી કોઇને સુખ તથા કોઇને દુઃખ થવાનું તથા કોઇને રાજ દરબારે ને કોઇને ગરીબ ભિખારીને ત્યાં અવતરવાનું તથા બીજી ઘણી વાતો જોવામાં આવે છે, તેનું કારણ બીજું શું? દેહ મરે છે, ને તેને અગ્નિદાહ, ભૂમિદાહ, જળદાહ કે સૂર્યદાહ કરવામાં આવે છે; પણ આત્મા મરતો નથી, ને તેને કશું કરી શકાતું નથી. પરંતુ કર્મે કરી સુખ દુઃખ ભોગવવાનું મૂળ આત્મામાં રહે છે. દેહને પાછળ કંઇ નથી. તે તો આત્માથી જુદો પડયો કે, પંચ તત્વોમાં વહેંચાઇ જાય છે. કર્મ આત્મામાં રહે છે, માટે તેને દેહ ધારણ કર્યા પછી ભોગવવાં પડે છે. તે આત્મારૂપી ભૂમિમાં રોપાયેલાં રહે છે. કર્મ તે બી છે ને સુખ દુઃખ તેનાં ફળ છે. સ્ત્રી જેમ તરૂણ વરને પરણવા ઇચ્છે છે, તેમ ધાર્મિકો સ્વર્ગને ઇચ્છે છે, ને તે માટે રૂડાં આચરણથી ભકિત કરી સ્વર્ગવાસી થાય છે. ભકિતવાને બીજા સદ્ગુણો પણ સાચવવા જોઇએ; નહિ તો પછી પતિત થવાનું કારણ થાય છે. માતપિતાની અસેવા, ગુરૂની નિંદા, સાધુ જનોનો તિરસ્કાર, ભરથારને દીધેલું દુઃખ, પાપીને કરેલું ઉત્તેજન, કોઇના ભલામાં આડી ચલાવેલી જીવ્હા, ઉપકારીને કરેલો અપકાર; એવા ઘણા ગુણો જીવને દુઃખદ થઇ પડે છે. તેમ પતિતમાંથી પણ પાવન થવાના માર્ગ કહેવાય છે. શુદ્ધ મને તીર્થયાત્રા કરવાથી પાપનો નાશ થાય છે. જો કે બળદેવજીને લાગેલી બ્રહ્મહત્યા દૂર થવા કૃષ્ણે તેને તીર્થયાત્રા કરાવી હતી. તથા ફરસુરામે સહસ્રાર્જુનને માર્યો, ત્યારે તે પાપથી મુકત થવા યાત્રા કરવા ગયા હતા. વળી સંત સાધુની કહેણી મુજબ કરણી કરવાથી પણ પાપનો અંત આવે છે. વાલ્મિકે અનેક પાપ કર્મ કરેલાં, પણ નારદજીના બોધ પ્રમાણે વર્ત્તવાથી તેનાં પાપ પ્રલય

થયાં હતાં. આ રીતે છતાં પાછા પાપ કર્મમાં મચ્યા રહે, તો કંઈ ફળ થતું નથી. પાપનો ખરા અંતઃકરણે પસ્તાવો કરવાથી, સાધુજનોના આશીર્વાદથી કે તેના આસરાથી તે બળી જાય છે. સાધુ પુરૂષોનો સમાગમ કરી હૈયાનાં પાપ છોડે નહિ, તો પછી પાપ ભોગવવાં પડેજ. કરણી ને રહેણી પર પણ ઘણો આધાર છે. સંત મહાત્માઓ આ ભૂતળ પર નથી, એમ નથી, પણ તે આપણને ભેટવા ને તેમને ઓળખવા કઠણ છે. તુળસી કહે છે કે "જ્ઞાન, ગરીબાઈ ને પ્રેમભકિત એ સંત નામ નિશાના છે." એવા ગુણો હોય, તેને સાધુ જાણવા ને તે માણસના પાપનો નાશ કરી શકે છે. સૂર્યરૂપ તેજોમય પરમાત્મા અવ્યકત ઈશ્વર છે. ને તેના કિરણોરૂપ જીવાત્મા પ્રાણી છે, એટલે સર્વ જીવ એક પરમાત્માના પરમાણું અથવા અંશ છે. જે જે વસ્તુ કે સ્થળ પર કિરણો પડે છે, તેથી તે જેમ દર્શમાન થઇ રહે છે, તેમ દેહની સાથે આત્મા રહેલો છે, ત્યાં સુધી તે ચલન વલન કરી શકે છે. કિરણ પડેલી વસ્તુનો નાશ થાય છે કે તે ખસે છે, એટલે તેજ તેજમાં ભળી જાય છે; તેમ કોઇ પણ નિર્માણ થયેલી મુદ્દતે દેહથી આત્મા નાંખો પડે છે, એટલે તે અસલ રૂપ પરમાત્મામાં ભળવો જોઇએ, પણ પોતાના કર્મના બંધને કરી તે રૂપને પામી શકનો નથી. સુખ મેળવવા લોકો સકામી ભકિત કરે છે, પણ ગતિ થવાને નિષ્કામી ભકિત અતિ ઉપયોગી ગણાય છે. માટે અનીતિ દૂર કરી કોઇ પણ જાતની ભકિત કરવામાં ઈશ્વર રાજી રહે છે, ને સુખ થાય છે. સૌ કોઇ સેવા કરે છે, ગૌમુખીમાં હાથ ઘાલી માળા જપે છે; પણ તેમાં પ્રભુ જેની માન્ય કરે તેની ખરી. માટે આત્માનું કલ્યાણ થાય, એમ ભકિત આદરવી જોઇએ.

**૨૪** થવા કાળ હોય તેજ થાય—જૂનાં ઘણાં પુસ્તકો- પરથી એવા પણ દાખલા મળે છે કે, જે થવા કાળ હો-

ય છે, તે પ્રમાણેજ થાય છે. ને તે કોઇથી મિથ્યા થતું નથી. જેને માટે જે નિર્માણ થયું હોય છે, તેજ બને છે. કહેવત પણ છે કે "થવા કાળ આગળ કોઇ ડાહ્યું નથી ને તેમાં કોઇનું કંઈ ચાલતું નથી." પરંતુ એ વાકય ઉપર દરેક કામમાં ભાર મૂકીને ચાલવું ન જોઇએ. એ તો કોઇ ટાણે અકસ્માત્ વિપત્તિમાં આવી પડયા, તો તે સમે મનને સંતોષ પમાડવાને એ બોલ ઉપયોગી છે, ને દુઃખ સમે એમ મન ન વાળીએ તો, તનની ખરાબી થાય. ને સર્વ કોઈ એવી વેળા સામાને એમજ બોધ કરે છે. દુઃખી મનનું સમાધાન કરવાને એવા દાખલા કહેવામાં આવે છે કે, જુઓ કંસનું મોત તેના કાકાની દીકરી દેવકીજીને કૃષ્ણે પુત્ર અવતરે, ને તેના હાથે થાય, એવું હતું તો કંસે તેમને ઘણાંએ કાળા ગૃહમાં નાખ્યાં હતાં, પણ ત્યાં કૃષ્ણ અવતર્યા, તેની ખબર ન રહી, ને કૃષ્ણે કંસને માર્યો છે. ઓખાને પરણાવવાથી વિઘ્ન થશે, એવું હોવાથી તેના પિતા બાણાસુરે તેને એક ડંડીઆ માળીઆમાં રાખી હતી, ને પરણાવતો નહોતો, પણ વખત આવે અનિરૂદ્ધ તેને પરણ્યો છે, ને તેનાથી બાણ રાજાને દુઃખ થયું છે. ભીષ્મપિતાએ મરતી વખત દુર્યોધનની સ્ત્રી ભાનુમતિને અખંડ સોહાગનું વરદાન આપવા બોલાવી હતી, પણ તેનું અકલ્યાણ થવાનું હતું, તો દ્રૌપદી પ્રથમ જઇ પહોંચી, તેથી તે વરદાન તેને મળ્યું. ને પછી ભાનુમતિ ગઇ, પણ નિરાશ થઇ પાછી આવી. મંદોદરીએ રામ સાથે રાઢ ન કરવા રાવણને શીખામણ દીધી, ત્યારે તેણે "થવા કાળ મિથ્યા ન થાય લગારે તથા નથી મર્યું થાતું લખ્યા લેખ પાખે" એવું કહ્યું હતું. પાંડવો હસ્તે કૌરવોનો નાશ થવાનો હતો, તો તેમજ થયું છે અભિમન્યુનું મરણ કોઠા યુદ્ધમાં થવાનું હતું, તો

અનેક ઉપાય દૂર થતાં તેમજ થયું છે. આવા ઘણા દાખલા તે પુસ્તકોમાંથી મળી આવે છે. આવા દાખલા સમજુઓને સારી રીતે ચાલતાં પણ દુઃખ પડે, ત્યારે ધ્યાનમાં લેવા. પરંતુ વેહેમીઓને તો હર વખત કામના છે. તેઓ માને- છે કે, ફલાણીને ભૂત વળગ્યું હતું, તેથી પીડા પામી અને મરી ગઇ. એક માણસે બીજાને મૂઠ મારી, તેથી તે મરી ગયો. આ વાતો તદન ખોટી છે, પણ તેને ખરૂં માનનારા વેહેમીઓને એ દાખલા ઘણા ગુણકારી છે કે, થવા કાળ હશે તેમજ થશે. ભૂત, મૂઠથી કંઇ દુઃખ દેવાતું નથી કે જીવ લેવાતો નથી. આવી દૃઢતા જો રાખશે, તો ખચિત તેમના વેહેમ દૂર થશે. પ્રસંગ પર આવા દાખલા સર્વને ધીરજ આપનારા થઇ પડે છે. દીકરા દીકરી પરણાવવામાં પણ એમજ દેખાય છે. એમાં પણ ધાર્યું ઘર મળતું નથી, ને જ્યાં જેનાં બેલાં બાઝવાં લખ્યાં હોય છે, તેજ જોગ આવી મળે છે. કેટલાક સારા ઘરનો વર મેળવવા ધારે છે, પણ છેવટ એવો જોગ બની જાય છે, કે કોઇ ન દેતું હોય, તેવા ઘેર દેવી પડે છે. એ તે તેનો લેખ નહિ ત્યારે બીજું શું?

૨૫ પુસ્તકનો સાર–જેને ધન કે અધિકાર મળે, ને જેની સ્થિતિ દિનપર દિન ચડતી જાય; તેણે દયાળુ થવું ઇશ્વર સ્મરણ કરી તેનાપર ભાવ રાખવો, બીજાને કનડવાથી તદન દૂર રહેવું, ગર્વ તથા ક્રોધ શાંત પાડવા, પોતે પોતાને ઓળખવો, નીતિએ રહેવું ને આપેલું વચન કદી કાળે ભંગ કરવું નહિ; એટલે મોટાઈ મળ્યાનું, ને જોડે જીવનું સાર્થક થાય. કોઇ હદવાળા માણસની જીભથી પંડિત કે સપાત્ર ગરીબનું ભલું થતું હોય, તો તેમાં નવરાઈ નથી, એમ તેણે કહેવું યોગ્ય નથી. વગર પૈસે ગરીબનું ભલું કરવાની નવરાઇ ન આવે; ત્યારે નવરાઇ તો ફક્ત પૈસા મેળવવામાંજ કે? આવા કામમાં જે વખત રોકાય, તેજ ખરો અમૂલ્ય વખત માનવા જોગ છે. વળી કોઇ દેખાતા

મોટા, ને ઘરમાં વૈરી આગળ રાંક ને ઓટલે જાણે રામો-સીના બાંધેલા એમ જણાય છે. કપટીઓ તેમને ઝટ મળી કામ સાધી લે છે, ને પંડિત જાય છે, તો તેનું મોં જોવા પામતો નથી. નીચે સિપાઇ મરજી માફક જવાબ આપી ઉડાવે છે, અથવા તો તેમના રાખેલા આગલા માણસો પણ તેવાજ મિજનસી હોય છે. આથી તેમની હલકાઇ, ને જે આવે, તેને પોતે રીતસર જવાબ ન આપી શકવાથી બધું અંધેર કહેવાય છે. આ અંધેર ન હોય, ત્યાંજ શોભા છે. કેટલાક જશ મળે, એવું પદ મળ્યા છતાં ચડતીમાં જશ લઇ શકતા નથી, ને વખત ગયે મોં વિકાસી હાલી થઇ રહે છે. તેઓ કોઇનું કઇ કામ કરતા નથી, ને મોચીની પેઠે સાંજ સવાર બતાવી છેવટ સામાને નિરાશ કરે છે. તેઓ જાણતા નથી કે, "જુઠા દાતાર કરતાં સોમ ભલો કે ઝટ જવાબ દે?" સત્યે ચાલતાં કદી દુઃખ આવે, તો ધારવું કે, કોઇ બીજા ભવની નડતર હશે, તે આ વેળા ભોગવવી પડે છે. પણ આ વખત સત્યે ચાલીશું, તો તેનું ફળ કોઈ કાળે પણ ઠાકોરજી આપશે. કર્યું હશે તે ભોગવીએ છીએ, ને કરીશું, તે હવે પછી ભોગવવું પડશે. કંઇ સત્યાકીન ઝાલ્યું હોય, ને તેમાં દુઃખ આવે, પણ તે ન છોડતાં તથા ખાટાં કામ ન કરતાં સંતોષથી રહેવું, કે જેથી જીવનો નર ભદ્રા પામશે, એ અનુભવ જોશો. કોઇના જુલમથી ગ-રીબને દુઃખ થાય, ને તેને પહોંચવા શકિત ન હોય, તો તેણે તે દુઃખ ઇશ્વરને ભળાવી દેવો. ઇશ્વરની નજરથી તે પૈસે કે લાગવગે કોઈ રીતે છુટવાનો નથી; કેમકે પ્રભુ ગરીબનો બેલી છે. આ રીતે દરેક સતીએ પોતાપર પડેલી વિપત્તિમાં જગતાતને સંભાર્યા છે, ને તેથી તે આકીન જા-ળવી દુઃખથી મુક્ત થઇઓ છે.

દોહરા.

કરતા વણીક જાત ને, છે દામોદર નામ;
પિતા કરશનદાસ ને, કપડવણજ છે ગામ. ૧
મોહ્લો મેતાપોળ છે, સામો વડ ગંભીર;
વસે સૌ એક જાતના, દશા શ્રીમાળી સ્થિર. ૨
હોતું વર્ષ અઢાડસેં, સતાણું જ નિરધાર;
આશો શુદી દસમીએ, જન્મ તિથિ મમ સાર. ૩
સ્મરતાં દીન દેવને, કીધો ગ્રંથ પ્રકાશ;
ભકત જનો સૌ જેહની, રાખે પૂરણ આશ. ૪
વિક્રમ સાલ ઓગણીસસેં, ઉપર સુડતાળીસ;
માગશર માસે છપાવીઓ, નમન કરી જગદીશ. ૫




સમાપ્ત

# પ્રથમથી થયેલા સજ્જન ગ્રાહકોનાં નામો:



## દેશાવર ખાતે.

| | | |
|---|---|---|
| શ્રીગણપતરામ મહાદેવરામ | કાશી | ૨૫ |
| નામદાર મહારાજા સર શ્રીમાનસિંહજી ધ્રાંગદરા કે. સી. એસ. આઇ.............. | | ૧૦ |
| નામદાર મહારાજા સર શ્રીમાનસિંગજી દેવગઢબારીઆ | | ૧૦ |
| રા. રા. જેઠાભાઇ લીલાધર હેજુર ખાનગી ખાતાના કારભારી .............. | કચ્છ–ભુજ | ૫ |
| પંડિત મગનલાલ કૃષ્ણરામ દિવાન | સ્વ–વાંસવાડા | ૨ |
| શેઠ. સોરાબજી દાદાભાઇ ખંડાલેવાળા | ખંડાલા | ૧ |
| રા. બા. ઝવેરભાઇ નાથાભાઇ દિવાન | સ્વ–વાંસદા | ૧ |
| દેશાઇ. કલ્યાણરાયજી હકૂમતરાયજી | ભરૂચ | ૧ |
| રા. હરદેરામ અનુપરામ પેન્સનર... | " | ૧ |
| રા. જાદવજી વાહાલજી વકીલ...... | રાજકોટ | ૧ |
| રા. બાળાજી કેશવ ભોંસલે ડ્રાઇંગ તા. કારપેન્ટર ટીચર કોલેજ ...... | સિંધ–હેદ્રાબાદ | ૧ |
| રા. પ્રાણશંકર કિરપાશંકર } સરવેઅર | કચ્છભૂજ | ૧ |
| રા. રામજી કાનજી સરવેઅર } ઓફીસ | " | ૧ |
| વ્યાસ. શિવશંકર લાલજી વૈદ્યશાસ્ત્રી | „–વાલાપધર | ૧ |
| મિ. મહાશંકર બોધજી પો. પટલ | કંથારીઆ | ૧ |
| ઠા. ડાહ્યાભાઇ વાહાલજી | મોરાજી–પાનોલી | ૧ |
| ભટ. નરોતમ વિષ્ણુરામ | કોચીન | ૧ |
| જોશી. રૂગનાથજી જેઠાભાઇ | " | ૧ |
| મિ. જેશંકર ચંદ્રેશ્વર ડે. મો. ભ | નિ·હેદ્રાબાદ | ૧ |
| "જગજીવન ઝવેર પોરબંદરી પોરવાડ. | કલકત્તા | ૧ |
| મિ. મોતીલાલ જીવણલાલ છાંયાતે. મુનસફ. | જુનાગઢ પાટણ | ૧ |
| મહારાવ શ્રીઇંદ્રસિંગજી | છોટાઉદેપુર | ૧ |

| | | |
|---|---|---|
| મહારાવ શ્રીભરતસિંગજી જીતસિંગજી | છોટાઉદેપુર | ૧ |
| " શ્રીખુમાનસિંગજી જીતસિંગજી | " | ૧ |
| " શ્રીચંદ્રસિંગજી જીતસિંગજી | " | ૧ |
| મની. બાળુભાઇ કાનદાસ મોઢ જ્ઞાતિ બાળ સુ. વર્ધક સભાના મંત્રી ...... | ભાવનગર | ૧ |
| રા. રા. રામજી ત્ર્યંબક ફરીયાદકા. | " | ૧ |
| ભટ. વ્રજલાલ નાથજી શ્રી. આ. | " | ૧ |
| મિ. પ્રભાશંકર વેણીશંકર | " | ૧ |
| ઠા. જીવણલાલ દુલ્લભજી | " | ૧ |
| મિ. છોટમલાલ ડાહ્યાભાઇ–જ. મરચંટ | ઘોઘા | ૧ |
| રા. ટોકરદાસ રાયચંદ મહાલકરી | સ્વ. સોંથ | ૧ |
| પા. કેશવદાસ હરજીવનદાસ કારકુન | " | ૧ |
| ઠા. જાદવજી ઓધ્ધવજી | ધોલેરા | ૧ |
| શા. દુલ્લભ ગીગાભાઇ દ- શ્રી | ઉડણુ | ૧ |
| શેઠ. જીવન જીણા સરવીઆ | " | ૧ |
| શા. ભોગીલાલ નગીનદાસ ચીનાઇ | અમદાવાદ | ૧ |
| તારમાસ્તર કૃષ્ણારામ રંગીલદાસ | પારડી-સ્ટેશન | ૧ |
| ઇન્ગ્રેટ દલાલ હરગોવન મોનજી સંઘવી | અમરેલી | ૧ |
| શા. જગજીવનદાસ પ્રભુદાસ | સથરા | ૧ |
| ભટ માણુકેશ્વર સેવકરામ | બડોલી | ૧ |
| ભટ. દામોદર જેશંકર | " | ૧ |
| મેતા. અમૃતલાલ વિ. જદુરામ | કચ્છમાંડવી | ૧ |
| ભટ. કેશવજી પ્રાણજીવન | માધવપોર | ૧ |
| શા. હરિદાસ નાગજી દા. મૂળજી | જાફરાબાદ | ૧ |
| શા. હેમરાજ પ્રેમજી | " | ૧ |
| ગાંધી. બાઉ મૂળજી | " | ૧ |
| ગીરનારા. ડાનજી વિ જીવણરામ | પોરબંદર | ૧ |
| ઠા. ગોપાળજી હરજીવન | ખંભાળીઆ | ૧ |
| "વસનજી હીરજી | " | ૧ |

| | | |
|---|---|---|
| ભટ. નારણજી કલ્યાણજી દ. જેચંદ | દેલવાડા | ૧ |
| ગાંધી નરસીલાલ રાજારામ દ. શ્રી | કોલક | ૧ |
| શા. છોટાલાલ જીવરાજ | વડનગર | ૧ |
| ,, પરસોતમદાસ દામોદરદાસ | ,, | ૧ |
| સુતાર. મગનલાલ રવિકરણ | ,, | ૧ |
| શા. લલ્લુ ગુલાબચંદ | ઇડર-વડાલી | ૧ |
| ભટ. દેવશંકર દુલભરામ | ઝાંઝમેર | ૧ |
| મી. મુળશંકર મોરારજી | ઉસડી | ૧ |
| શેઠ. ગોવર્ધનદાસ હંસરાજ | જામનગર | ૧ |
| મિ. મોનજી જાદવજી | ,, | ૧ |
| શા. વલભદાસ વિ. નાનજી | ઉના | ૧ |
| ,, હરિલાલ જીવરાજ | ,, | ૧ |
| મિ. છબીલદાસ હરગોવનદાસ | સિદ્ધપુર | ૧ |
| ઠા. દયાળ ડુંગરસી | અંજાર | ૧ |
| મોદી. લખમીચંદ કરશનદાસ | કુકડ | ૧ |
| દવે. લખમીદાસ લાલજી વૈદ | કચ્છ-તેરા. | ૧ |
| ત્રા. હરિશંકર મહીધર | કુકડીઆ | ૧ |
| " શોભારામ ધીરજરામ | ,, | ૧ |
| શા. દલસુખરામ કાશીદાસ | વીશનગર | ૧ |
| શા. જગજીવન ઉમેદરામ | માણસા | ૧ |
| ". ચુનીલાલ હાથીદાસ ખેમચંદ | " | ૧ |
| શેઠ. કુંવરજી પ્રાગજી. | કચ્છ નીરોણા | ૧ |
| ઠા. રતનસી પુંજાભાઇ | ,,-ગઢસીસા | ૧ |
| શા. ગાંડા નથુભાઇ દ. શ્રી | ઘોઘા-તાગડી | ૧ |
| શા. લખમીદાસ નારાણદાસ | મહુવા | ૧ |
| " ઇચ્છારામ હરિવલ્લભદાસ | દમણ | ૧ |
| સુતાર. મિરાત વસ્તાભાઇ | ગોઠવું | ૧ |
| શા. પરસોતમદાસ ધર્મચંદ આતરસુંબી | લોનાડ-ભીમડી | ૧ |
| શા. મગનલાલ સુરચંદ | ગડીસેટપુર | ૧ |

| | | |
|---|---|---|
| મિ. લલ્લુભાઇ હરિદાસ જપતીદાર | ઉમેટા | ૧ |
| " આશારામ કુબેરજી જપતીકારકુન | " | ૧ |
| " ભોળાનાથ કેશવરામ તલાટી | " | ૧ |
| " મૂળજી ભવાનીશંકર " | " | ૧ |
| " છોટાલાલ લલ્લુદાસ તલાટી | " | ૧ |
| મિ. પુન્જાલાલ અભેરામ તલાટી | " | ૧ |
| જોશી. રામચંદ્ર મયાશંકર વકીલ | " | ૧ |
| મિ. સરૂપચંદ છગાભાઇ કારભારી | " | ૧ |
| ઠાકોર. ભવાનસિંગજી દોલસિંગજી | " | ૧ |
| ઠાકોર. વખતસંગ જેસંગબાવા | " | ૧ |
| કુંવરશ્રી રામસંગજી રતનસંગજી | " | ૧ |
| શેઠ. પ્રેમાભાઇ કેવળભાઇ | કપડવણુજ | ૧ |
| રા. છગનલાલ શંભુલાલ બી. એ. | " | ૧ |
| શા. આશારામ રણછોડ હા. ચુનીલાલ | " | ૧ |
| જોશી છઝનલાલ ગંગારામ | " | ૧ |
| મિ. મહાસુખરામ હરગોવિંદદાસ | " | ૧ |
| શા. ગિરધરલાલ હેમચંદ | " | ૧ |
| શા. ચુનીલાલ છગનલાલ | " | ૧ |
| શા. મહાસુખરામ વિઠલદાસ | " | ૧ |
| શા. જેઠાલાલ જમનાંદાસ | " | ૧ |
| શા. શામળદાસ કુબેરદાસ | " | ૧ |
| શા. છોટાલાલ બેહેચરદાસ | " | ૧ |
| શા. મગનલાલ મથુરદાસ | " | ૧ |
| દાણી. જેઠાલાલ વલવદાસ | " | ૧ |
| શા. કેશવલાલ દલસુખરામ | " | ૧ |
| શા. ચુનીલાલ ગિરધરદાસ | " | ૧ |
| શા. મુળજી મહાસુખરામ | " | ૧ |
| શા. મથુરદાસ નરોતમદાસ | " | ૧ |
| શા. કેશવલાલ રામચંદ્ર સાવલાનાગોત્ર | " | ૧ |

| | | |
|---|---|---|
| ત્રા. રેવાશંકર હરગોવિંદદાસ | ,, | ૧ |
| શા. ગિરધર ભગવાન | ,, | ૧ |
| દા. કાળિદાસ વિઠલ | ,, | ૧ |
| દેશાઈ. કેશવલાલ છગનલાલ | ,, | ૧ |
| રા. મથુરભાઇ સુરજરામ પો. મા. | ભરૂચ | ૧ |
| રા. મગનલાલ હરિભાઇ તા. મા. | ગોધરા | ૧ |
| રા. મહાસુખરામ વિઠલદાસ ,, | વિરમગામ | ૧ |
| રા. હરગોવિંદ શિવશંકર ,, | ઇડર | ૬ |
| મેતા. ચુનીલાલ હકમચંદ | આંબળીઆરા | ૧ |
| રા. ચુનીલાલ ભિખાભાઇ | પેટલાદ | ૧ |
| શા. બકોરલાલ નાનાલાલ દ. શ્રી. | ખંભાત | ૧ |
| ,, ચુનીલાલ છગનલાલ ,, | ,, | ૧ |
| ,, નાથજી જેએચંદ ,, | આતરસુંબા | ૧ |
| ,, મૂળજી હરગોવનદાસ ,, | આંબળીઆરા | ૧ |
| | | ૧૬૯ |

મુંબાઈ મધે.

| | | |
|---|---|---|
| જોશી કાનજી મોહનજી | નળબજાર | ૨૦ |
| સર જમશેદજી જીજીભાઇ બારોનેટ | કોટ | ૧૦ |
| શેઠ. ગોવર્ધનદાસ ગોકળદાસ તેજપાલ | ,, | ૫ |
| ,, જીવણદાસ મૂળજી ભાટીઆ | ,, | ૫ |
| ,, દેવીદાસ હરિવલ્લભદાસ | ભુલેશ્વર | ૪ |
| ,, ત્રિભોવનદાસ વરજીવનદાસ | ગીરગામ | ૪ |
| દેશાઇ. હરિપ્રસાદ સંતોકરામ | કાલકાદેવી | ૪ |
| ઠા. ધરમસી મોરારજી ગોકળદાસ | ગીરગામ | ૩ |
| શેઠ. કાનજી ખેતરશી હા. પ્રાણગોવિંદ | કોટ | ૩ |
| શેઠ. કાળિદાસ વિરચદ મો. વા. | ,, | ૨ |
| મિ. નારણદાસ દામોદરદાસ ભાટીઆ | ,, | ૨ |
| ઠા. ખીમજી જેરામ શિવજી ભાટીઆ | ,, | ૨ |
| સ્વસ્થાન પાટણમાં શ્રીવાઘવાહીની માતાજી હા. સોની ભગવાન મગન | ,, | ૨ |

| | | |
|---|---|---|
| ઠા. જમનાદાસ લીલાધર | ,, | ૨ |
| ખત્રી અંબારામ કરશન રેશમી ઘાટવાળા. | નળબજાર | ૨ |
| ઠા. કરમશીભાઈ દામજી | કામાટીપુરા | ૨ |
| શેઠ. દામોદરદાસ તાપીદાસ | કાળકાદેવી | ૨ |
| શા. નાગરદાસ પ્રભુદાસ | ,, | ૨ |
| રા. મનસુખરામ સૂર્યરામ | ગીરગામ | ૨ |
| રા. ભાઈશંકર નાનાભાઈ | કાંદાવાડી | ૨ |
| ભાવસાર. નારણદાસ લખમણ | લુહારચાલી | ૨ |
| મિ. નગીનદાસ અને મોતીલાલ જ. સરાફ | મારકીટ | ૨ |
| ભણુ. વંદ્રાવનદાસ પરસોતમદાસ | નાગદેવી | ૨ |
| શેઠ. હરગોવનદાસ જગજીવનદાસ | ડોંકાગળી | ૨ |
| ઠા. ભગવાનદાસ હરજીવન | હનુમાનગળી | ૨ |
| શેઠ. સોરાબજી નસરવાનજી વાડીઆ | પરેલ | ૨ |
| શેઠ. કેખશરૂ રતનજી કેમેશરી | કોટ | ૨ |
| શેઠ. હોરમસજી નાનાભાઇ બનાજી | ,, | ૨ |
| શેઠ. હોરમસજી રૂસ્તમજી વાડીઆ | ,, | ૨ |
| શેઠ. પેસ્તનજી બમનજી જીજીભાઇ | ,, | ૨ |

## મુંબાઇ બહાર કોટ. ૧૦૦

| | | |
|---|---|---|
| ઠા. ગિરધર પરસોતમ | મં. મારકીટ | ૧ |
| ભણુ. પરસોતમદાસ ભગવાનદાસ | નળબજાર | ૧ |
| શા. લવજી જગદીશ | ડોંકાગળી | ૧ |
| શા. ઠાકરસી દેવજી | ,, | ૧ |
| શા. કમળસી પ્રેમજી | નાગદેવી | ૧ |
| શા. કાળિદાસ હરજીવન દ. શ્રી | છીપીચાલી | ૧ |
| ખત્રી લક્ષ્મણ રામચંદ્ર | નળબજાર | ૧ |
| મિ. મનમોહનદાસ નરોત્તમદાસ | કા. પ. તળાવ | ૧ |
| શા. હરકિશનદાસ દેવીદાસ | ડોંકાગળી | ૧ |
| શા. અમીચંદ ઝવેરભાઇ | ,, | ૧ |
| શા. મોરારજી પરસોતમ દ. શ્રી | ,, | ૧ |

| | | |
|---|---|---|
| શા. હરજીવન વનમાળી ,, | ,, | ૧ |
| સોની લલુભાઇ ઇશ્વરદાસ | ,, | ૧ |
| જોશી મનસુખરામ નારણજી | ,, | ૧ |
| મોદી ત્રિભોવનદાસ રતનજી | ડોંગીચાલી | ૧ |
| મિ. શામજી નારાયણ દવે | નાગદેવી | ૬ |
| ડા. કરસનદાસ છવરાજ | નળબજાર | ૧ |
| શા. ભીમજી વિ. મુળજી શીહોરના | નાગદેવી | ૧ |
| ડાક્ટર. મોતીલાલ હરકીશનદાસ. | મ. ભોઇવાડો | ૧ |
| શા. જમનાદાસ લલુભાઇ | ડોકાગલી | ૧ |
| શા. લખમીદાસ દેવીદાસ | ડોકાગલી | ૧ |
| ડા. કેશવજી ગોવિંદજી ભાટીઆ | મં. મારકીટ | ૧ |
| શા. ત્રિભોવનદાસ જાદવજી | ડોકાગલી | ૧ |
| શા. રામજી દેવચંદ દ. શ્રી | ગણેશવાડી | ૧ |
| શા. વલભદાસ તુળશીદાસ | ડોકાગલી | ૧ |
| શા. મનમોહનદાસ દયાળદાસ સરાફ | મ. ભોઇવાડો | ૧ |
| વાઝા. આણંદજી લાધા | ગુલાલવાડી | ૧ |
| શા. હરગોવનદાસ દેવજી મો. વા. | ફરંગીદેવળ | ૧ |
| ગાંધી ત્રિભોવનદાસ વીરજી | મ. ભોઇવાડો | ૧ |
| ડા. નાનજી પ્રાગજી | ડોકાગલી | ૧ |
| મિ. અંબાઇદાસ વિ. ગોપાળજી | ,, | ૧ |
| શા. નાથુલાલ લખમીદાસ | પાંજરાપોળ | ૧ |
| ડા. વનમાળી શામજી | હનુમાનગલી | ૧ |
| શા. પરમાનંદ ગીગાભાઇ | ડોકાગલી | ૧ |
| જોશી. વિશ્વનાથ લધા | મં. મારકીટ | ૧ |
| રા. ઝવેરીલાલ ઉમયાશંકર | કા. પ. તળાવ | ૨ |
| રા. જમનાદાસ પ્રેમચંદ ડાકટર | ,, | ૧ |
| રા. નરભેરામ શિવરામ | જામળી મ્હોલો | ૧ |
| રા. હરિચંદ્ર મંછારામ | નળબજાર | ૧ |
| ભાવ. રણછોડદાસ ભગવાન ઇજનેર | નાગદેવી | ૧ |

| | | |
|---|---|---|
| શા. વિરચંદ દીપચંદ | ગીરગામ | ૧ |
| પા. ગંગાદાસ અમરજી | છીપીચાલી | ૧ |
| મિ. માણેકલાલ નરોતમદાસ | વ. ભોઇવાડો | ૧ |
| દેશાઇ. શામજી રૂગનાથજી | ડોકાગલી | ૧ |
| ઠા. લખમીદાસ ખીમજી | ગણેશવાડી | ૧ |
| પ્રેમચંદ મોતીરામ | ઇંદુપ્રકાશ | ૧ |
| શા. રામદાસ માણેકલાલ | મ. ભોઇવાડો | ૧ |
| શા. કલ્યાણજી નારણજી | ,, | ૧ |
| મિ. ગંગારામ ગોવિંદરામ ખંભાતી | ભૂલેશ્વર | ૧ |
| મિ. દામોદરદાસ કરશનદાસ | સટાબજાર | ૧ |
| શા. જગમોહનદાસ વદ્રાવનદાસ | ભૂલેશ્વર | ૧ |
| શા. કાશીદાસ ત્રિભોવનદાસ | ,, | ૧ |
| શા. હરગોવનદાસ ખુશાલભાઇ | ,, | ૧ |
| મિ. ભાઇદાસ મથુરાંદાસ | ,, | ૧ |
| શા. નાથાલાલ ભોગીલાલ | બારીઆના | ૧ |
| ડાકટર સૂરજરામ ગિરજાશંકર | મછીબજાર | ૧ |
| મુલતાની બાળકૃષ્ણ ઠાકોરદાસ | નાગદેવી | ૧ |
| મિ. જેકીશનદાસ કાશીદાસ | વ. ભોઇવાડો | ૧ |
| શા. મનોરદાસ હરખચંદ | છીપીચાલી | ૧ |
| શા. કાનજી લખમીદાસ | ડોકાગલી | ૧ |
| ભણ. શામજી કરશનદાસ | મં મારકીટ | ૧ |
| શા નારણદાસ પરસોતમ દ. શ્રી | હનુમાનગલી | ૧ |
| શા. લખમીદાસ નાગરદાસ ઝવેરી | સટાબજાર | ૧ |
| મિ. નગીનદાસ ભગુભાઇ | ભૂલેશ્વર | ૧ |
| શા. દેવીદાસ જીણાભાઇ | મ. ભોઇવાડો | ૧ |
| શા. કુંવરજી નથુભાઇ | ભૂલેશ્વર | ૧ |
| શા. મનમોહનદાસ કાશીદાસ | મ. ભોઇવાડો | ૧ |
| શા. તુળસીદાસ ભગવાનદાસ હરિભાઇ | ભૂલેશ્વર | ૧ |
| શેઠ. ઘેલાભાઇ શામળદાસ | ડોકાગલી | ૧ |

| | | |
|---|---|---|
| શા. જુઠા કલ્યાણજી | " | ૧ |
| શા. નગીનદાસ તુળસીદાસ [illegible] | કાળબાદેવ. | ૨ |
| શા. નગીનદાસ મથુરાંદાસ. | ભૂલેશ્વર | ૧ |
| શેઠ ઇશ્વરદાસ ત્રિભોવનદાસ | લ. મારકીટ | ૧ |
| ખત્રી મકનજી વિરજી | ગુલાલવાડી | ૧ |
| ઠા. ત્રિભોવનદાસ નારણદાસ | પીંજારાગલી | ૧ |
| શા. જગજીવન સુંદરજી | " | ૧ |
| ઠા રામજી છગજી | મં મારકીટ | ૧ |
| ઠા. માધવજી દયાળ | " | ૧ |
| શા. તાપીદાસ ત્રિભોવનદાસ | ડોકાગલી | ૧ |
| શા. મોતીલાલ વ્રજભુખણદાસ | ખારાકુવા | ૧ |
| ઠા. જીવનદાસ લાલજી | મં. મારકીટ | ૧ |
| ઠા. રામજી જાદવજી | " | ૧ |
| મેતાજી ભવાનીપ્રસાદ ધીરજરામ. | " | ૧ |
| શા. લખમીદાસ હરગોવિંદદાસ | લ. મારકીટ | ૧ |
| મુલતાની ધનશામ દીપચંદ | " | ૧ |
| કોઠારી. પ્રભુદાસ ગોબર. | ડોકાગલી | ૧ |
| શેઠ. વલભદાસ હરજીવનદાસ | ગણેશવાડી | ૧ |
| ,, મણીલાલ જમનાંદાસ | વીઠલવાડી | ૧ |
| શા. દુવારકાંદાસ શિવરામ | નાગદેવી | ૧ |
| શેઠ. જીવનદાસ વ્રજદાસ | હનુમાનગલી | ૧ |
| ઠા. દવન કાનજી | મં. મારકીટ | ૧ |
| ,, પરસોતમ મૂળજી | મૂ. મારકીટ | ૧ |
| જોશી. મથુરાંદાસ ગોવનજી | ગાયવાડી | ૧ |
| શે. હરિદાસ જેરામ | કરનાક બંદર | ૧ |
| શે. તુળશીદાસ વસનજી હા. કરશનદાસ | ,, | ૧ |
| શા. મૂળજી વસનજી | ,, | ૧ |
| ઠા. ખીમજી લધાભાઇ તમાકુવાળા | મસીદ બંદર | ૧ |
| શા. હરિલાલ છગાલાલ મનોરદાસ | મ. ભોઇવાડો | ૧ |

| | | |
|---|---|---|
| ડા. હરિદાસ મૂળજી તારવાળા | મસીદ બંદર | ૧ |
| રા. બા. પ્રભુદાસ કશનદાસ | કાળકાદેવી | ૧ |
| રા. બળદેવભાઇ ઘેલાભાઇ | ખારાકુવા | ૧ |
| શા. ખુશાળ માધવજી | ગણેશવાડી | ૧ |
| જોશી. કરશનજી પીતાંબર | ,, | ૧ |
| શા. ગોપાળજી જેરાજ ગાંધી | હનુમાનગલી | ૧ |
| ડા. કાળિદાસ ધરમશી | મૂ. મારકીટ | ૧ |
| શા. હરખજી વસરામ | વિઠલવાડી | ૧ |
| ,, હરજીવનદાસ કિસોરદાસ | હનુમાનગલી | ૧ |
| ,, શામજી ભાણજી | જુમામસીદ | ૧ |
| ,, મોહનલાલ અમરસી કું. | ગણેશવાડી | ૧ |
| ડા. નારણજી આણંદજી | લ. મારકીટ | ૧ |
| રા. આનંદરાવ ચંતુબા છાપણીવાળા | વિઠલવાડી | ૧ |
| ડા. મણીલાલ ત્રિભોવનદાસ | હનુમાનગલી | ૧ |
| ,, દામોદરદાસ ઝવેરદાસ | મં. મારકીટ | ૧ |
| ,, વનમાળી વિઠલદાસ | પીંજારાગલી | ૧ |
| શા. નારણદાસ જીવરાજ | મૂ. મારકીટ | ૧ |
| ડા. ગોવિંદજી કરશનદાસ | ,, | ૧ |
| ભાઇ. ધનજી વેલજી | ડોકાગલી | ૧ |
| શા. પરસોતમદાસ રતનજી સોરઠીઆ | મૂ. મારકીટ | ૧ |
| ,, વાડીલાલ ફુલચંદ | ,, | ૧ |
| મેતા. બળદેવલાલ ઝવેરીલાલ | ભુલેશ્વર | ૧ |
| ખત્રી. નરોતમદાસ જગજીવનદાસ | છીપીચાલી | ૧ |
| ,, કિસોરદાસ હરિચંદ્ર | નળબજાર | ૧ |
| મિ. નાથજી નરોતમ માસ્તર | ,, | ૧ |
| શેઠ મુળચંદ જેચંદ ગેવરીઆ. | છીપીચાલ | ૧ |
| શા. જેચંદ નારણજી | લ. મારકીટ | ૧ |
| શેઠ. વિઠલદાસ ચકુલાલ | છીપીચાલી | ૧ |
| ડા. નારણદાસ તુળજારામ | ભુલેશ્વર | ૧ |

| | | |
|---|---|---|
| શા. પાનાચંદ બાવા | લ. મારકીટ | ૧ |
| રા. આત્મારામ દામોદર સાતઘરે છા. વાળા | વિઠલવાડી | ૧ |
| ઠા. દામોદર રતનસી | મૂ. મારકીટ | ૧ |
| માસ્તર. નાથાલાલ કુબેરદાસ | ફિરંગીદેવળ | ૧ |
| મુલતાની વેણીરામ આશાનંદ | ગુલાલવાડી | ૧ |
| ઠા. રૂપજી ત્રિકમજી | લ. મારકીટ | ૧ |
| વૈદ. રવિશંકર પ્રાણશંકર | મ. ભોઇવાડો. | ૧ |
| શેઠ. ધનજી રાઘવજી | ચંપાગલી | ૧ |
| પા. ગિરધરલાલ રામદાસ | ભૂલેશ્વર | ૧ |
| દરજી. લલુ ભાણાભાઈ | બંગડીબજાર | ૧ |
| ” ગોસાઇદાસ જગજીવનદાસ | ” | ૧ |
| ” ભીખાભાઇ દુલભભાઈ વાગરેચના | ” | ૧ |
| ” ડાહ્યાભાઇ વલ્લભદાસ | ” | ૧ |
| રા. હરિલાલ બ્રિજભૂખણદાસ | ચંપાગલી | ૧ |
| શેઠ. ભાણજી જેરામ | મૂ. મારકીટ | ૧ |
| શા. નાગરદાસ પ્રભુદાસ | ” | ૧ |
| ” માધવજી વીરજી | ગુલાલવાડી | ૧ |
| ” ગીગાભાઇ દામજી | જુમામસીદ | ૧ |
| ” કરશન ગીગાભાઇ | પાયધુણી | ૧ |
| ” નરસીદાસ વિઠલ | ” | ૧ |
| ” હીરાચંદ ભગવાનદાસ | મૂ. મારકીટ | ૧ |
| ઠા. કરશનદાસ હરગોવિંદ | ” | ૧ |
| શે. કાળિદાસ ખુશાલદાસ | નળબજાર | ૧ |
| શા. ગુલાબદાસ શાકરલાલ | લાડવાડી | ૧ |
| ભટ. દામોદરદાસ રામકરસન | લ. મારકીટ | ૧ |
| રાત. ઉકા જીવા | વ. ભોઇવાડો | ૧ |
| જોશી. મોરારજી ભીમજી | છીપાચાલી | ૧ |
| શા. છગનલાલ જુઠા | સુતારચાલી | ૧ |
| ” કરશનદાસ વિજગોવીંદદાસ | ડોકાગલી | ૧ |

| | | |
|---|---|---|
| સોની. રામજી ભગવાનદાસ | સુતારચાલ | ૧ |
| મિ. રામનારણુ નાનુગામ | વિઠલવાડી | ૧ |
| ,, ભવાનીદાસ ભાણુભાઇ | ભુલેશ્વર | ૧ |
| ડા. ત્રિકમદાસ માધવજી | મૂ. મારકીટ | ૧ |
| શેઠ. હરજીવનદાસ વસનજી | મ. ભોઇવાડો | ૧ |
| ડા. કુંવરજી ઠાકરસી ઉનવાળા | નળબજાર | ૧ |
| શા. લખમીદાસ પ્રાણજીવનદાસ | ડોકાગલી | ૧ |
| જોશી. મોરારજી માવજી | ગુલાલવાડી | ૧ |
| ડા. શામજી વીરજી | ડકનરોડ | ૧ |
| શે. ગોકળદાસ આણંદજી | વ. ભોઇવાડો | ૧ |
| ડા. જેઠાભાઇ નારણજી | ગણેશવાડી | ૧ |
| માસ્તર કાશીપ્રસાદ નરભેરામ | કાળકાદેવી | ૧ |
| માસ્તર. ચુનીલાલ હરિવલ્લભદાસ | ભુલેશ્વર | ૧ |
| મિ. તુળસીદાસ લલુભાઇ મોદી | હનુમાનગલી | ૧ |
| શે. લાલચંદ હરીચંદ | કાળકાદેવી | ૧ |
| માસ્તર. ગિરજાશંકર રામચંદ્ર | ભુલેશ્વર | ૧ |
| શેઠ. નેમચંદ ખીમચંદ | ખારાકુવા | ૧ |
| સીકલીગર. હરકીસન હરજીવન | નાગદેવી | ૧ |
| મિ. હરગોવિંદદાસ જીવણદાસ કલાર્ક | કાલકાદેવી | ૧ |
| ત્રા. અમથારામ નંદરામ | ભુલેશ્વરમાં | ૧ |
| શા. ગોવિંદરામ દુવારકાદાસ | કાળકાદેવી | ૧ |
| દોશી. હરજીવનદાસ ગોવિંદજી | બંગડી બજાર | ૧ |
| ડા. બાપુભાઇ કાળીદાસ | નાગદેવી | ૧ |
| ,, નારણદાસ રાઘવજી | હનુમાનગલી | ૧ |
| ,, મોરારજી જેઠાભાઇ | ,, | ૧ |
| શે. તલકચંદ માણેકચંદ હા. દેવચંદ | ખારાકુવા | ૧ |
| સોની. ગંગારામ નરભેરામ | પારસીગલી | ૧ |
| દલાલ. મનોર ભીખાભાઇ | રં. સ્કુલ | ૧ |
| ભટ કૃષ્ણાશંકર શિવપ્રસાદ | મુંડાબજાર | ૧ |

| | | |
|---|---|---|
| ઠા. જમનાદાસ થરદાસ ધીવાળા | ,, | ૧ |
| ઠા. મૂળજીભાઇ જીવરાજ લાઇબ્રેરી<br>દા. ઈ. જ. ડાક્ટર સેક્રેટરી. | દાનતાર<br>ખડક | ૧ |
| ઠા. પરસોતમ શિવજી | વડગાદી | ૧ |
| શા. નારણદાસ કિશનદાસ | ભૂલેશ્વર | ૧ |
| જાની. લક્ષ્મીરામ કુબેર. | ,, | ૧ |
| પા. લલુભાઇ નાનાભાઈ | કાળકાદેવી | ૧ |
| મેરાઇ. મોતીલાલ કુબેર હ. જીવરાજ | સુતારચાલી | ૧ |
| મિ. મૂળચંદ મગનલાલ ચોકસી | ખારાકુવા | ૧ |
| શા. ચુનીલાલ નગીનદાસ સરફ | મ. ભોઈવાડા | ૧ |
| ઠા. પરસોતમ રતનસી | બંગડી બજાર | ૧ |
| મિ. પ્રાગજી જેઠાલાલ. | ડોકાગલી | ૧ |
| દરજી. કુંવરજી ગોવનજી | બીંડી બજાર | ૧ |
| દરજી. કલ્યાણ દુર્લભ | મચ્છીબજાર | ૧ |
| ,, નરસી કુંવરજી | ,, | ૧ |
| ,, ડાહ્યા રતનજી હા. લાલા | ,, | ૧ |
| ,, જીવરાજ ગોકળદાસ | માજનવાડી | ૧ |
| ખત્રી. ભગવાન લખમીદાસ | મચ્છીબજાર | ૧ |
| દરજી. રામા ગોવિંદ દા. ભગવાન | ,, | ૧ |
| મિ. પ્રાણજીવનદાસ ચંદજી કલાર્ક | ,, | ૧ |
| શા. બાપાલાલ બોધાભાઈ | સફરાચાલી | ૧ |
| ,, હરિલાલ દામોદરદાસ બેલાપુરીઆ. | ,, | ૧ |
| શે. નરસીદાસ ખીમચંદ | તાંબાકાંટે | ૧ |
| ,, મગનલાલ હરગોવિંદ | ,, | ૧ |
| શા. નાનાલાલ ભોગીલાલ | કાળકા દેવી | ૧ |
| ,, પરસોતમદાસ કરશનદાસ | ભુલેશ્વર | ૧ |
| ભંડારી. અમૃતલાલ તુળસીદાસ | કાળકાદેવી | ૧ |
| મિ. વિઠલદાસ વલ્લભદાસ | બીંડીબજાર | ૧ |
| ખત્રી. હંસરાજ કાનજી. | નળબજાર | ૧ |

| | | |
|---|---|---|
| મિ. નગીનદાસ મેળાપચંદ તીજોરીવાલા | ,, | ૧ |
| ઠા. ધર્મસી પરસોતમ ભાટીઆ | તેલવાડી | ૧ |
| " વિઠલદાસ ગોકળદાસ " | વિઠલવાડી | ૧ |
| દવે. મોતીલાલ જગજીવનદાસ | સફરાચાલી | ૧ |
| મા. ગણુપતરામ રેવાશંકર | જામલીમ્હોલો | ૧ |
| શા. ગોવર્ધનદાસ પ્રાગજી | સફરાચાલી | ૧ |
| વ્યાસ. મથુરભાઇ નાગરદાસ | ,, | ૧ |
| ,, નાનાલાલ લલુભાઇ | કાળકાદેવી | ૧ |
| ત્રા. કિરપારામ ત્રિકમરામ | કાંદાવાડી | ૧ |
| વોરા. હસનઅલ્લી તૈઅબઅલ્લી | સુતારચાલી | ૧ |
| ,, દાઉદભાઇ અલ્લીભાઇ | ,, | ૧ |
| મિ. નગીનદાસ દામોદરદાસ | સફરાચાલી | ૧ |
| ,, વિઠલદાસ હરજીવનદાસ | મ. ભોઇવાડો | ૧ |

## મુંબાઈ કોટમાં. ૨૨૬

| | |
|---|---|
| મોદી. લખમીદાસ ગોવિંદજી ઘોઘારી દ. શ્રી | ૧ |
| શા. અમરચંદ દેવજી દશા શ્રીમાળી | ૧ |
| ઠા. ખીમજી વલ્લભદાસ ભાટીઆ | ૧ |
| ,, છોટાલાલ આણંદજી ,, | ૧ |
| ભાવ. વલ્લભદાસ દુલ્લભદાસ ઇંજનેર | ૧ |
| મોદી. વાલજી વનમાળી ભાવનગરી | ૧ |
| મિ. પીરોજસા સોરાબજી આબાદાન | ૧ |
| ,, હોરમસજી બમનજી દાવર | ૧ |
| ભાવ. ગોવિંદજી ફકીરચંદ | ૧ |
| મિ. નવરોજી આદરજી ટાટા | ૧ |
| ઠા. હરિદાસ વિ. ભીમજી | ૧ |
| શા. પીતાંબરદાસ લાલજી મો. વા. | ૧ |
| ,, નગીનદાસ ખીમચંદ | ૧ |
| દરજી. માધવજી જગજીવન | ૧ |
| ઠા. દામોદર કરપાળ | ૧ |

| | |
|---|---|
| શેઠ. કલ્યાણદાસ કેશવદાસ | ૧ |
| ઠક્કર. પ્રાગજી નથુભાઇ | ૧ |
| ,, લીલાધર મથુરાંદાસ | ૧ |
| ,, ખટાઊ નાથાભાઇ | ૧ |
| ,, પ્રેમજી પેરાજભાઇ | ૧ |
| શા. ભોગીલાલ નરસીલાલ પોરવાડ | ૧ |
| ઠા. દામોદર જયરામ શીવજી | ૧ |
| ,, જેઠાભાઇ જેરામજી | ૧ |
| પા. કરમચંદ પ્રેમચંદ દા. જેઠાલાલ | ૧ |
| શેઠ. કાનજી રૂગનાથજી | ૧ |
| ઠા. નારણદાસ રતનજી | ૧ |
| ,, સુંદરદાસ ખેંદરજી રાઘવજી | ૧ |
| શેઠ. રતનચંદ વનમાળી | ૧ |
| ,, રણછોડદાસ હરીભાઇ મો. વા. | ૧ |
| ,, તુળશીદાસ મોરારજી | ૧ |
| ,, કેશવજી ઇશર દા. હીરાચંદ | ૧ |
| શા. નેમીદાશ ઓતમચંદ | ૧ |
| ઠા મથુરાંદાસ કચરા | ૧ |
| શા જગજીવન ત્રીકમજી | ૧ |
| ઠા. ચાપશી ગાંગજી | ૧ |
| દેશાઈ. ચતુર્ભુજ દેવચંદ મો. વા. | ૧ |
| ઠા. પ્રાગજી વિ. રામદાસ | ૧ |
| દેશાઇ. દેવકરણ નાનજી | ૧ |
| શા. લખમીદાસ વીરજી ઠાર | ૧ |
| ઠા. ગંગાદાસ નાગજી | ૧ |
| ઠા. માધવદાસ ગોકળદાસ લીલાધર પીસ્તા | ૧ |
| ,, વિઠલદાસ પરસોતમદાસ | ૧ |
| ,, શામજી ગોરધન દ. લીલાધર | ૧ |
| શા. કલ્યાણજી રણછોડદાસ | ૧ |

| | |
|---|---|
| ,, ખુશાલદાસ લાલજી ઝવેરી | ૧ |
| પા રણછોડદાસ લાલજી | ૧ |
| મિ. હરિદાસ જીવરાજ | ૧ |
| શા. નાથા ધનજી | ૧ |
| ઠા. ચતુરભોજ નારણજી | ૧ |
| શા. વછરાજ ડાહ્યાભાઇ | ૧ |
| મિ. જુઠાભાઇ હરખચંદ દેશાઇ | ૧ |
| સોની. અંબારામ મગનલાલ | ૧ |
| મી. કલ્યાણદાસ રતનજી | ૧ |
| ઠા. વાગજી કોરજી દ. જગજીવન | ૧ |
| શા વલભજી વીરચંદ | ૧ |
| ,, જગજીવન ધરમચંદ | ૧ |
| ખતરી કેશું કશન | ૧ |
| શા. ઝવેરચંદ અમરચંદ | ૧ |
| ઠા. ગોકળદાસ દેવજીભાઇ | ૧ |
| ,, વલભદાસ સુંદરદાસ | ૧ |
| સોની. અંબારામ મગનલાલ | ૧ |
| શેઠ. ફરામજી દીનશાજી પીટીત | ૧ |
| ઠા. વસનજી ડુંગરસી ભાટીઆ | ૧ |
| શેઠ. નગીનદાસ જેકીશનદાસ | ૧ |
| ,, જમશેદજી ધનજીભાઇ નેનશીન | ૧ |
| ,, લીલાધર ગોવર્ધનદાસ | ૧ |
| ,, નવરોજજી જાંગીરજી ગામડીઆ | ૧ |
| ઠા. ચતુરભુજ કાનજી | ૧ |
| ભાવ. ભીખાજી ફકીરચંદ | ૧ |
| ઠા. જેઠમલ ઉમ્મરસી | ૧ |
| શે. દોરાબજી જમશેદજી સુમાલીવાળા | ૧ |
| કુલ. ૫૬૬ | ૭૧ |

